# મીરાતે એહમદી

ભાગ ૨. [પૂરવણી]



અનુવાદક:—

કાઝી મોહમ્મદ નીઝામુદ્દીન

ચીશ્તી ફારૂકી.

શાહપુર—અમદાવાદ.




પ્રકાશક:—

પઠાણ નીઝામખાન નુરખાન

મેનેજર પોલિટિકલ ભોમીઓ.

મીરઝાપુર—અમદાવાદ.





આવૃતી પહેલી. નકલ ૫૦૦.




કીંમત રૂ. ૩-૦-૦.



MR. F. G. PRATT, I. C. S.

The able and popular Commissioner of the Northern Division.

મી. એફ. જી. પ્રાટ, આઈ. સી. એસ.

ઉત્તર વિભાગના બાહોશ અને પ્રજાપ્રિય કમિશનર

A 3477—Lakshmi Art Bombay S.

To,

**The Hon'ble Mr. F. G. Pratt, I. C. S.,**

Commissioner, Northern Division, Bombay Presidency

This work

is respectfully dedicated by

the publisher

with kind permission

in token of

grateful remembrance of personal kindness

and

as an humble tribute of general respect and esteem

especially

for sympathatic and zealous exertions undertaken

for

the welfare of the people.



# ભાષાંતરકર્તાની

# પ્રસ્તાવના.

સંસાર ચક્રને જોતાં સાંભળી આવે છે કેઃ—

ઝમીને ચમન ગુલ ખિલાતી હે કયા ક્યા, બદલતા હે રંગ આસમાં કૈસે કૈસે.
કહાં તાજે ખુસરવ કહાં તમે જમ હે, મીટે નામવરકે નિશાં કૈસે કૈસે.

સુજ્ઞ વાંચકો અને ઇતિહાસ અભિલાષીઓ, આ મિરાતે એહમદીનો બીજો ભાગ છે. પહેલો વિભાગ નગર રચનાનો છે. ઘણા હર્ષભેર પવિત્ર મહાત્માઓએ પાયો નાખ્યો છે. જોશીઓએ શુભ ઘડી વર્તી છે, શહેર વસ્યું, હિંદુ મુસલમાનોની વસ્તી છે, યાહુદીઓ, ખ્રીસ્તીઓ, પારસીઓનું નામ સંભળાતું નથી. લક્ષ્મી ભરપુર છે ને તે અહીંની અહીંજ વપરાય છે. આપણો વહેવાર દેશાવર સાથે પુર્ણ પ્રફુલ્લિત છે. રૈયતથી આસુદા ઓર બેખતર, ન ગમ મુફ્લિસીકા, ન ચોરીકા ડર. આપણી ભાગ્યરેખાને વધારે લખતાં જગ્યાની સંકોચાઇને લીધે કલમને રોકવી પડે છે. આ ગુજરાતી સુલ્તાનોનું રાજ્ય હતું.

તે પછી દીલ્લીનો દોર થયો, સુલ્તાનોની જગ્યાએ સુબા આવ્યા, ધન દીલ્લી જવા માંડયું, પણ સુબાઓ રાજકુંવરો આવવા લાગ્યા, પછી વજીરો થયા. આપણે સમુદ્રના રક્ષક હતા, તે દીલ્લીવાળા થયા. આ પુસ્તકનો ઘણો ખરો ભાગ મરેઠાઓની લુંટફાટનો હતો કે જેથી પ્રજા ઘણી પીડાઇ, બગીચા ઉજડ, મહેલો દિપકરહીત અને પુરાંઓ કબ્રસ્થાન થઇ પડયાં.

અવલીઆ અવલોકનમાં શાહ અબ્દુલ વહાબ સાહેબ, સૈયદ અબ્દુલ ફતાહ સાહેબ, કડી–માંગરોલવાળા શાહ કાઇમુદ્દીન ચીશતી સાહેબ, કડીમાં બાલાપીર, ઉનાવામાં મીરાં સૈયદઅલી દાતાર, મેસાણામાં ગોદડ શાહ, પાંચાલમાં બાવા સૈયા, રાધનપુરમાં દાતા મહાવલી, ચંડીઆદમાં પીર મેહમુદશાહ બુખારી, ગેબનશાહ, બાવા ડોકલ, બાવા લતીફ, સૈયદ મીઠાઇ સાબેઇ; શેત્રંજામાં અંગારાશાહ, દ્વારીકામાં હાજી અલી, ભરૂચમાં બાવા પ્યારા, બીબી ફતેશાહ, સુરતમાં ખ્વાજા દાતા સાહેબ વિગેરેની નોંધ લીધી નથી.

આ બસેં વરસ ઉપરનું અમદાવાદ તમારી રૂબરૂ છે. હવે ઇતિહાસની સાંકળ શ્રીમંત નવાબ સાહેબ મુહમ્મદ જલાલુદ્દીન ખાન સાહેબ બહાદુર રાધનપુરના નવાબ સાહેબે મિરાતે જલાલી નામનું પુસ્તક તૈયાર કરાવ્યું છે તેથી જોડાઇ જશે. મિરાતે સીકંદરી સને ૧૦૦૦ હીજરી સુધી, મીરાતે અહમદી ૧૧૭૬ સુધી ને મિરાતે જલાલી ૧૯૧૯ ઇસ્વી સુધી છે.

આ કામ માત્ર દેશ સેવા અને સાહિત્યમાં સહાય અર્થે કરેલું છે તે સજ્જનોને પસંદ આવે ને ખપ પડે કામ લાગે એવી આશા છે.

ભુલચુકની માફી ચાહનાર

**કાજી મુહમ્મદ નિઝામુદ્દીન ચિશ્તી ફારૂકી.**

શાહપુર—**અમદાવાદ.**

તા. ૧૮ જુલાઇ ૧૯૧૯.

# પ્રસ્તાવના.



'મીરાતે એહમદી'નો પહેલો ભાગ પ્રગટ કર્યાને ઘણો વખત થઇ ગયો છે. આ બીજો ભાગ પણ પ્રસિદ્ધ થઇ ગયો હોત પણ કેટલીક મુશ્કેલીને લઇને આ પુસ્તક બહાર પાડતાં વાર લાગી છે, તે માટે વાચકવર્ગમાં કચવાટ તો થયો હશે, પણ ઐતિહાસિક ગ્રંથોના વેચાણમાં જે નિરાશાજનક મંદી જોવામાં આવે છે અને ઇસ્લામીઓ તરફથી પણ ઉત્સાહ અને સહાયકવૃત્તિની જે કમનસીબ ખોટ આડે આવે છે, તે જોતાં અમારા વિલંબ માટે ફરિયાદનું કારણ નહિ રહે.

પહેલા ભાગમાં મુસલમાન રાજસત્તાનું બારીક અવલોકન કરવામાં આવ્યું હતું, ત્યારે આ ભાગમાં પુરાતન અમદાવાદનું વીગતવાર વર્ણન આપવામાં આવ્યું છે. શાહી જાહોજલાલીની યાદ દેવડાવતું આ શહેર પહેલાં હતું તેવું બતાવવામાં આવ્યું છે. અલબત, આજની મૂડી મજુરીએ જમાવેલ મીલોનાં ચિત્ર તેમા નથી, તો પણ રાજનગરની આગલી સમૃદ્ધિનું ટુંક બયાન તો છે. તે ઉપરાંત અવલિયાઅલ્લાહ અને સંતપુરૂષોનાં વૃતાંતોનો સારો સંગ્રહ પણ આપવામાં આવ્યો છે કે જે ખાસ કરીને મુસલમાનો માટે બહુ ઉપયોગી નિવડશે એવી આશા છે. હિંદુ મુસ્લિમ વસ્તી, તેમના ધર્મ, આચાર વિચાર, તેમનાં ધર્મધામ, તીર્થ, દેવસ્થાનો, કુંડો, મેળાઓ વગેરેનો એહવાલ જુદો આપવામાં આવ્યો છે. વળી મુસલમાન રાજ્ય દરમીયાન ચાલતા વહીવટ, અધિકારીઓનાં કામકાજ તેમજ જુદાં જુદાં ખાતાંઓની નોંધ લેવામાં આવી છે અને તે સાથે ભૂમિ વિભાગોની માહીતી આપવામાં આવી છે. આવી રીતે ગુજરાત વિષેની સર્વ જાણવા જોગ બાબતોનો આ ભાગમાં સમાવેશ કરવામાં આવ્યો છે. આખું પુસ્તક ફારસીનો અનુવાદ છે કોઇ કોઇ જગોએ અનુવાદકે પોતા તરફથી ફુટનોટ લખી છે.

આ પુસ્તકમાં ભાષાંતરકર્તાની પ્રસ્તાવનામાં બતાવવામાં આવેલ ઇસલામી બુઝુર્ગોની નોંધ નથી.' પણ ઇ. અ. બીજી આવૃતિમાં તે ખોટ પૂરી પાડવાનો પ્રયાસ કરવામાં આવશે. તે માટેની હકીકતો કે સૂચના મોકલનારાઓના અમો આભારી થઇશું.

પહેલા ભાગને જો કે કંગાલ આવકાર મળ્યો તોપણ આ ભાગ બહાર પાડવાની અમોએ હિમ્મત કરી છે, તેમાં અમારો આશય ઇસલામી તવારીખી પુસ્તકોનો શોખ ઉત્પન્ન કરવાનો છે. આ પુસ્તકને વાંચનાર દરેક

આ કામમાં સહાય આપશે એવી અમોને આશા છે. ખાસ કરીને અમદાવાદના ઇસ્લામીઓ પાસે તો આ ગ્રંથની એકેક આવૃતિ હોવીજ જોઇએ.

આ પુસ્તકની અર્પણપત્રીકા ઉત્તર વિભાગના લોકપ્રીય કમીશ્નર મી. પ્રાટે સ્વીકારી છે, કે જેની આ શહેર માટેની જ નહિ પણ આમ પબ્લિક માટેની સેવાઓનું સ્મરણ વસ્તીવર્ગના હૃદયમાં એક કીમતી ખજાના માફક જળવાઈ રહેશે. તેમની આ માયાળુ મંજુરી અમારા પ્રત્યેની સ્નેહભરી લાગણીની એક નિશાની રૂપ છે.

આ સ્થળે અમે આ પુસ્તકના માનવંતા બુઝુર્ગ અનુવાદક કાઝી મોહમ્મદ નિઝામુદ્દીન સાહેબ ચિશ્તી ફારૂકીનો આભાર માનીએ છીએ. તેમની માતૃભાષા ગુજરાતી નહિ હોવાથી જો ભાષાદોષ જણાય તો તે સુજ્ઞ વાચક વર્ગ દરગુજર કરશે. ૧૧. મે. ૧૯૨૩.

પ્રકાશક.

# અનુક્રમણિકા.

# મીરાતે એહમદી

અથવા

## ગુજરાતનો ઈતિહાસ.

### ભાગ ૨ જો.

વિભાગ ૧ લો. અહમદઆબાદ શહેર.

### શહેરની શોભા.

પ્રખ્યાત શહેર અહમદાબાદની રચના, લંબાણુ, પહોળાઈ, કોટ, પુરાંઓના નામ, બગીચાઓ, અવલીઆ લોકોની દરગાહો, દેવસ્થાનો, તથા હિંદુઓના તિર્થો, સરકારી પ્રગણાઓ, હોદ્દાઓ, ફોજદારીઓ, થાણાઓ, તથા થોડાક છુટક વિષયના વર્ણનની શરૂઆત મારી યોગ્યતા અને મને મળી આવેલા સાધનોથી તે દરેક યોગ્ય સ્થળે લખવામાં આવ્યા છે.

હવે જાણવું જોઇએ કે, આ પાનાઓ લખતાં કેટલીક હકીકત પુર્ણી ભાગમાં લેવામાં આવી છે, કેમકે મારા ઇતિહાસની સાંકળ સદાએ ભવિષ્યમાં બનતા બનાવોથી આ શહેર આબાદ રહે ત્યાં સુધી જોડાયલી રહી છે, અને તેથી આ દેશના બનાવોની નોંધ ત્યાં સુધી ચાલુ રહી સંબંધ રાખશે. અને જ્યાં સુધી મારી જીંદગી ટકી રહેશે ત્યાં સુધી એ કામ હું કરતો રહીશ, અને એક પણ બનાવની નોંધ ખોઈ નાખવામાં આવશે નહિ. તેમજ નવરાશની વેળામાં આ કામ કરતાં મને કંઈ પણ રોકાણ થવાની નથી. અને હું સઘળું બનાવોની દોરીમાં પરોવી લઇશ. અને ત્યાર પછી જે કોઇ માણસની ઇચ્છા તથા આ કામ વિશે લક્ષ હશે તે લખ્યા વિના રહેશે નહિ.

કવિત.

હવે તેં દિલ સાથે ઉમર ઉપર આશા રાખી છે પરંતુ આ આયુષ્ય તો થોડાક શ્વાસ સિવાય બીજું કંઇ પણ નથી; અને શ્વાસ ઉપર જ્યારે ઉમરનો પાયો નાંખવામાં આવેલો છે ત્યારે જીંદગી સઘળી બરબાદ છે. ( બરબાદ બર-ઉપર બાદ-હવા )

## શોભાયમાન અહમદઆબાદ શહેર.

નવા ઇસ્લામી શહેરો પૈકી આ એક શહેર છે અને તે બીજાં ખંડમાં છે કે જે ખંડનો સંબંધ બ્રહસ્પતિથી છે અને લંબાણમાં અઠાવીશ રેખા અને અઢારમાં ભાગ ઉપર અને પહોળાઇમાં ત્રેવીશ રેખા અને પંદરમાં ભાગ ઉપર આવેલું છે : અને દિનમાનની પુરી લંબાણ ત્રેવીશ ઘડી અને પાંચ પળની થાય છે અને પુરી ટુંકાઇ છવીશ ઘડી અને વીશ પળની થાય છે.

મુઝફ્ફરશાહના પૌત્ર સુલતાન અહમદે તેને વસાવવાની હીંમત કરી હતી, આ વિશે તેની બાદશાહતની હકીકત લખતાં વર્ણન આવી ગયેલું છે. એવું કહે છે કે, ૮૧૩ હીજરીમાં તેનું તખ્તનશીનનું પહેલું વર્ષ હતું. તે વખતે પોતાના પિત્રાઇ ભાઇ ફિરોજના દિકરા મોદુદની લડાઇની અગ્નિ ઓલવ્યા પછી અસાવલ કસ્બામાં આવી આશા ભીલને પકડી કેટલાક દિવસ સુધી સાબરમતી નદીના કિનારા ઉપર મુકામ કરી રહ્યા હતા. આ ઠેકાણાના હવા પાણી એને ઘણા પસંદ પડયા, તેથી તે નદિના પૂર્વ ભાગ ઉપર અસાવલની પાસેની બાજુએ સપાટ, દ્રષ્ટિ પસંદ અને મન વલણુ જગા ઉપર તેનું દિલ ચોંટયું, તેથી ઇશ્વિરી શોધના કરનારાઓમાં દીપક સમાન સરખેજવાસી શેખ અહમદ ખટુની સલાહથી કલ્યાણકારી ગુરૂવારે માંહે જીલકઅદની ત્રીજી તારીખે એટલે જોશીઓની નોંધના મહુરત પ્રમાણે સંવત ૧૪૮૯ વિક્રમાદિત્યનું અને ૧૧૧૪ શાકે શાલીવાહનના દિવસે પંદર ઘડી પાંત્રીશ પળ દિવસ ચઢયા પછી પોષ નક્ષત્રમાં અને ચંદ્ર કર્ક રાશીમાં પ્રકાશી વિરાજતો હતો તે વખતે પાયો નાખ્યો.

૨ સિંહ, ૩ કન્યામાં કેતુ ૪ તોલા ૫ વૃશ્ચિક અશ્વપતિ હોવાના લીધે બ્રહસ્પતિને ઘણી ખુશ ખુશાલી હતી. ૬ ધનમાં શની દુશ્મનનું ઘર સત્યાનાશ કરવા બેઠેલો ૭ મકરમાં મંગળ લોહી પીનારો હાથમાં તલવાર લઈ મદદ કરવા ઉભેલો ૮ કુંભ ૯ મીનમાં બુધ સોનેરી લેખણથી કેતુની સાથે હતો. ૧૦ મેષમાં રવી પૃથ્વી વાળનાર રાજસત્તા લઇ બીરાજેલો હતો ૧૧ વરખમાં શુક્ર ખુશીના મનસુબાની ઉદારતા કરતો હતો. ૧૨ મીથુન.

આ જગા પટમાં સાતે ગ્રહ આવી રીને બાર રાશીઓમાં ફરતા હતા. અને તે વખતે શહેર અહમદાબાદ વસાવવાની પહેલી ઇંટ પાયામાં મૂકવામાં આવી.

એવું કહેવાય છે કે, આ શહેરની રચનાનો રંગ ચાર માણસો જેમના નામ અહમદ (વખણાયલા) હતા તેમના હાથે રેલવામાં આવ્યો,

**પહેલો અહમદ**—શોધક શીરોમણી શેખ અહમદ ખટુના હાથમાં દોરડીનો એક છેડો હતો.

**બીજો અહમદ**—આ દેશનો બાદશાહ સુલતાન અહમદ.

**ત્રીજો અહમદ**—મલેક અહમદ જેની કબર કાળુપુર દરવાજા બહાર છે.

**ચોથો અહમદ**—ગંજે એહમદનો ખલીફા (પ્રતિનીધિ) મલેક અહમદ કે જેની કબર પાટણમાં છે અને તેના શીરાણા આગળની પાટી ઉપર લખેલું છે કે, તે પ્રવિણ પુરૂષો અહમદ નામના ચાર જણા જેમના હાથે અહમદાબાદ વસાયું તેમાંના એક આ અહમદ છે.

સને ૮૧૫-૧૪૧૨ માં ત્રણ વરસના અરસામાં ઇંટ ચૂનાના કામનો કોટ, સાબરમતી નદિ ઉપર તૈયાર થયો. તે કેડ સુધી પથરનો છે. તેમાં બાર દરવાજા એકસો ઓગણચાળીશ બુરજ, નવ ખુણા, અને છ હજાર સાતસો નવ કાંગરા મૂકવામાં આવ્યા છે. કોટનું ભરતર એ ગાડુ એક જરીબ પરતું છે. પથરની જુમા મસજીદ અને અરકનો (ભદ્રનો) કિલ્લો બાંધવામાં આવ્યો. એવી રીતે તેની બાંધણીનું કામ પુરૂં થયું. કોટની દિવાલની ઉંચાઈ સાત આઠ ગજથી વધારે નથી. પરંતુ શાહજહાંન બાદશાહના વખતમાં સેફખાને અરક કિલ્લામાં રસ્તા ઉપર બનાવેલી ખડકીની પાસે પંદર ગજ ઉંચાઈ છે. ઉત્તરમાં આવેલા હમણા દીલ્લી દરવાજો કહેવાતા ઇડરીઆ દરવાજાથી દક્ષિણે જમાલપુર સુધી અગીઆરસો પચીશ ગજની લંબાઈ, (કરમઇલાહી માપના) અને ભદ્રના ઝરૂખાથી પૂર્વમાં આવેલા સારંગપુરના દરવાજા સુધી પહોળાઇ બે હજાર અને પંદર ગજ, એટલે બે હજાર બસેં ઓગણત્રીશ વિઘા અને તેર વસાની આબાદી છે.

શીરાજ શહેરના હલવી (મીઠાશીમાં) કવિએ કવિતમાં સુલતાન અહમદના નામથી સ્થાના વરસ લખેલું અને વાચા રૂપી પોપટને આ શહેરની બીનાના વર્ણનમાં સાકર જેવા મીઠા વચનો વાપરેલા તે હેકળ લખાણ છે.

કવિત.

હલવા મીઠા વચનીએ એવી રીતે વર્ણન કરેલું છે અને દરેક વચનોમાં સો સો મોતી વાપર્યા છે કે, જ્યારે કોઈ વખતે આકાશ સંચરી બાદશાહનો સાબરમતી નદી ઉપર મુકામ થયો, તે વખતે આ ભોંય ઘણીજ આનંદ ઉપજાવતી જોઇ હતી. અને દુઃખ દરદથી તેની મટોડી એવી એવી હવા દીલને આનંદ આપતી હતી. સવારનો મંદ વાયુ બની દેશની કસ્તુરીની માફક સુગંધી આપતો હતો. આ સ્થળ સુંદર અને જગા ચોખી જોવામાં આવી. અને સારૂં પાણીવાળું ઠામ અને ચોખી હવા હતી, પ્રભુ પ્રેરણા અને અદર્શ આજ્ઞા થયેથી, બાદશાહના દીલમાં એમ આવ્યું કે, આવા સુગંધી હવાવાળા ઠેકાણે એક મોટું શહેર બાંધવું જોઇએ. તેજ વખતે બાંધકામ કરનારાઓને બાદશાહે બોલાવ્યા; અને હુકમ કર્યો કે, આજ ઠેકાણે; એક ઉત્તમ પ્રકારનું શહેર બાંધો કે જે ઠેકાણે તેના મટોડામાં પડેલા રહેવાશીઓ પણ પ્રભુ પાડ માને. અહીંની મટોડી આકાશ ઉપર જઈ પહોંચે અને લોકોના મસ્તકો તારાના ઝુમખાઓને પહોંચે, આથી લોકોના પાયા વધારે મજબુત થાય અને તેનું મથક પૃથ્વીની શોભા થઇ પડે. આકાશના મહેલ જેવી બાંધણી બાંધો, કે જે જોઈ ઇશ્વરી દુતોની આંખો બહેકી જાય, યાજુજ માજુજને કાઢવાને આ દિવાલ, પૃથ્વી ઉપર સિકંદરની દિવાલના જેવી થઈ પડે, પૃથ્વી ઉપર જાણે આકાશ બંધાયો છે, એવું બનાવો કે જેની અંદરનો દેખાવ પૃથ્વી દર્શક પ્યાલા પ્રમાણે થઇ જાય, અને તેની અંદર એક જુમા મસજીદ કરો કે જ્યાંની મટોડી ચીન તથા તાતારના પાણીને ખોઇ નાખે, તેના નિસાસામાંથી નિપજતી ગીરદ કિંવા ધુમાડી ઇસપહાન શહેરની આંખનો સુરમો થઈ પડે, નેશાપુરને એના ઉપર જીત્રસાટાની અદેખાઇ થાય, કે ગુજરાત જોઇને ખુરાસાન લોવાઈ જાય. જયારે આકાશી વૈભવવાળા બાદશાહના મનમાં એ વિચાર ઠસીને બેશી ગયો ત્યારે ત્યાં વિદ્વાન જોશીઓને બોલાવ્યા, એવા લોકો કે જે ભરપુર વિદ્યાના ભંડાર હતા. આકાશ ગતિના તિશ્કણુ જોનાર, કે જેમનું જ્ઞાન આકાશથી ભોંય તળીઆ સુધીમાં પહોંચતું હતું. તેમણે ગ્રહગતિની કુંડળીઓ જોવા માંડી અને આકાશ ગ્રહની કુંડળી બાંધી. જોશીઓ તથા ખગોળ શાસ્ત્રીઓ, સારા વિચાર સુચવનાર અને વિચારવંત, આકાશની સપાટી અગમ નીગમ કહેનાર, દુનિયામાં સર્વ જાતની જોશ ગણુતરી કરનારા, દરેક ગ્રહની પુરવણી જોઇ અને ચારે તરફ દ્રષ્ટિ નાંખવા માંડી. ભાગ્યવંત બાદશાહના ફરમાવ્યાથી શુભ ઘડી શોધી કાઢી. હીજરી

સાલનો જીલકઆદ માસ પસંદ આવ્યો. સને ૮૧૩ આકડાઓને તેર હતી. જ્યારે બાંધનારે ભોંય ઉપર પાયો નાખ્યો ત્યારે દુતોએ આકાશમાં રહીને શાબાશીના પોકારો કર્યા અને જ્યારે પાયામાં રોડા નાખ્યા ત્યારે દુતોએ કહ્યું કે, ભલું થાઓ, કલ્યાણ થાઓ, જ્યારે તે મોટી ઇમારત થઈ. તો તેનું માથું આકાશથી પણ ઉંચુ ગયું અને જ્યારે તે શહેર આબાદીથી ભરપુર થઈ ગયું, ત્યારે સપ્તખંડ પૃથ્વી હતી તે અષ્ટખંડ થઇ ગઈ. નવું વસેલું શહેર એક સુંદર સ્ત્રી સરખું શોભીતું થયું અને તેની બહાર આવેલી જમીન સાફ હતી. હવે આ નામદાર શહેરની બીનાની ગોઠવણ નાસીરૂદીન અહમદના હાથે થઇ હતી. તેથી શ્રષ્ટિમાં તેનું નામ અહમદઆબાદ પાડવામાં આવ્યું અને તેમાં અહમદ ( પેગમ્બર ) નો ધર્મ આબાદ થયો. આવી રૂડી બાંધણીનું શહેર નવેનવું વસાયું કે, આકાશે તેના જેવું કદી જોયુંજ નથી. હે પ્રભુ! તું આ ઉત્તમ શહેરને શ્રૃષ્ટિના અંત સુધી કમી અને નાશમાં લાવીશ નહિ.

## દરવાજા.

**પુર્વે**—કાળુપુર, સારંગપુર, આસ્ટોડીઆ, પૂર્વ ખૂણામાં પશ્ચિમ તરફના દરવાજા છે.

**પશ્ચિમ**—સાબરમતી નદી ઉપર આવેલા દરવાજા ખાનપુર, દરવાજા રાયખડ, અને દરવાજા ખાનજહાં, તે ખાનપુર અને રાયખડની વચમાં છે, ભદ્રની અંદર બે ખડકીઓ ( બારીઓ ) છે. એક બગીચાની ખડકી તથા એક ખડકીના રસ્તામાંજ વચ્ચે પ્રખ્યાત છે.

**ઉત્તરે**--શાહપુર દરવાજો, ઇડરીઆ દરવાજો, જેને દીલ્લી દરવાજો પણ કહે છે. દરિયાપુર દરવાજો, શાહપુર અને ઇડરીઆની વચ્ચે હલીમની ખડકી છે જે વાસી મુકેલી છે અને તેને વાસી મુકવાનું શાથી બનેલું તે વિશે ભરૂંસા લાયક હકીકત મળી નથી.

**દક્ષિણ**—જમાલપુર, બંધ દરવાજો, જેને ઢેઢીઓ દરવાજો પણ કહે છે અને તેને બંધ રાખવામાં જુદી વાતો ચાલે છે અને રાયપુર દરવાજો.

## અરક ( ભદ્રના ) કિલ્લાની લંબાઇ તથા પહોળાઈ.

સાબરમતીના કિનારાથી જુના દરવાજા સુધી વચમાં ઉંચી જગા જે લેતા આસરે સત્યાશી ગજ, અને સુલતાન એહમદે બનાવેલી મસજીદથી બગીચાના દરવાજા સુધી આસરો ગજ છે. તેની અંદર ચૌદ બુરજ છે

અને તે જુના છે અને નજમુદ્દૌલાએ એક બુરજ વધાર્યો છે, તેમાં બાદશાહી નોબતખાનાનો દરવાજો, ત્યાં બગીચો અને કચેરીના દરવાજાની બાજુ બાદશાહી સુબાઓના વખતમાં વધારી હતી. તે તેમાં ગણી નથી. લોકોમાં એને ભદ્રનો કિલ્લો કહે છે. એ જગા ગુજરાતના સુલતાનો અને સુબાઓના રહેવાની છે. એનું નામ શા ઉપરથી પડયું તે વિશે જુદા જુદા મતો અપાતા સાંભળવામાં આવે છે; પરંતુ જેના ઉપર ભરૂંસો રખાય છે તેનો મત એ છે કે, પાટણના અરકનો કિલ્લો રાજાઓએ બાંધ્યો તે ઉપરથી તેવાજ ઢબનો, અને બુરજોવાળો આ કિલ્લો બનાવવામાં આવ્યો છે, અને તેમાં તે લોકોની માતા ભદ્રકાળીનું સ્થાન છે તેથી તેને જુના વખતથી ભદ્રનો કિલ્લો કહેતા હતા. તેવુંજ અહીં એને પણ લોકો ભદ્ર કહેવા લાગ્યા, તેથી એ નામ પ્રસિદ્ધ થઈ ગયું. અને એવીજ રીતે ચાંપાનેરના કિલ્લાને અને અહમદનગરના કિલ્લાને પણ ભદ્ર કહે છે.

હવે અહમદાબાદ ગુજરાતી સુલતાનોની રાજધાનીનું શહેર ઠર્યું હતું. તેથી સુલતાનો અમલદારોના વખતમાં તેની આબાદી ધીમે ધીમે વધતી ગઈ, તેમાં વિશેષે કરીને સુલતાન મેહમુદ બેગડાના વખતમાં એક મોટો મહેલ ભદ્રમાં બાંધવામાં આવ્યો કે જેની હવેલીઓની દિવાલો હમણા સુધી જોવામાં આવે છે. અને જેનાથી બચી ન શકાય તેવા કાળ રૂપી હાથીએ બનાવનારાઓની જીંદગીની ઈમારતની ઈંટોને ધૂળધાણી કરી નાંખી અને તાણી લઇ જઈ નાશવંત મેદાનની અંદર ખુલ્લી મુકી દીધી.

## રશીવાઇજ (ના કવિત)

જમશેદ અને સંસાર જીતનાર સિકંદર હવે કયાં છે? અને તે દાદ, તે રોફ, તે બાદશાહ લોકોનો કયાં છે? તાજ, ઝેબા, તખ્ત, તથા ફરેદુન બાદશાહનો નગીનો; સિકંદરની નોબત, અને ગાવી લોકોનું નિશાન કયાં છે? સિકંદરના મિનારાથી આ સાદ કાને સંભળાય છે, દારા તું કયાં ગયો, આકાશ વૈભવ સિકંદર તું કયાં છે? જો તમે સલજુકી લોકોના દખમાં આગળ જાઓ તો કહે જો કે, સંજરને શું થયું? અને મલેક સાહેબાન કયાં છે? હવે એ કાલે બનવાનો બનાવ છે કે, બુલબુલ પક્ષીઓ સેંકડો શોકાતુર પોકારે ચીચવાટા મચાવશે અને કહેશે કે, મયુર કંડી વાયજ કયાં છે?

હફતઇકલીમ (સખ્તખંડ) નામનો પુસ્તકનો રચનાર કહે છે કે, શહેર અહમદાબાદ તેની વસ્તી અને ચોખાઇના લીધે તથા શહેરપણાના કારણથી

હિંદુસ્તાનના સઘળા શહેરો ઉપર શ્રેષ્ટતા ભોગવે છે, સ્વચ્છતામાં દર્પણ સમાન છે, અને ઈમારતો બીજા શહેરોની ઈમારતો કરતાં સરસ છે, જો એવું કહીએ કે, પૃથ્વી ઉપરના કોઈ પણ શહેર આવી ઉત્તમતા અને શોભાવાળું બંધાએલું નથી. તે ઉપમા જરાક વધારે થઈ પડશે. બીજા શહેરોના કરતાં અહીંના બજારો સારા, પહોળા અને શણગારવાળા, રહેવાશી પુરૂષ, સ્ત્રીઓ બધાં સારા નામચીન ચહેરાનાં; ખરૂં પૂછો તો એવું રૂપાળું શહેર છે કે, એના જેવા બીજા થોડાકજ શહેરો હશે. એને શહેરોની શોભા અને દુનિયાની શણગારેલી કન્યા કહી લોકો બોલાવે છે. અહીં સરસ જાતનું વણાટ કામ છે અને તે પૃથ્વી ઉપર દુર દેશાવર જાય છે. તથા જમીન તથા સમુદ્રના વહેપારીઓ તેની ઉપર સારો નફો પેદા કરે છે, આ શહેર દુનિયામાં પંકાતું છે. તેમાં ઘણા બજારો તથા મસજીદો આવેલાં છે અને શહેરની આસપાસ ત્રણસોને સાઠ પરાં વસેલાંછે.

જ્યારે બીજા સુલતાન મેહમુદની બાદશાહતનો વખત આવ્યો ત્યારે એહમદાબાદથી બાર ગાઉ ઉપર બીજા મહેમદાબાદ વસાવી પોતાની રાજધાની ઠરાવ્યું, અને એહમદાબાદથી ત્યાં સુધી બેઉ બાજુએ દુકાનો બાંધી અને લોકોને હુકમ કર્યાથી તેની આસપાસ ઈમારતો બંધાઇ અને ખરૂં,જોતાં તે પણ એક શહેર થઇ ગયું હતું. ધીમે ધીમે કારિગરો અને હુન્નરી લોકો અત્રે આવી ભેગા થઈ ગયા, અને વખતે વખતે વણાટ કામ, જરકસબી હીરગળી, કીનખાબ, રૂનો વણાટ, ઇલાયચા, મખમલ, ચિકન કામ અને કારચોબી કામ અહીંના હવા પાણીના ગુણના લીધે રંગ રૂપમાં હિંદુસ્તાનના સઘળા દેશોથી સરસ થવા માંડયાં. દુનિયામાં ગુજરાતી કામના વખાણના લીધે ઇરાન, તુરાન, રૂમ, અને શામના શહેરોમાં અહમદાબાદ પ્રખ્યાત થયું. શહેર અહમદાબાદની વણાટ, કારિગરી કુંદી અને ધોવામણી ઘણી ભપકાદાર છે. અને બીજા ઠેકાણે થતી કારિગરોની આ કારિગરી એની સુંદરતાને કોરે મુકતી નથી. આમીરના ઇમીદાર રાજા જેસીંઘે અકબર બાદશાહના વખતમાં એક નવી વસ્તી વસાવી તેનું નામ જેનગર મૂકેલું. અને તેણે પ્રયત્ન કર્યો કે, જે માલ અહમદાબાદમાં તૈયાર થાય છે તે ત્યાં કરાવવા, વાળ કામ કરનારા તથા વણાટના કારિગરોને ઇનામો તથા ખરચના પૈસા આપી બોલાવ્યા અને કારખાના ઉઘાડયા, જ્યારે કુંદી કામ રંગ ખુબાશમાં તેમજ ભભકામાં અહમદાબાદની બરોબર ન થયું. તો કુંદી કરનારાઓએ જાહેર કર્યું કે, અહમદાબાદમાં રાયણના ઝાડ છે તેના લાકડા છે જેથીજ કુંદી થાય

છે અને એ લાકડા અહીં મળ્યા નથી તેથી સારો ચળકાટ આવતો નથી. રાજાએ કેટલાક ગાડા કુંડી કરવાના ઓજારોના પાટ તથા હથોડા જેવા અહમદાબાદથી મંગાવ્યા, પરંતુ તેથી કાંઈ લાભ થયો નહિ. ટુંકમાં આ શહેર સત્તર ચકલા અને એંશી રસ્તાવાળું છે, તથા બજારો અને માથા બાંધેલ મહોલ્લા છે, ત્યાં દુકાનો આવેલી છે તે સિવાય માથા ઢાંકેલ અનેક સાંકડી ગલીઓ ઘણી છે અને કેટલાક રસ્તા તો બજારમાં ગણાતા નથી.

## ચકલાઓના નામ.

ખાસબજારનો ચકલો;—ભદ્ર અને ત્રણ દરવાજાની વચ્ચે. પાનકોટનો ચકલો; માણેકચોકનો ચકલો; ઢીંકવાનો ચકલો; બટન લીમડીનો ચકલો, ભંડેરીપુરનો ચકલો; અહાવરપુરનો ચકલો જે કબીરપુર તથા ખાડીઆ કહેવાય છે. રાયપુરનો ચકલો; અસ્ટોડીઆનો ચકલો; રાયખડનો ચકલો; ખાનપુરનો ચકલો; શાહપુરનો ચકલો; ઇડરીઆ ચકલો; સદરજહાંનો ચકલો; ઝવેરીવાડનો ચકલો; આ દરેક ચકલામાં ચબુતરો છે. અને ફરનારા નોકરો તથા કેટલાક પેદલો કે જે રાતની ચોકી કરવાને કોટવાલની તરફથી નોકરી ઉપર મુકવામાં આવ્યા છે.

## રસ્તા તથા બજારોના નામ.

( ૧ ) દરપુ, સારંગપુર દરવાજા આગળ. ( ૨ ) હુમનીવાડ, શેખ સિરાજની હવેલી પાસે. ( ૩ ) અકબરપુર, જુના વખતમાં એનું નામ ખાડીઆ હતું અને અકબર બાદશાહના વખતમાં ક્ષત્રીઓ બાદશાહની સાથે આવી સરકારી નોકરીમાં હોવાથી ત્યાં રહેલા તેથી તેમણે પોતાના બાદશાહના નામથી એ નામ પાડેલું. ( ૪ ) અસલોરીઆ, ( અસ્ટોડીઆ ) ( ૫ ) બુરહાજુલ મુલ્ક, ઇડરીઆ ચકલામાં. ( ૬ ) બુદુહપુર ( ૭ ) ખાસબજાર, ભદ્ર આગળ. ( ૮ ) હલીમના બજાર, લાલ દરવાજાની પાસે, (૯) કોસા બજાર, શેખુલ ઇસ્લામખાનના મદરસા આગળ. ( ૧૦ ) સિકંદરખાંના બજાર, ખામાસા આગળ. ( ૧૧ ) એતેમાદુલ મુલ્કના બજાર, ખાનપુર આગળ. ( ૧૨ ) અલુખાન ગુજરાતી, શાહ અલીરજાની દરગાહ પાસે. ( ૧૩ ) બીછત્રી, સાંકડી શેરી આગળ. ( ૧૪ ) પાયબરી, પાનકોટની પાસે. ( ૧૫ ) ત્રિપોલીઆ, ( ૧૬ ) તાજપુર, ( ૧૭ ) ભંડેરીપુર, (૧૮) બીડા, પહેલાના દિવાન એતેમાદખાનના ઘરની પાસે. (૧૯) પીલપીલી; દરબાર એટલે દવંદ પેલીથી. ( ૨૦ ) ખારદાર; ખાન જહાં આગળ. ( ૨૧ ) પાનકોટ, ( ૨૨ ) માના, પખાલીઆ રસ્તા પાછળ. ( ૨૩ ) પખાલીઆ ( ૨૪ ) જમાલપુર. ( ૨૫ ) જલાલપુર.

(૨૬) ઝવેરીવાડા. (૨૭) ઝામરી, માણેક ચોકમાં. (૨૮) રાણી ખીરકલા. (૨૯) અંબા શેઠના કુવાનો રસ્તો. (૩૦) અંગીઝપુર, (૩૧) દરિયાપુર, (૩૨) બહેરામ કુવાનો રસ્તો, આ પત્થર કુવો કહેવાય છે. (૩૩) ઝુઝારખાં, (૩૪) હીરા સુતારનો ચબુતરો, સાંકડી શેરીમાં. (૩૫) ખાજા યુસુફ. (૩૬) ખ્વાસુલ મુલ્ક, શેખુલ ઇસલામખાનની પાછળ. (૩૭) ખુદાવંદખાં. (૩૮) ખ્વાજી, (૩૯) દરિયાપુર, (૪૦) રાયખડ, (૪૧) દોલતખાં, (૪૨) ઢીકવા (૪૩) દરિયાખાન મેહરમ, (૪૪) રંગરેજને, (૪૫) કાળી, (૪૬) રાણી સેરાની, (૪૭) રાયપુર, (૪૮) રૂહુલ મુલ્ક, (૪૯) રજીઉલ મુલ્ક, (૫૦) શેખનુર સમરકંદી, (૫૧) સંગ ભગીન, (૫૨) સુખા, (૫૩) ગ્યાસુદ્દીન, (૫૪) શાહ મકુબ, જુના સુબા સજાઅત ખાનના ઘર પાસે, (૫૫) એતેમાદખાનની ધર્મશાળાનો રસ્તો. (૫૬) યુસુફખાન, નાગોરી સરાનો. (૫૭) સિકંદરખાન એટલે ખેદકરની ધર્મશાળાનો રસ્તો. (૫૮) દરજીઓનો રસ્તો, એટલે દરજીઓની ધર્મશાળાનો રસ્તો. (૫૯) શેખ ફરિદ એટલે બુખારાનો રસ્તો, (૬૦) મુહંમદ ભઠી એટલે ત્રણ દરવાજા પાસેનો રસ્તો, (૬૧) દસ્તુરખાનની ધર્મશાળાનો રસ્તો, આસ્ટોડીઆ પાસે. (૬૨) અઝીઝુલ મુલ્ક, જમાલપુરની પાસે. (૬૩) આલમ બુરહાન, એટલે પટવા શેરીનો રસ્તો. (૬૪) ગાલિબખાન, રાયપુરમાં. (૬૫) ફરીદપુર, કાળુપુર ચકલાથી મળેલો. (૬૬) ખજુરી, વલંદાની હવેલી આગળ. (૬૭) ગુંદી રસ્તો, પાનકોટની ડાબી બાજુએ. (૬૮) ગોરીખાન. (૬૯) કંદોઈ શેરી, પાનકોટની પાસે. (૭૦) કામેલુલ મુલ્ક રાણી રૂપમતીની મસજીદ પાછળ. (૭૧) હલીમની કોટડી. (૭૨) લાલબાઇ. (૭૩) મલેક નસીર, સુલતાન અહમદ ગુજરાતીની દરગાહ પાસે. (૭૪) મલેક બના, બંડેરીપુરેના ચકલામાં. (૭૫) મુહાફીજખાનની મસજીદનો રસ્તો. ઈડરીઆ ચકલામાં મળેલો. (૭૬) માણેક ચોક. (૭૭) રાણીના હજીરા.

આ વખતે ઈમારતો તુટી અને પડી ગઈ છે અને ખંડેરો એટલા બધા થઈ ગયા છે કે કેટલાક અજાણ્યા નવા નવા રસ્તા મકાનોના ચોકમાં તથા ઓસરીઓ અને દીવાનખાનાઓમાં પડી ગયા છે અને બરાબર જોતા-ચલા રસ્તાઓ મુદ્દલ કામ વગરના થઈ ગયા છે.

હે પ્રભુ! કેવા કેવા સુંદર મનરંજન મહેલો, કેવી સ્વચ્છતા ભરેલા મકાનો, કેવી કેવી ઉંચી ઇમારતો, વિસ્તિર્ણવાસો જે ઉંચા મનના બાદશાહ જાદાઓએ અને ઉત્તમ અંતકરણના અમીર ઉમરાવોએ અને શોખીન સદ

ગ્રહસ્થોએ ઘણાં નાણાં ખરચી ઇમારતો તૈયાર કરેલી અને તેમાં તેઓ રહેતા, તે દુનિયા હેરફેર અને કાળના કૃત્યોથી વગર દીપકના થઈ ગયા છે અને ખંડેર થઈ પડયા છે. તેમના માલિકોના નામ નિશાન પૃથ્વી રૂપી પૃષ્ટ ઉપર જણાતાં નથી. કહેવત છે કે, "પ્રભુ સિવાય ઘરમાં કોઇ નથી." એ સિદ્ધ થઈ જોવામાં આવશે. ઉજડ થઈ ઝાડો ઉગી નીકળ્યા અને ઘાસ ઉછેરાઇ ગઇ, અને કેટલેક ઠેકાણે ખેતરો થઈ ખેતી થાય છે.

**કવિત.**

સીઝરના રાજમહેલની દિવાલ ઉપર આ કવિતા લખેલી મારા જોવામાં આવી, તે સાથે મારૂં કાળજું લોહી લુહાણુ થઇ ગયું અને છાતીમાં દરદ ઉત્પન્ન થઇ ગયું. આયુષ્યરૂપી મહેલ જે સારો છે અને ઇમારત કરનારાઓના નકશી કામો શોભાયમાન છે, પરંતુ તે શા કામના! મોત–કાળ તેને ખરાબ કરી નાંખશે.

ટુંકસાર—રાજાધિરાજ કસરા, ક્યાવકશાહની કંઇ પણ અસર જોવામાં આવતી નથી. અને કેટલેક ઠેકાણે નિશાન દાખલ દિવાલો રહી ગઈ છે. જેની અંદર ચામાચીડીઆ અને ઘુવડોનો વાસ થયો છે. ને ભોંયમાં કીડા આવી રહેલા જોવામાં આવે છે. કુરાનની આયાત છે કે:—" અરે આંખોવાળા કંઈ શીખામણ લો."

**કવિત.**

આકાશની સાથે વાતો કરતા મહેલો જેના બારણા આગળ રાજકર્તાઓ દંડવતો કરતા હતા અને અમે જોયું કે, તેના કંગુરા ઉપર હોલાઓ બેશીને કુ કુ કુ કુ ( તે ક્યાં છે તે ક્યાં છે ) એમ ઉચ્ચારતા હતા.

## મસજીદો.

ગુજરાતી સુલતાનો તથા તેમના અમીરો અરબી કહેવત પ્રમાણે કે, " રાજકર્તાના ધર્મે પ્રજાનો ધર્મ હોય છે, " તેમની હીંમતનો સઘળો ભાગ ધર્મ પ્રસારવામાં અને મુસલમાની ધર્મના પ્રકાશને વધારવા તરફ વળેલો હતો, તેથી તે વખતે પત્થરની મસજીદો દુર દેશાવરથી પત્થરા લાવીને બંધાવેલી છે. કેટલીક મસજીદો શાહજાદાઓની બાંધેલી અને મોટા મોટા અમીરોની કરેલી જોવામાં આવે છે, તેમજ બાદશાહોની બેગમો તથા અમીરોની બીબીઓએ પણ એ કામમાં ભાગ લીધો છે કે જેમના નામો તથા વર્ણન કર્યાથી ઘણું લંબાણ થઇ પડે, ને તે હાલ સુધી બાકી રહેલી છે. ચારસો પચાસ

અથવા કેટલાકનું કહેવું છે કે, પાંચસો મસજીદો બંધાએલી તેઓ ઉંચી રાતા પથ્થરની ઘણીજ સંપૂર્ણ રીતે કરેલી, થાંભલાઓથી મજબુતી આપેલી ઉંચા ઉંચા મિનારા વાળી જોવામાં આવે છે તેમાં કેટલીક શહેરની બહાર છે અને કેટલીક તો એના બાંધનારા કોણ હશે તે પણ કહેવાતું નથી એવી છે.

કેટલીક મસજીદોના બનાવનારાઓ તથા કારિગરોએ પોતાની વિદ્યા અને હુન્નરનો ઉપયોગ કરેલો છે, તેમાં વિશેષે કરીને મુઅજેમખાનના પુરાની મસજીદમાં, ખુદાવંદખાનની મસજીદમાં અને અછુત કુકીની મસજીદમાં કારિગરી ઉંચા શીખરે પહોંચેલી છે.

**અછુતકુકીની મસજીદ** ( શાહપુર દરવાજા બહાર )

એ અછુતકુકીની મસજીદ કહેવાય છે. ( હમણાં બડી મસજીદ ) તેને મલેક બહાઉદીન મલેક સારંગના ભાઇ ઇખ્તીઆરૂલ મુલ્કે બાંધેલી છે, અને બીજા લોકો જેણે પરિક્ષા કરી છે તેમનું કહેવું અને આ વાત પૂર્ણ પ્રસિદ્ધ છે કે તેના મોટા મિનારા એવી રીતે કર્યા છે કે, એક માણસ અથવા બે માણસ તેમને હલાવે તો ડોલવા માંડી જાય છે અને નવાઇ જેવું એ છે કે, એક મિનારાને હલાવે તો દુર રહેલો બીજો મિનારો પણ ડોલી જાય છે અને તેનું કારણ જણાયું નથી. માત્ર પ્રભુનેજ તે વિશે જ્ઞાન છે.

એમ મહોલાંઓની અંદર શહેરમાં અથવા બહાર મસજીદો આવેલી છે, તેમની ગણતરી થઇ શકતી નથી. ગુજરાતી અમીરોની મસજીદો સિવાય તેમના મકાનો અને રહેઠાણોની કાંઇ નિશાની રહેલી નથી. ઘણી ખરી મસજીદો શહેર તથા શહેર બહાર ખરૂં પૂછતાં બધી મસજીદોમાં કોઇ દીવો પણ કરતું નથી. અને નિમાજ પઢનાર તો ક્યાંથી જોવાય અને કેટલીક તો તુટી ફુટી પણ ગઇ છે. ઔરંગજેબ બાદશાહની હકુમતના છેલા ભાગ સુધી આવીજ હાલત હતી. પછી બાદશાહે મરામત કરવા માંડી અને તેમજ મુલકની આબાદી હતી અને મરામત ચાલુ હતી.

## શહેર બહારના પુરાઓ.

શહેરની શરૂઆતની વસ્તીના વખતે આબાદી ઘણી નહોતી. શાહજાદાઓ તથા અમીરોએ પોતાને રહેવાને વાસ્તે મકાનો તૈયાર કરાવેલા હતા. પાસે પાસે મકાનો બાંધી રહેતા હતા. અને તે મકાનો તેમના નામે પુરા કહેવાવા લાગ્યા. જેમકે આદરપુર, કાજીપુર, તાજપુર, જમાલપુર, વિગેરે અને

તેમના જેવા બીજા પુરાઓનું વર્ણન રસ્તા બજારો અને ગલીબારીઓના નામના વર્ણનમાં; તેઓ વિશે પણ કહેવામાં આવ્યું છે.

જ્યારે શહેર વસાઈ ગયું, ત્યારે શહેરની બહાર વસ્તી વધવા લાગી અને ધીમે ધીમે ઘણા પુરાઓ થઈ પડયા. એવું કહેવાય છે કે, જુના વખતમાં ત્રણસોને સાઠ અને કેટલાક કહે છે કે ત્રણસેને એંશી પુરાઓ હતા. જે પુરાઓ ગુજરાતી અમીરોએ પોતાના નામથી શહેર ફરતા વસાવેલા છે અને તેમાં પોતાના ફોજ ફાંટો લઇ તેઓ રહેતા હતા. તે પુરાઓ આબાદ હતા. કદી આ હિસાબે જોતાં અકબર બાદશાહના વખતમાં હવેલી પ્રગણામાં ગણાતા ગામડાઓની ગણતરી પણ પુરાઓમાં થઇ ગઇ હશે. આ વખતે જે પુરાઓ દુર છે તે ગામોમાં ગણવામાં આવ્યા છે, જેમકે ઇસનપુર અને અસારવા, આસપુર, સમીપુર, ઇનાયતપુર, શેખપુર, અને એવા જે બીજા પુરાઓ છે તે. આ દરેક પુરાઓમાં ઘણી મજબુત, વિશાળ અને સંગીન મસજીદ છે.

પુરાઓ શહેર કોટની પાસે છે તેમાંના ઘણાખરા પૈસાદાર લોકોને સુબાઓની પાસે આવતા જતાં લંબાણ પડતી હતી તેથી તેમણે પોતાના નામથી વસાવ્યા છે તે. દરેક પુરામાં એટલી વસ્તી હતી કે, જાણે એક શહેર હોય એમ જણાતું, "તસકરેતુલ મુલ્ક" નામના પુસ્તકના રચનારાએ લખ્યું છે કે, ઉસમાપુરના દરવાજે હુન્નરી લોકોની હજાર દુકાનો છે અને તેમજ તોફાન તથા ફિસાદો અને હીલા હરકતો આદિ દેશમાં ઉભી થતાં પહેલા સઘળા પુરાઓ વહેપારીઓ, હુન્નરી કારિગરો અને ધંધાદારીઓ તથા કારકુનો, નોકરો, અધિકારીઓ, સિપાઇઓ તથા હિંદુ મુસલમાનોથી ભરપુર અને આબાદ હતા. લોકોને પૈસા ટકા સારા હોવાના લીધે મોટી મોટી ઇમારતો બાંધી તેમાં રહેતા હતા. મેં (આ ગ્રંથકર્તાએ) સઘળાને તેજ અને આબાદ મારી આંખે જોયા છે અને મળેલા કેટલાક પુરાઓને સારી પેઠે દીઠા છે.

હવે એ એવી રીતે ઉજડ થઇ ગયા છે અને જંગલ જેવા થઈ રહ્યા છે કે તેની કાંઇ નિશાની જોવામાં આવતી નથી કે ઇમારતો શું અને કેવી હશે અને તેમની હદ કયાં સુધી હશે! તેની ચતુરસીમાં જણાતી નથી. ત્યારે હવે તેમના બાંધનારાઓનો તો શો પતો લાગે! કદી એમ પણ હોય કે, ઘણા પુરાઓના નામ નિશાન સ્મરણ શક્તિથી ઉડી ગયા હશે પરંતુ કેટલેક ઠેકાણે મસજીદોની મુળ બાંધણી અથવા પત્થર ચુનાના દરવાજાઓ કરેલા તે હાલ સુધી રહેલા છે. તે લોકોએ લોકીના ઘુંટડા પીને કરેલા કામ ઉપર નજર રાખી ફરીથી આબાદ કરવાના હેતુથી અકબર બાદશાહના તાબામાં

આ દેશ આવ્યા પછી સુબાઓ અને અમીરોએ આ તરફ લક્ષ પહોંચાડી કેટલાક અસલ નામનિશાનથી અને કેટલાક લોકોથી મળી શકી તેટલી હકીકત લઇ પોતાની જાણું પ્રમાણે વસાવનારાઓના નામો સામેલ કરી દીધા.

## સાબરમતી નદીની આ તરફ શહેર ફરતા પુરાઓના નામ.

•શાહપુર—શહેરની પશ્ચિમ દિશાએ સાબરમતીની રેતી પાસે જુની વસ્તી હતી. અને ઔરંગજેબના વખતમાં મોટા કાજીએ નવેસરથી વસ્તી કરી તેનું નામ કાજીપુર આપ્યું અને તેમાં હાલ કહેવાતી અબુતફુકીની મસજીદ છે કે જે ગુજરાતી અમીર બહાવદીન ઇખ્તીઆરૂલ મુલ્કે બાંધેલી છે.

હાજીપુર—હાજી બહાઉદ્દીન ઇજદુલ મુલ્ક સુલતાન મેહમુદ બેગડાના અમીરે વસાવેલું અને તેની અંદર પત્થરની મસ્જીદ તેની કરેલી છે.

દરિયાપુર—સુલતાન મેહેમુદ બેગડાના અમીરે દરિયાખાંએ આબાદ કરેલું અને ઇંટ ચુનાનો ઘુમટ જેમાં તે દટાયા છે તે તેનોજ કરેલો છે અને ગુજરાત દેશમાં આવી લંબાઇ પહોળાઇનો ઘુમટ કદી બાંધવામાં આવેલો નથી.

મુલતાનપુર—વસાવનારનું નામ જાણવામાં આવેલું નથી.

મકસુદપુર—પહેલાના વખતમાં પરૂ હતું અને શાહજહાં બાદશાહની સુબેદારીના વખતમાં તે શાહીબાગ બનાવી દેવામાં આવ્યો.

* માહપુર—એના વસાવનારનું નામ જણાતું નથી.

શેરપુર—હમણાં તેમાં સઘળું કબ્રસ્તાન થઇ ગયું છે.

લોધીપુર—એનું જુનું નામ બાકરાબાદ.

પનાપુર—બહાદુરખાં સુબાએ ઔરંગઝેબના વખતમાં પોતાની સુબાગીરીમાં પોતાનું નામ મહંમદ પના હોવાના લીધે એ નામ આપી ફરીથી વસાવ્યું.

જહાંગીરપુર—આ જગાએ પુરાની આબાદી હતી. જ્યારે જહાંગીર બાદશાહની સ્વારી આ શહેરમાં આવી ત્યારે ત્યાં એક તોફાન થયું હતું. તેથી નવેસરથી બાદશાહના નામે આબાદ થયું.

---

* એનો વસાવનાર શેખ માહ શેખ અધનના દીકરા એક ઓલીઆ હતા. અને તે ચિસ્તી ખાનદાનના હતા. તેમની કબર કલેકટર સાહેબના બંગલા અને ભીમનાથ મહાદેવની પાસે છે. હાલ તે નવા પીરના નામે ઓળખાય છે. અને રજબ માસમાં તેમનો ઉરસ થાય છે. ( મીરતુલ્ ઔલીઆ પુસ્તક ઉપરથી ) ભાષાન્તર કર્તાના પુસ્તક લોકરનું અખબારમાંથી.

સીકંદરપુર—જુની વસ્તી છે.

અહમદપુર—જુના કાળથી છે.

હૈબતપુર—ગુજરાતી અમીર હૈબતખાંએ વસાવેલું અને તેની પથ્થરની બનાવેલી મસજીદ ત્યાં છે.

અસારવા—શહેર વસતા પહેલાંની વસ્તીનું છે, હમણાં હવેલી પ્રગણાના ગામોમાં ગણાય છે.

હરિપુર—ગુજરાતી સુલતાનોમાંના કોઇ સુલતાનના વખતમાં હરીબાઇએ વસાવેલું, એક મોટી સુંદર વાવ, મસજીદ તથા તેને દાટયા તે ઉપર ઘુંમટ ત્યાં છે તે સઘળું તેણે બાંધ્યું છે. મજબુત ઉનનું કામ કરનારા અને કેટલાક કારિગરો ત્યાં રહેતા. હવે અસારવાના પાડોશના કારણથી વસ્તી ઘટી ગઈ છે.

બીબીપુર—ગુજરાતી બાદશાહોના વખતમાં બીબીમાંએ વસાવેલું. આ બીબી તે વખતમાં ઘણી ધર્મી ગણાતી અને પુરી ભક્ત હતી. એમનો પંથ ચિસ્તી હતો, અહીંઆ એ રહેતા હતા. મસજીદ તથા દરગાહ સાથે તેમની આરામગાહ ત્યાંજ છે.

હરહરપુર—જુની વસ્તીઓ છે.

રૂપપુર—જુની વસ્તીઓ છે.

કાળુપુર—આબા હાજી કાળુ મેહમુદી અમીરે વસાવેલુ.

| | |
|---|---|
| રસુલપુર—<br>ગાલીબપુર—<br>સૈયદ આબાદ (સરસપુર)— | ગુજરાતી બાદશાહોના વખતની વસ્તીઓ છે હમણાં તેમની વસ્તી ઓછી થઈ ગઇ છે. |
| મીઠાપુર—<br>જમનાપુર—<br>સાહેબપુર—<br>સલીમપુર— | જુના વખતથી વસેલા છે. |

નુરૂલ્લાપુર—સરસપુરની બાજુએ શેખનુર મહંમદ અમાનતખાંએ મુહમદ ફર્રૂખસીઅર બાદશાહના વખતમાં વસાવેલું.

| | |
|---|---|
| સલીમપુર—<br>ખેમપુર—<br>નસીરપુર— | સરકીવાડો. |
| રસુલપુર—<br>બરમાપુર— | જુની વસ્તીઓ. તેમના લોક પ્રાસદ્ધ નામો માલુમ પડયા નથી. |

સારંગપુર—શહેરની બહાર તેજ નામથી ઓળખાય છે, તે સુલતાન મહંમદના અમીર કિવામુલ મુલ્ક મલેક સારંગે વસાવેલું અને વચ્ચે ઘણી મજબુત સારા પત્થરની મસજીદ કરેલી. સીદી બશીર નામના માણસની કબર તેની પંગતીમાં હોવાના લીધે અને તે મસજીદની ઇમારતનો અધિકારી હતો. તેના નામથી પ્રખ્યાત થઇ અને મોમીનખાં સાથે સદાશીવ રામચંદ્રની લડાઇના ઘેરાના વખતમાં એ મસજીદ પડી ગઈ એ વિશે એની જગાએ વર્ણન કરવામાં આવ્યું છે.

અફજલપુર—બીજા સુલતાન મેહમુદના વખતમાં અફજલખાં બંબાનીએ વસાવેલું, પત્થરની મસજીદ, ધર્મશાળા અને તેની દરગાહ ત્યાં છે.

એકનપુર—જુની વસ્તી છે.

તોગાનપુર—સુલતાન મેહમુદના અમીરે વસાવેલું.

રાજપુર—જુનું વસેલું છે, તેના વસાવનારની ખબર મળી નથી, કે કોણ હતો. આ પુર ઘણું મોટું હતું. એક નાના શહેર સરખું આબાદ હતું અને તેમાં વહેપારીઓ, નોકરો, અમલદારો, કસબી અને નાની જમાતના ઘણા વંહોરાઓ ( કોટીઆઓ ) રહેતા અને જમીન ઉપર તથા સમુદ્ર માર્ગનો વહેપાર તેઓ કરતા હતા અને તેમાં ઘણા રૂપિયા ખરચી મોટી મોટી ઇમારતો બંધાઇ હતી.

ગોમતીપુર—તે વસાવનારની ખબર નથી. તેમાં આછી વસ્તી છે.

કાંગસીવાડો—<br>
લાલપુર—<br>
મુઅઝ્ઝેમપુર—<br>
મુઅઝ્ઝેમ આબાદ— } જુની વસ્તીઓ છે.

મંઝનપુર—શાહે આલમના પૌત્ર સૈયદ મસઉદે વસાવેલું અને પોતાના દાદાના નામથી પ્રસિદ્ધ કરેલું.

બાબીપુર—સફદરખાંએ બાબીએ આબાદ કરેલું.

નવાપુર—<br>
ગંજપુર—<br>
સુલતાનપુર— } જુના છે, અને સૈયદ અબદુર રહીમ રફાઇએ વસાવેલા. તેમની કબર ત્યાંજ છે.

કીશોરપુર—રાજેપુરની બાજુએ સફદરખાનના કારભારી કીશોરદાસે વસાવેલું. એને ફરતો કોટ હતો, અને તેમાં પોતાને રહેવાનું સરસ ઘર બાંધેલું હતું.

માસુમપુર—માસુમકુલી ઉર્ફે સનઅતખાન શહીદે ફરીથી વસાવેલું.

મુરાદગંજ—બાદશાહજાદો મુરાદબખ્સ સુબો હતો તે વખતે આબાદ થયેલ.

જમનાપુર—
બેગમપુર ઉર્ફે ખાજાપુર— } જુના હતા.

રહેમતપુર ઉર્ફે વહાબગંજ—ઔરંગઝેબના વખતમાં મોટા કાજી અબદુલ વહાબે તે વસાવેલું. અને પોતાના નામથી તેને પ્રખ્યાત કરેલું. તે વખતે ગાંસડી વણાટ માલનું મહેસુલખાતું તેના સગા મોહંમદ જમાલના તાબામાં હતું તેથી વસ્તી વધારવાના સારૂ સુરત બંદરથી આવતા માલનું મહેસુલ અને દાખલા ખાતું અહીંજ સ્થાપેલું અને કામકાજના અર્થે નોકરો ત્યાંજ રહેતા હતા. અને મહેસુલ લેવાનું વધઘટ તથા દાખલા ત્યાંજ લેવાતા હતા. આ કામ હી. સને ૧૧૫૦ સુધી ત્યાંજ થતું હતું.

નેનપુર—જુની આબાદી હતી. અને શહેર બહાર ખાતાના રોજદારની ગઢી ત્યાંજ છે. પુરાની આબાદી ઉજડ થઈ ગઈ છે.

સૈયદપુર—આસ્ટોડીઆ દરવાજાની પાસે બીજા સુલતાન એહમદના અમીર કેવામુલમુલ્ક સૈયદ અતાઉલ્લાએ તેને વસાવ્યું હતું. તેની કબર પણ ત્યાંજ છે.

ચંગીઝપુર—બીજા સુલતાન મેહમુદના ગુલામ ચંગીઝખાંએ વસાવેલું. તેણે છેલા ભાગમાં હુંજ છું એવા અભિમાનનો ઝુંડો ઉઠાવ્યો હતો. અને સ્થિરતા અને સ્તબ્ધપણું દાખવ્યું હતું. એ વિશેનું વર્ણન તેની જગા ઉપર થઈ ગયું છે.

લેકોપુર—
કંગાલપુર— } જુના વખતથી હતા.

બહાદુરગંજ—ગુજરાતી સુલતાન બહાદુરનું વસાવેલું હશે.

અકરમપુર—
મફાખરપુર— } અકરમુદીનખાન સુબાના સદરૂસ્સુદુર અને અબુલ મુફાખરખાન તેના ભાઈએ ઔરંગઝેબના વખતમાં પોતાના નામો આપી આબાદ કરેલા.

હીરપુર—
નવાપુર— } જુના વખતથી હતા.

અલીમપુર—ખુદાવંદખાન મલેક અલીમ સુલતાન એહમદના અમીરે વસાવેલું. અને તે સુલતાન એહમદના પુત્ર સુલતાન મોહંમદનો જમાઈ હતો.

તેમાં તેની બનાવેલી પત્થરની મસજીદ છે અને તેની પાછળજ તેની કબર છે અને શેખ કમાલ માલવીની દરગાહ તેની પાછળ છે.

કેરાપુર— એને કાજીપુર પણ કહે છે. એને શહેરના કાજી અબુલ ફરહખાને ઔરંગઝેબના વખતમાં વસાવેલું હતું, અને તેઓ ત્યાં પત્થરની સારી મસ્જીદ બનાવી ત્યાંજ રહેતા હતા અને શરેહના સઘળા કામો ત્યાંજ રહીને કરતા હતા. મને એક વખત તે મકાનો જોવાની તક મળેલી અને હમણાં તે મકાનોની કંઇપણ એંધાણી નથી. તેને આબાદ કરનાર અને વસાવનાર દુનિયામાંથી નાપેદ થઇ ગયા.

નુરગંજ—જે વખતે જહાંગીર બાદશાહ સહેલ અને શીકારના વાસ્તે અહીં આવેલા તે વખતે નુરજહાં બેગમની યાદગીરી દાખલ નામ આપી વસાવેલું. ગુજરાતી અમીર તાજખાન તીરપાલી શાહેઆલમ સાહેબના ઘુમટના બનાવનારની દરગાહ ત્યાંજ છે.

જોરાવરપુર—જવાંમર્દખાં બાબીએ ફર્રૂખસીઅર બાદશાહના છેલ્લા વખતે પોતાના છોકરાના નામથી નવી ઇદગાહ પાસે આબાદ કરેલું.

રસુલાબાદ—શાહેઆલમ સાહેબે લોકોને લાવીને વસાવેલું છે. અને એ સાહેબની કબર ત્યાં છે. અને તે વખતે સૈયદો તથા એમની ઓલાદોના રહેવાની જગા થઇ ગયેલી તે લોકોએ એવા ઓલીઆની અદબ રાખી નહિ અને મદદ ખરચ તથા ઉરસ ખરચ તથા મુસાફર ખરચના નાણા પોતાના ઉપયોગમાં લઇ નિરાંતે દહાડા કાપતા હતા અને ધીમે ધીમે સારા સારા મકાનો તથા સુંદર બગીચા બનાવીને રહેતા હતા. સૈયદોના માન અને રોજાની અદબના લીધે સુબા અને અધિકારીમાંથી કોઇ ત્યાં રહેતી રૈયતને કંઇ ઇજા હરકત કરતા નહોતા. અને અસલથી આ પુરાણી દરગાહથી સંબંધ હતો, મહેસુલ આવદાની, સાયરની ઉપજ નકામા ધંધાદારીઓ જમીનની વેચાણ ખરીદી ગાદીવાળાના અધિકારમાં હતી અને શહેરના ખત પત્રો દરગાહના કાજીની મહોરથી તે જુદા કરતા હતા.

રસુલાબાદ—(નામે ખામંદરોલપુર, સૈયદ હામીદપુર, સૈયદ રઝેવીખાનપુર, ફિરોજપુર, હસનપુર, બગલીપુર, એરંદાપુર, બહાઉદ્દીનપુર) આ સઘળા પુરા મહારાજા અભેસિંહની હકુમત સુધી આબાદ હતા. અને બાબાનબાઇની લડાઇની વખતે ઉજ્જડ અને વગર દીપકના થઇ ગયા. તેના વર્ણનની જગાએ કહેવામાં આવેલું છે.

રઝીખાનપુર—ઔરંગજેબના વખતમાં મુખ્ય સુબા રઝીખાંએ વસાવેલું.

એરંદાપુર, નેશાપુર, ખિઝરપુર—પહેલાંથી આબાદ હતા.

હસદપુર અને મેહમુદપુર—શાહેઆલમ સાહેબના કારણથી વસાવેલાં.

હામીદપુર—શાહેઆલમ સાહેબના દિકરા સૈયદ હામીદ બુખારીએ આબાદ કરેલું અને તેના પછવાડે શોભીતી હવેલી કરેલી. ખામીંદરોલ ગુજરાતી સુલતાનોના વખતથી હતું, સુલતાન મોહંમદના દીકરા સુલતાન કુતબુદ્દીને તેમાં ઇમારતો બાંધી હતી અને ઘણી વખતે તે પોતે તેમાં રહેતો હતો. હમણાં તે ઇમારતોની કાંઇપિણુ નિશાની જોવામાં આવતી નથી અને વસતી પણ નથી.

ઇસનપુર—રસુલાબાદ અને વટવાની વચ્ચે છે, શાહેઆલમ સાહેબે આ પુરાને બે બાજુવાળો એવું નામ આપેલું, અને સુલતાન મેહમુદના અમીર નિઝામુલમુલ્ક મલેક ઇસને પોતાના નામથી આબાદ કરેલું, રસ્તા ઉપર ખુબી ઉપજાવતી મસજીદ, તેની દરગાહની સાથે તળાવ તથા બગીચો બનાવેલો. અહીં ઇંટો ચુનો અને અડદનો લોટ મેળવીને વસ્તીને ફરતો કોટ કરેલો તે હાલ સુધી હતો, અને તેની જમીનમાં આંબા તથા રાયણના ઝાડો છે અને હવેલી પ્રગણામાં એ ગામ દાખલ છે અને એની ઉપજ શાહેઆલમ સાહેબના રોજામાં ખરચાય છે.

નવાવાસ—એનો વસાવનાર જણાયો નથી.

ખુદનપુર—ગુજરાતી અમીર મલેક ખુદનએ વસાવેલું છે. પત્થરની મસ્જીદ તથા તેની કબર ત્યાં છે, હવે અહીં શાહેઆલમ સાહેબના ઘણા સેવકો રહેતા હતા. તેથી તેમણે તેનું નામ ખુદેમપુર રાખેલું. ( ખાદમ—સેવક ) મારજા શેખ અલી ખતીબની કબર ત્યાં છે.

| | |
|---|---|
| બહેરામપુર— | જુની વસ્તીઓ છે. |
| મઝોરી— | |
| અસાવાલ— | |

કુતબપુર—ઘણું કરીને કુતબે આલમ સાહેબ ત્યાં રહેતા તેથી તેમના નામથી આબાદ થએલું હશે, હમણાં તે ઉજડ છે.

કાસમપુર—સાબરમતી નદી નજીક શહેરથી દક્ષિણ દિશાએ ઔરંગજેબના વખતમાં મીર કાસમે આબાદ કરેલું અને તેની દરગાહ ત્યાં છે.

રાજુપુર—શાહેઆલમ સાહેબના કારણથી આબાદ થએલું.

ખાનપુર—સાબરમતી નદી ઉપર સૈયદ હસનખાંને વસાવેલું, ઔરંગજેબના વખતમાં બગીચો તથા તેની દરગાહ ત્યાં છે.

# સાબરમતી નદીની પેલીપાર આવેલા પરાઓ.

તેમની વસ્તી જુની અને હવેલી પ્રગણાના ગામોમાં તે લખાઇ પણ ગયા છે.

ઉસમાનપુર—કુતબે આલમના શિષ્ય સૈયદ ઉસમાને વસાવ્યું. શમે બુરહાનનું ઉપનામ તેમને મળેલું. (બુરહાની દીપક) પત્થરની મસજીદ અને સૈયદ સાહેબની ઘણીજ સુંદર કબર છે અને શોભાયમાન છે. અહીં વસ્તી ઘણી ઘાટી છે તજકરમુલમુલ્કના રચનારે લખેલું ઉપર આવી ગયું છે ને તે જગાએ આબાદી જોઇ છે. કરીઆણાની ઘણીખરી જણસો હરડે વગેરે અને રાજધાનીની ઉપજ ઘી નાણા વિગેરેનો હેરફેર ત્યાં થતો. હાલ તે બગડી ગયું છે.

ખાનપુર—શહેરના દરવાજાની સામા કે જે એજ પુરાના નામ ઉપરથી ખાનપુર દરવાજો કહેવાય છે.

નવરંગપુર—નવરંગપુરની વસ્તી ઓછી છે, ઔરંગજેબ બાદશાહના વખતમાં શહેરનો અમલદાર સજાઅતખાન હતો તે વખતે નવરંગ બ્યાણે પોતાના નામથી તે આબાદ કરેલું.

| | |
|---|---|
| એદલપુર—<br>ફીરોજપુર—<br>અરદરપુર— | અફગાન લોકોએ જુના વખતમાં આબાદ કરેલા હતા. |

અલાબતપુર—અલાબત મહંમદખાન બાબીએ આબાદ કરેલું.

શરકપુર—જુના વખતથી આબાદ છે બીજા સુલતાન મેહમુદનો ગુલામ મલેક શરકે એ જગા બાંધી છે, અને શાહજહાં બાદશાહના વખતમાં ગાજીઉદીન હુસેને બાદશાહી હુકમથી એક બગીચાની પરવાનગી મેળવી પોતાની કબરનું ઠેકાણું ત્યાં કરેલું.

શાદમાનપુર—અકબર બાદશાહના વખતમાં આજમખાંના દીકરા શાદમાનખાંને આબાદ કરેલું.

ઇમાદલપુર—ફરહાદાબાદ—ત્યાંના અફગાનોએ જુના વખતમાં વસાવેલાં.

શેખપુર—શેખ અઝીઝુલાના પુત્ર શેઠ રહેમતુલા ફારૂકીએ આબાદ કરેલું, સુલતાન મેહમુદ બેગડાના એ પીર હતા. શેખની કબર દરગાહ તથા મસજીદની સાથે ત્યાં છે.

| | |
|---|---|
| [1] સુલતાનપુર—<br>કાસમપુર—<br>નસીરાબાદ—<br>ફતેપુર— | જુની વસ્તીઓ હતી. કમાલુદીન જવાં મર્દખાન બાબીએ પોતાના દીકરાના નામથી આબાદ કરેલાં. |

---

૧ સુલતાનપુર ઉર્ફે નીમકહાર.

ઇશનપુર—
રહીમપુર—
મીરજાપુર—
} જુની વસ્તીનાં છે.

કોચરબ પાલડી—એ પણ પુરાઓમાંજ ગણાય છે અને હવેલી પ્રગણામાં તેમની ઉપજો લેવાય છે.

સાબરમતી નદીની પેલી બાજુના પુરાઓમાં આશરે ૭ સાત હજાર સ્વાર પાયદલો મળીને સીપાઇ અફગાનો મુઝફરશાહ તથા મોહમદશાહની સાથે આ શહેરમાં આવેલા અને અહીંજ રહી પડયા હતા. અને તેમના વંશના પુત્રો મોટા મોટા જમાદારો થઈ ત્યાં તે વસ્તા હતા. મને પાકી ખાત્રી છે કે, હવે એ સઘળી વસ્તી ઉજડ થઇ ગઈ છે અને દીપક વિનાના અંધકારમાં જતી રહી છે. જે પુરાઓ વિસ્તારથી લખાયા તેવાજ કેટલાક પુરાઓ લખતી વખતે તેમના નામો સાંભરી આવ્યા હશે અને તે મુકી દેવામાંજ આવ્યા છે તેની માફી માગું છું.

## શહેરને ફરતા આસપાસના બાગબગીચાઓ.

શહેરની આસપાસ ધીમે ધીમે બગીચા અને વાડીઓ લીલા ઘાસ અનેક માલથી ભરપુર સુંદર ઇમારતોવાળા અને સુગંધી વાયુથી ખુશબોઈ આપતા નહેરો, વહેતી નદીઓ, ફળફુલથી લચકાના વૃક્ષો, ( તેમાં ઘણાં મેવા છે ) ગુજરાતી સુલતાનો તથા અમીરોએ પહેલાના વખતમાં અને ત્યાર પછી સુબાઓ અને મનસબદારોએ તેમજ ગ્રહસ્થોએ બનાવેલા હતા. જેના વખાણ અને વર્ણનથી દરેક વિશે માહિતી મળે છે.

કવિત.

સ્વચ્છ અને મનને આનંદ આપનાર હવાપાણી, કલ્યાણી સ્થળો અને સુખદાયક જગ્યા લીલોતરી નદીઓના કિનારા ઉપર ઝાકળના પાણીથી મોં અને હાથ ધોતા હતા. ઝાડો સુંદર સ્ત્રીઓની પેઠે સુંદર ઉભા રહેલા એક બીજાની સાથે મળી નદી ઉપર માથું બહાર કાઢેલું અને ડાળીઓ ઉપર પક્ષીઓ મધુર કંઠથી, પોતાના સાદને વાજીંત્ર પ્રમાણે કાઢતા હતા. લીલા વૃક્ષો સ્વર્ગવાડી કરતાં સરસ હતા. અને દરેક પાના ઉપર કલ્યાણ કલ્યાણ લખેલું હતું. એમનો વિસ્તાર ઘણો લાંબો છે. હવે ઇમારતો ખંડેર થઈ ગઈ છે અને વૃક્ષોના ઠેકાણે કાંટા ઉગ્યા છે. કેટલાક તો વારસોના હાથથી વેચાઈ ગયા છે અને ખરીદદારે ખેતરો બનાવી દીધા છે. ભાત વિગેરે વાવવાને તેઓએ કામ

ચાલુ કરી દીધું છે હવે જે હાલ છે તેમની સહેલ કરવા કલમરૂપી સુંદરીને સરકારી બગીચામાં જવાની રજા આપું છું.

**નગીનાબાગ**—પૂર્વ તથા દક્ષિણની વચ્ચે શહેરની સરહદની જમીનમાં જ્યાં પુરાઓની ઈમારતો તેને મળેલી છે ત્યાં આગળ છે. નગીના નંગની પેઠે કાંકરીઆ તલાવની વચ્ચે આવેલ છે. શહેર અહમદાબાદના વસાવનાર સુલતાન એહમદના પૌત્ર સુલતાન કુતુબુદીને તે બાંધેલો આ એક બગીચો છે. નાનો સરખો કે જે ઘણો વિશાળ નથી પરંતુ તે તળાવની અંદર છે તેથીજ તે ઘણો આનંદ ઉપજાવે છે. તેમાં ચુંવાલીસ કમાનો છે. હમણાં તેમાંથી કેટલીક ભાંગી ગઈ છે અને આવવા જવાનો રસ્તો બંધ પડી ગયો છે. મુઈજુદૌલાની હુકુમતના વખતમાં કેટલીક કમાનો પડી ગયેલી સરકારમાંથી મરામત કરવામાં આવી હતી. અને જ્યારે પાટવી કુંવર સુબો હતો ત્યારે દીવાને ચાર બળદો કોસ તાણવાને અને ચાર માલીઓ નોકર હતા.

**કાંકરીઆ તળાવ**—(જેને હૌઝ કુતબ્બી પણ કહે છે) ઇલાહી ગજથી સાતસો પચાસ ગજ લંબાઈ અને પહોળાઈ કાયદા પ્રમાણે પાંચમો ભાગ બાદ કરીને, ચોરસ ચાર લાખ પચાસ હજારનોજ છે, એક વિઘે ત્રણ હજાર છસો કે જે જુમલે સવાસો વિઘા થાય છે, ખુણાઓ અને પગથીઆથી દરવાજા બંધ કરી દીધેલા છે, કાંકરીઆ આ શબ્દનો અર્થ ભરૂસા લાયક ભાષાતરથી એવી રીતે થાય છે કે, જીણા જીણા પત્થરના કકડાને કાંકરી કહે છે, એવું કહેવાય છે કે, ફતેહખાન જે આગળ જતાં સુલતાન મેહમુદ બેગડો થયો તેનો સાવકો ભાઇ સુલતાન કુતુબે મજકુર ફતેહખાનને પકડવાનો મનસુબો કર્યો અને તેની માસી બી મુરકી હજરત શાહેઆલમની સાથે પરણેલી હતી. અને આ વખતે મરી જવાથી ફતેહખાંની માતુશ્રી બી મુગલીએ શાહેઆલમ સાહેબની સાથે શરેહ મુજબ નીકા કર્યો હતા. એ વાત મીરાતે સીકંદરીમાં વર્ણન કરવામાં આવી છે. ફતેહખાનને પકડવાનો તેનો મનસુબો હતો, પરંતુ હાથમાં આવતો નહોતો તેના વાસ્તે મનશક્તિ વાપરી તળાવ ખોદવા અને નગીના બાગ કરવા હુકમ આપ્યો. અને તેની પાસે આવેલા બાગંદરોલના મકાનોમાં તે પોતે આવી રહ્યો. કેમકે વખતે એવું બને કે ફતેહખાં પોતે સહેલ કરવા ત્યાં આવી જાય. તો તેને તુરતજ કેદ કરી લઉં. આ ધારણા તેની પુરી પડી નહિ. પરંતુ શાહેઆલમ સાહેબ પોતે ત્યાં ઘણા મજુરો અને મહેતાઓ કામ કરતા હતા. તે જોવાને ગયા. ત્યાં કાઢેલી માટીમાં કાંકરા હતા. તેમાંથી એક કાંકરો તેમના પગમાં ખુંચ્યો ત્યારે એ

બોલી ઉઠયા કે, એ કેવો કાંકરો છે, તે શબ્દની અસરથી એ તળાવનું નામ કાંકરીઆ તળાવ પડયું, અને કેટલાક કહે છે કે, સુલતાન કુતબુદીને તળાવની જગ્યા અને બગીચાનો પાયો નાંખવાને એ સાહેબથી દરખાસ્ત કરી, તેમણે કાંકરીના આ સ્થળમાં પોતાના હાથે ઇશારત કરી અને કહ્યું કે, અહીં ઠીક પડશે. તેથી કાંકરીઆં કહેવાયું. સુલતાનનો મનસુબો ઘણા બગીચા અને બહુ ઇમારતો બાંધવાનો હતો તેમજ તળાવ ગોળાકાર કરવાનો હતો, એટલામાં તો તેના આયુષ્યની વસંત રૂતુ ઉપર એકદમ કાળનો કૃષ્ણ ઝપાટો આવી ગયો. જેથી તેની શરીરરૂપી ઇમારત પડી ગઇ.

**કવિત.**

નદીના વહેતા પાણી ઉપર બેસી ઉમર શી રીતે વહી જાય છે તેનો ધડો લો. કેમકે આ ચેતવણી બીજા જનાર લોકોથી આપણને પુરેપુરી મળે છે.

હવે તેણે દક્ષિણ બાજુએ એક બગીચો બનાવ્યો હતો કે જેનું નામ મોગરા બાગ આપેલું હતું તે પુરો થયો નહિ. તેનો ઘણોખરો ભાગ અને પાણીની હોજો બાકી છે.

**શાહવાડી**—( બાગ ) એક ગુજરાતી સુલતાનની બનાવેલી છે અને તે મોજે ફૈજાબાદની હદમાં શહેરથી બે ગાઉ ઉપર સાબરમતી નદી ઉપર શહેરથી દક્ષિણ દિશાએ છે, તેમાં ઇમારતો કરેલી છે, સુગંધી પુષ્પોના રોપાઓ બહુ હતા અને ઇંટ ચુનાનો કોટ અને ઉત્તર દક્ષિણે બે દરવાજા હતા. અને પત્થરની સડકોના ચમનો, બાસઠ વિઘાનો બગીચો, અને બહારથી પચાસ વિઘા તેના તાબાનો બગીચો છે અને ઘણીખરી ઇમારતો તુટી ગઈ છે. અને જે બાકી છે તેમાં તુટફુટ થઈ પડવાને તૈયાર છે. મુબારેઝુલમુલ્કના અમલના છેલ્લા વખત સુધી સુબાના દીવાનના તાબામાં એ વાડી હતી. અને બીજા બાગોની સાથે સરકાર તાબામાં હતી. પાણી તાણવાને આઠ બળદો અને છ માલીઓ અને બંગીઆની આ બાગની નીમણુંક હતી: મહારાજા અભયસિંહના અમલની શરૂઆતથી તે ગામની ઉપજની જમા સુબાના પગારમાં અપાઇ.

**બાગે ફીરદોસ**—હવેલી પ્રગણાના તાબાના ગતરાલ ગામની હદમાં છે અને તે સુલતાન મેહમુદ બેગડાનો બનાવેલો હતો, શહેરની પૂર્વ દિશાએ ત્રણ ગાઉના અંતરે તેને ફરતો કોટ કરેલો અને તેમાં બુરજો પણ હતા, મીરાતે સીકંદરીમાં લખ્યા પ્રમાણે તે પાંચ ગાઉ લાંબો અને એક ગાઉ પહોળો હતો. તેની સઘળી ઇમારતો પડી ભાંગી છે પણ કેટલેક ઠેકાણે

કોટની દીવાલ અને દરવાજો રહી ગયા છે એવું કહેવાય છે કે, આંબા, રાયણ, આમળા, અને એવાજ બીજા "નવ લાખ" વૃક્ષો તેમાં ઉછેર્યા હતા. તેને રાણુનો બાગ પણ કહેતા હતા. કેટલાક વખત સુધી હવેલી પ્રગણાના ગામોમાં તેની ગણતરી થતી અને ઝાડ દીઠ હાંસલની ગણત્રી પ્રગણાના હિસાબમાં લખાતી હતી.

**બાગે શાબાન**—રખીઆલ ગામની સરહદમાં શહેરથી પૂર્વ દિશાએ એક ગાઉ ઉપર સુલતાન મોહમદના ગુલામ મલેક શરકે બનાવેલો. આ મલેક શર્ક સુલતાન કુતબુદીનના વખતમાં વજીરની પદ્વીએ પહોંચ્યો હતો. અને મલેક શાબાનનું માન ભરેલું ઉપનામ તેને મળેલું. તેણે આ બાગના ફરતી દિવાલ કરેલી તે ઇંટ ચુનાની હતી. સુંદર મહેલ બાંધેલો અને બગીચાની મનરંજન કરતી સડકો બનાવેલી અને એક મસજીદ તેમાં કરેલી, અને તેનું આરામસ્થાન સુંદર ઘુંમટવાળું અને પત્થરના પગથીઆ, તળાવ અને એક વાવ તૈયાર કરેલી હતી. સુલતાન મેહમુદના વખતમાં પ્રધાનપણાનું રાજીનામું આપી પ્રભુ સેવામાં ગુંથાઇ જઈ તે લક્ષ પોતાના મૃત્યુ સુધી રાખ્યું હતું. રખીઆલની નોકર પેટાની જાગીરમાં બગીચાને સુબાઓએ સામેલ કરી દીધો. હવે તેનું હાંસલ પોતાના ઉપયોગમાં લેવા લાગ્યા.

**હરડા વૃક્ષ બાગ**—રખીઆલની હદમાં શહેરની પૂર્વ દિશાએ એક ગાઉ ઉપર અસાવલ આગળ હરડાના ત્રણ ઝાડો હતા અને દર વરસે તેને ફળ આવતા હતા. કાળ વિત્યા પછી તે ઝાડો સુકાઇ ગયા. જે ઝાડ બાકી રહી ગયું હતું, તે નજમુદદૌલાની હકુમતના છેલા ભાગ સુધી ફળ આપતું હતું, પરંતુ સંભાળ રાખ્યા છતાં તેના ફળો પહેલાં કરતાં નિર્બળ થઇ ગયા હતા. સરકારથી એક પાકા કોટની દિવાલ, અને કુવાનું થાળું એક માથોડાના કરી આપેલા હતા. પેદલો તથા માલી ત્યાં રાખેલા હતા. અને ખુદ રખીઆલની ઉપજ તેના ખરચમાં વપરાતી હતી, અને દર વરસે હરડાઓ ઉતર્યાથી હુજુરમાં આ કામના વાસ્તે જુદા રાખેલા દરોગાની મારફતે રવાના કરવામાં આવતા હતા. શહેરમાં બખેડા ઉભા થયા પછી સુબાઓ પોતે કબજે કરી બેઠેલ. હમણાં આ ઝાડ પણ સુકાઈ ગયું છે.

**રૂસ્તમ બાગ**—શહેરથી ઉત્તર દિશાએ સાબરમતી નદી ઉપર ગુજરાતી અમીર રૂસ્તમખાંએ ચાર ઇમારતો તથા મંડપ સહીત સાઠ વિઘા ભોંયની અંદર અને છ કુવા ચાર બેઠકો અને એક પત્થરના દરવાજાવાળો બનાવેલો હતો. તે પણ કાળનો ભોગ બની પડી ખંડેર થઈ ગયો છે અને તેની જમીન બાદશાહજાદા મહંમદ આજમશાહની ઇમારતમાં દાખલ કરી લેવામાં આવી.

**ગુલાબબાગ તથા સેતુરબાગ**—એક બીજાથી જોડાયેલા રૂસ્તમ બાગની પાસે હતા. તે ગુજરાતી સુલતાનોના વખતથી હતા. અને તેઓમાં ઇમારતો હતી. અને બાદશાહજાદા મુહંમદ આજમશાહની હકુમત વેળા એ સરકારમાં એના ફુલોનું અત્તર ખેંચાતું. એના ઉપર ત્રણ વરસ સુધી શાહજાદે ઇમારતો બાંધી તેમાં રહેવાનું કર્યું તેથી તે બરબાદ થઈ ગયા. તેની ઇમારતો પડી ગઈ, હમણાં પડતર જમીન શાહીબાગ તાબે છે અને જુવાર બાજરીની તેમાં ખેતી થાય છે.

**શાહીબાગ**—બાદશાહજાદગીના વખતમાં ગુજરાતના સુબા. શાહજહાંના વડીલોના તાબામાં હતો તેથી સરકારી હુકમથી હવેલી પ્રગણામાં આવેલું ગામ મકસુદપુરામાં સાબરમતી નદી ઉપર શહેરથી ઉત્તર દિશાએ ઇડરીઆ દરવાજાની સામી બાજુએ સુંદર ઇમારતો તથા મંડપો સહીત ઘણો મજબુત ઘણા નાણાના ખરચથી પાકા કોટની સાથે તથા દરવાજા તથા બુરજો બનાવી સવાસો વિઘાની અંદર અગીઆર કુવાઓ કરી ઇમારતની ફરતી નહેર લાવી કેટલાક હોજ બનાવી તૈયાર કરેલો. તેની ઇમારતની સુંદરતા અને સડકોની રચનાના લીધે આ શહેરમાં એક પણ બગીચો તેવો નહોતો. હાજીપુરના બગીચાના દરવાજાના ઠેઠ રસ્તાની બેઉ બાજુ છાંયાવાળા ઝાડ ઉંચા મતવાલા જાણે આકાશે એમની ટોચ પહોંચી ગઇ છે અને કન્યા રાશીની સાથે ભાઇબંધીની ગાંઠ વાળી બેઠા છે. જાણે કે એ જગા એક નીલમના રંગનું નાક છે અને બેઉ બાજુએ સુબાઓ તથા ગ્રહસ્થોના બગીચા આવી રહેલા અને દરેક ઠેકાણે આનંદ અને લીલું લીલું થઇ રહેલું. નવાઈ એ કે, રસ્તો મનગમતી પહોળાઇવાળો, આનંદ વધારતો દેખાતો હતો. એના પાણી તાણવાને સો બળદ અને સીતેર માલીઓ અને સાત પેદલ સીપાઇ અને તેનો ઉપરી એક દરોગો અને એક તેવીલદારની ત્યાં નીમણુંક હતી. અને તુટેલું ફુટેલું દુરસ્ત કરવા દર વરસે સુબા દીવાનને સરકારી ખજાનામાંથી કેટલાક રૂપિયા આપતા હતા. અને આ દેશમાં દગા ફીસાદ ઉભા થયા જે વખતથી દીવાનનો અધિકાર રહેલો નહિ. તે વેળાએ સુબાઓએ કબજે કરેલો અને ઝાડોની કાઢી દક્ષિણી લશ્કર કાપીને લઇ ગયું. નદી ઉપર શાહબુરજ બેદરજાવાળું હતું, નજબુદૌલાની હકુમતના વખતે સાબરમતીમાં રેલ આવ્યેથી મુળમાંથી ઉખડી જઇ પડી ગયું. ઘણી ઇમારતો તુટી ફુટી ગઇ. અને મેવાના ઝાડો અને ગુલાબ તથા બીજા ઝાડ જતા રહ્યા. પરંતુ કેટલાક આંબળાંના ઝાડો તેમાં શોભી રહ્યા છે. તે કદાચ આ દેશમાંજ હશે. તેનો મુરબ્બો ઘણો સારો થાય છે અને અરબસ્તાન તથા ઇરાનમાં તે લઇ જાય છે, હમણાં ગુલાબ વગેરે ફુલોની જગાએ જવ અને બાજરી વવાય છે.

**ફરેઆનવાડી**—સાબરમતીના કિનારાની પશ્ચિમ દિશાએ શહેર સનમુખ આશરા ગાઉ ઉપર નાની દિવાલની સાથે એક દરવાજા સાથે જુના વખતથી સરકારના તાબામાં હતી. કાળ વીતતા તેની ઈમારતો પડી ગઈ અને શાહ ફરરૂખશિયર બાદશાહના વખતનાં મહમદ મચ્છા નામના માણસે તેના મકાનો ફીરોજખાન લોદીને વેચાતા આપ્યા અને તેણે તે જગાની મરામત કરી પોતાનું નામ આપ્યું, હમણાં તે ઈમારતો પૈકી અથવા તેની કરેલી ઈમારતોમાંથી કંઈ પણ રહેલું નથી.

**ફતેબાગ**—સરખેજમાં છે, સાબરમતી નદી ઉપર શહેરથી આથમણી દિશાએ ત્રણ ગાઉ ઉપર અકબર બાદશાહના વખતમાં બીરમખાના પુત્ર મીરજાખાનખાનાએ પોતાની સુબેદારી અને સુલતાન મુજફ્ફરની સામે થવા નીમાયલો હતો. અને તેની ઉપર તેને ફતેહ મળી, એ વિશેની હકીકત તેની સુબેદારીના વર્ણનમાં આવી ગઇ છે એ ફતેહની યાદગીરી કાયમ રાખવા કોટ કરી તેની અંદર બગીચો બુરજો ઇમારતો નહેરોની સાથે બનાવ્યો અને તેને ફતેહબાગ નામ આપ્યું. આ બાગની હમણાં કેટલીક ઈમારત અને દિવાલ કાયમ છે તેમાં ખેતી થાય છે અને બગીચાપણું ત્યાંથી વિદાય થઈ ગયું છે.

**જીત બાગ**—જહાંગીર બાદશાહના વખતમાં સેફખાંએ જે હવેલી બાણુતા જેતલપુર ગામમાં × અબદુલાખાન ફીરોજજંગે ફતેહ મેળવી તે ઠેકાણે તૈયાર કરેલો અને તેનું નામ જીતબાગ આપેલું, ઘણી મુદતથી તે તે ગામમાં દાખલ થઈ ગયો.

**દદાહરિની વાવ**—તેને કહે છે કે, કુવા આગળ પહોંચવાને રસ્તે ઉંચાડું મથાળું રાખી ચણી લઇ પાણી તાણે છે અને એક રસ્તો ઉપરથી પગથીઆ મુકી હેઠળ પાણી સુધી લઇ જાય છે કે જેથી મુસાફર કાંઈ પણ મહેનત વગર હેઠળ ઉતરીને પોતાના ખોબાથી પાણી પી શકે. શહેરની હદમાં પહેલા કાળથી પરોપકારી ઉદાર દાતાર ગ્રહસ્થો લોકોના સુખના અર્થે અને તે રહે ત્યાં સુધીનું પુન્ય ચાલુ રહે છે એ મતલબથી હિંદુ મુસલમાનોએ એવા કામમાં ઘણાં નાણાં ખરચ્યાં છે. તે લોકોના નામો અને બગીચાનું લખાણ કરતાં ઘણું લંબાણુ થઈ જાય તે પૈકી પોતાના જોયેલામાં સર્વોત્તમ

---

× અબદુલાખાન ફિરોજજંગ જે હીજરી સન ૧૦૧૭ માં અમદાવાદના સુબા હતા તે હૈદરાબાદ નીજામ સરકારના મુળ આદી સ્થાપકના દાદા હતા અને તેની જગા અમદાવાદમાં ઘાંચીની વાડી પાસે છે. અને તે સોગઠાની ગુમટીના, નામે ઓળખાય છે.

દદાહરિની વાવ છે. તેની ઇમારત, ખંદો, પાણીની મોઠાશ અને તેની મજ઼બુતી દુનિયાની નવાઇમાં એક નવાઇ છે. અસારવાની સરહદમાં દદાહરિપુર વસાવેલું અને મસજીદ ઘુમટ અને કબરની જગા બનાવેલી. સને ૯૬૮ હીજરી એટલે સંવત ૧૫૦૬ એટલે શાકે ૧૪૨૧ ત્રણ લાખ ઓગણત્રીશ મહેમુદીની લાગત આવી. બીજા સુલતાન મેહમુદના વખતમાં બાંધેલી અને તેની અંદર પત્થર પાટી અરબી તથા હિંદીથી લેખ લખેલ જણાય છે. પત્થરના સ્થંભો ઉપર ત્રણ ખંડ છે અને તે ઘુમટના પગથીએ છે તથા ત્યાં મસજીદ પણ બાંધી છે અને ઇમારત પુરી બંધાઇ રહી છે. તેના બે ખંડ પાણીમાં રહે છે પણ મેહમુદ બાદશાહના વખતમાં તેમાંથી એક ઉઘાડો પડયો હતો અને બીજી વાવો તથા પાણી કામો શહેરની સરહદ કરયા તથા ગામોમાં બેસુમાર છે.

---

## વિભાગ ૨ અવલીઆ અવલોકન.

---

ગુજરાતના સુલતાનોની હિંમતનો સઘણો ભાગ મુહમદી ધર્મનો પ્રકાશ વધારવા અને ઇસલામી ધર્મની મદદ કરવા તરફ વળેલો હોવાથી પૂર્ણ પ્રેમ અને મનની ઇચ્છાથી ઘણાખરા પ્રભુની બંદગીવાળા અને આત્મા તથા ઇશ્વરી તત્વ શોધક પુરૂષો, વિદ્વાનો પ્રવીણ પુરૂષોને ઘણા માન સહીત અત્રે બોલાવી સારી પુરતી મદદ તથા શોભાવાળી ઘટતી સલુકાઇથી અહીં લાવી વસાવેલા અને તેમની સારી બંરદાસ રાખવામાં આવતી હતી. અને કેટલાક સ્રુત પુરૂષો ગુજરાતી સુલતાનોના સારા ગુણો તથા વખાણ સાંભળી લોકોને સુમાર્ગે દોરવાના હેતુથી અત્રે આવી વસેલા અને તેઓએ જુદે જુદે ઠેકાણે વાસ કરી દેહીનો ત્યાગ કરેલો તેમાં વિશેષ કરીને પાટણમાં આવા પુરૂષો ઘણા હતા અને તે ઉપરથી તેનું નામ પીરાણ પાટણ પડયું છે. એવું કહેવાય છે કે, મુસલમાનોનું અત્રે રાજ્ય સ્થપાયું તે પહેલાં ધર્મ યુદ્ધ અર્થે કેટલાક ધર્મી યોદ્ધાઓ આ દેશમાં આવેલા અને ધર્મની લડાઇમાં કપાઈ ( શહીદ થઇ ) તેમના આયુષ્યનો અંત આવેલો અને તે વિશેનો પુરાવો ખંભાત બંદરની દરગાહોના લેખ ઉપરથી જોવામાં આવે છે. અહીં સુધી પણ કહેવામાં આવે છે કે, પેગમ્બર સાહેબના જોનારાઓના જોનારાઓમાંથી કેટલાક સાહેબો ત્યાં આરામ લે છે, ખરી હકીકતની ખબર પ્રભુને. પ્રભુ પ્રસન્નતાના પુરૂષોના વર્ણનની માહીતી અને ધર્મ તથા જ્ઞાની વિદ્વાનોના

અહેવાલ કાળના પુગી જવાના લીધે અને દેશના દંગા ફિસાદોના કારણથી જેવા જોઇએ તેવા તે લોકોના અત્રે આવવા તથા મૃત્યુ પામવાના વંશ સહિત ન મળવાના લીધે લેવાયા નથી તેની માફી ચાહું છું, કેમકે આ દેશના બખેડાઓના કારણથી ઘણી ઉલટ પાલટ થઇ ગઇ છે, અને પુસ્તકના પાનામાં પ્રભુપ્રેમી પુરૂષો વિશે ન લખાય તે કામ શુભ નથી માટે તેમના દરજ્જા અને મારી જાણ પ્રમાણે સુજ્ઞ વિદ્વાન મહમુદ રૂકનુલ હકખાન હતા. નુરૂદીન સાહેબ અહમદના પૌત્રને વિનંતિ કરી તેમણે મારી અરજ ઉપરથી મસુદો કરી આપ્યો તે ઉપરથી મેં આ પાના ઉમેર્યા છે. જોકે પાટણ અને ખંભાતની વસ્તી જુની છે પરંતુ હમણાં તેનાથી મોટું શહેર અહમદાબાદ થઇ પડયું છે, તેથી અહીંથી શરૂઆત કરી છે અને પછી રહ્યું સહયું તેમના યોગ્ય સ્થળે વર્ણન કરી બતાવવામાં આવશે.

**પેગમ્બર પગલા.**

અહમદાબાદમાં આ પગલાની પધરામણી અકબરશાહના વખતમાં ૯૮૮ હીજરીમાં થઇ હતી. જે વિશે અકબરશાહના વર્ણનના તે વર્ષ વિશે લખતા જણાવી દેવામાં આવ્યું છે, અહીં કલ્યાણ અને અદબ ઉપર નજર રાખી પ્રારંભતા એ વિશે પ્રથમ લખવામાં આવ્યું છે.

સૈયદ અબુતુરાબના વડીલ સૈયદ મીર સુલતાન મેહમુદ બેગડાના વખતમાં શીરાજથી આ શહેરમાં આવેલા, બાદશાહે પૂર્ણ આવકારથી તેમની ભેટ લીધી અને આ સૈયદ ઉપર તે પુરો પ્રેમ રાખતા હતા અને ઘણી વખત તેઓ પાણી પવન માફક આવ્યાથી ચાંપાનેરમાં રહેતા અને ત્યાંજ દેવલોક પામ્યા. તેમની કબર ત્યાંજ છે. તેમનો પૌત્ર સૈયદ અબુતુરાબ ગુજરાત જીતવા વખતે અકબર બાદશાહની સેવામાં ગયેલા અને માન ઇકરામ પામેલા, અને તેજ વરસે બાદશાહના હુકમથી સંઘપતિ થઇ અહીં પાછા ફરેલા. મકકેથી પાછા ફરતા એ પગલા લાવેલા અને બાદશાહને અરજ કરી સાથે લાવી શહેરના પુરાઓમાંથી અસાવલ પુરામાં પોતે વાસ કરેલો ત્યાં લઇ આવેલા અને બીજી વખતે એ ઉપર મજબુત કામ કરવાનો હુકમ આપ્યેથી ૭ વરસમાં દરગાહ તથા ઘુમટની ઇમારત પુરી કરવામાં આવી હતી. શેખ ઈઝે એક પુસ્તક "રિસાલે કદમીઆ" નામનું રચેલું છે તેમાં એવી રીતે તેની સાલ લખી છે.

કવિત—મદિના પતિની ક્ષેમ કુશળ ભરેલી દરગાહ પ્રભુને પ્યારા લોકોની પુરા પ્રેમની પ્રદક્ષિણા ઠામ થઇ પડી એક હિમત પુરધામ અને

અસરવાળી છે આદિથી અંત સુધી પેગમ્બર સાહેબની એંધાણી છે, અને તેજ પગલાના કવિ વખાણ કરે છે.

કવિત—જે મુકુટ ધારીએ દિવસ પ્રમાણે રાત કરી નાંખી તેનાં વખાણુ અર્થે પત્થર પોતાના હોઠ ઉઘાડી દેતા, પત્થર ઉપર તેના આખા કદની નિશાની નથી કેમકે પત્થરે તેમના પગલાના પ્રેમમાં પોતાના શરીરને ખાલી કરી આપેલું.

એમના પગલાની નિશાની પત્થર ઉપર ઘણી જોવામાં આવશે. કેમકે તેના ઉપર કાળા મજબુત છાંટા હોય છે.

આ શહેર ઉપર આફતો આવવા લાગી ત્યાં સુધી તે જગામાં એ પગલાં હતા. અને સઘળા માણસો તેની પ્રદિક્ષિણા કરતા હતા.

કવિત—(હાફીઝ) જે ઠેકાણાઓમાં તારા પગલાં પડેલા હશે તે જગાને ઘણા વરસ સુધી તીક્ષણ નિહાળનારાને પ્રણામ કરવાની જગા થઇ પડશે.

જ્યારે મરેઠાઓના જુલમ અને લુંટથી અસાવલ ઉજડ થઈ ગયું ત્યારે કેટલાક વિધર્મી લોકોએ આ પગલાં ત્યાંથી રાત્રે કાઢી બીજે લઇ જવાનો મનસુબો કર્યો. મજકુર મીરના વારસોને જાણ થઈ અને શહેરમાં તેઓ પોતાના ઠેકાણે લઇ આવ્યા. તે વિશે મજકુર મીરના પૌત્રોમાંથી કેટલાકે કહેલું કે, પહેલા વરસમાં એક બે વખત મોલુદના વખતમાં તથા મોહોરમમાં પરસેવા જેવું પાણી આંગળાના ટેરવાની નિશાનીમાંથી નીકળતું હતું. અને બધે ઠેકાણેથી એક ખુણામાં ભેગું થતું હતું અને તેને શીશામાં લઈ લેતા હતા. હમણાં કેટલાક દિવસથી આ પ્રમાણે થતું બંધ થઈ ગયું છે.

બીજાં પગલાં—સૈયદ મુહંમદ મકબુલ આલમની કબર ઉપર બેસાડેલા છે. એ સાહેબ શાહેઆલમ સાહેબની ગાદીવાળા હતા. અને એ બેઉ પગલા વગર તફાવતે સરખાંજ જણાય છે અને તેમનું વર્ણન અને ક્યારે લાવેલા તેની ખબર મળી નથી.

## કુતબે આલમ સાહેબ (બટુવો)

કુતબુલ કતાબ સૈયદ બુરહાન હસનાબુ મુહંમદ અબ્દુલા બુખારી કુતબે આલમ સાહેબ એમના પિતા સૈયદ નાસીરૂદીન મહેમુદ અને તેમના પિતા મખદુમ જહાનીઆ હતા. સૈયદ હસન અસકરી (બીજા અસકરી) ના ભાઇ સૈયદ જાફર મુસન્નાએ એમનું પેઢીનામું પહોંચે છે. સોમવારની રાત્રે સવારના વખતે રજબ માસની ચૌદમી તારીખે સને ૭૯૦ હીજરીની

સાલમાં તેઓ જન્મ્યા હતા, અને એ દશ વરસના હતા ત્યારે એમના પિતા ગુજરી ગયા હતા. તેમના કાકા શાહ રીજુ કતાલએ તેમનું પાલણ પોષણ કરેલું. એ વરસમાં તેમને ગુપ્ત જ્ઞાનમાં પ્રવીણ કરી દીધા. અને આજ્ઞા આપી કે, ગુજરાતમાં તમારો બોધ અસરકારક થશે એ માટે તે તરફ તમે રવાના થઇ જાઓ અને તલવાર વિગેરે કેટલીક જાતની ભેટો તેમના જન્મતા પહેલાં તેમના પિતાજીએ આવી ખબર કરી હતી કે, છોકરો થઇ મોટો થાય ત્યારે આપજો, તેથી તે તેમને આપવામાં આવી અને તેમને વિદાય કર્યા. તેમની માતુશ્રી બીબી હજીરા સઆદત ખાતુન ૮૦૨ હીજરીમાં પાટણ આવી પહોંચ્યા. સૈયદ રાજુ સાહેબની ભલામણ પ્રમાણે શેખ ફરીદ શકરગંજના પૌત્ર રૂકનુદીન કાનેશકર તે વખતે ત્યાં રહેતા હતા. ત્યાં ઉતરી સંસારી તથા આત્મિક ક્રિયાઓમાં લાગી ગયા.

કહે છે કે, સુલતાન મુઝફ્ફર મખદુમજહાંનીઆ સાહેબનો સેવક હતો. તેણે સાંભળ્યું કે, મારા ગુરૂનો પૌત્ર અત્રે પધારે છે તેથી લેવાને ગયા. અને તે શહેરમાં આવીને વિદ્યાભ્યાસ કરવા લાગ્યા. અને તેમણે મૌલાના અલીશેરની પાસે વિદ્યા સંપાદન કરી અને જ્યારે સુલતાન એહમદે મોટું એહમદાબાદ શહેર વસાવ્યું ત્યારે તેમને વિનંતિ કરવામાં આવી કે, આપ અહમદાબાદ પધારો તેથી તેઓ ત્યાંથી અહમદાબાદ આવી રહ્યા. સુલતાન અહમદની કવિત્વ શક્તિ સારી હતી. તેથી તેમના વખાણમાં એણે કહેલું છે.

કવિત— કુતબેઝમાન એમા બુરહા બસરત મારા;
બુરહાન એ હમેશા ચુનામશ આશકારા.

અમારા વખતના કામકાજના અધિકારી બુરહાન અમને જોઇએ છે, તેમના સિદ્ધાન્તો તેમના નામ પ્રમાણે પ્રસિદ્ધ છે. આ વખાણની એક ગજલની પહેલી શેર છે, તે સેવામાં હાજર થઇ રૂબરૂમાં તેણે કરી સંભળાવી અને પુરી કરી રહ્યા પછી અરજ કરી કે, એનું ઇનામ મળે આશીરવાદ મળવાની કૃપા થશે. ઉત્તર આપ્યો કે, તમારા કુટુંબને મખદુમ જહાંનીઆ સાહેબે આશીરવાદ આપ્યો છે, ત્યારે ફરીથી સુલતાને અરજ કરી કે, એમણે મારા દાદા સુલતાન મુજફ્ફર જે મુલક મેળવ્યા તથા ઓલાદના વાસ્તે આશીરવાદ આપ્યો છે, અને હું અરજ કરૂં છું કે, આ શહેર સુખી અને આબાદ રહે એવો આશીરવાદ આપશો. એવું કહે છે કે, સુલતાનની અરજ ઉપરથી એમણે આશીરવાદ દીધો " અહમદાબાદ અબ્દુલ આબાદ "

જુના અસાવલમાં સાબરમતી નદી ઉપર એમણે પોતાનો ઉતારો લીધો અને ત્યાં એક મસજીદ બનાવી કે હમણાં સુધી ત્યાંના રહેવાશીઓની ઇમારતોની એંધાણીઓ રહી ગઇ છે, અને ત્યાર પછી કેટલેક દહાડે વટુવા ગામમાં આવી રહ્યા. તે ગામ એમના ખરચના વાસ્તે સુલતાને જાગીરમાં આપ્યું. એમની કરામતો લોકોમાં બહુજ પ્રખ્યાત છે. તેમાંથી લોઢા લકડ અને પત્થર છે. તે વિશે એમ કહેવાય છે કે, માટીના ઢગલાના જેવી લાકડાની ગાંઠ પડેલી હતી અને એ સાહેબ મધરાતની નીમાજ પઢવા ઉઠયા અને ભોગ જોગે એમના પગને એમની ઠોકર વાગી. પગમાંથી લોહી નીકળ્યું. કે " ક્યાંહે લોહાહેકે લક્કડ હેકે પત્થર હે. " જ્યારે દિવસ ઉગ્યો ત્યારે માલુમ પડયું કે, તેમાં ત્રણ વસ્તુઓનો સમાવેશ થઈ ગયો છે. આ સાહેબને જ્યારે ખબર થઇ ત્યારે એક સેવકને કહ્યું કે, એને કોઈ ખુણામાં દાટી દે, અને કહ્યું કે, એને ખોદી કાઢનાર તથા એની ખબર ફેલાવનાર વાંઝીઓ થઇ જશે. ઘણા દિવસ સુધી એમજ રહ્યું અને પછી એક સેવકે કહ્યું કે, હું નિરવંશ રહેવાનું પસંદ કરૂં છું, એમ કહી તે તેને કાઢી લાવ્યો. લોકોએ તેના દર્શન કર્યા. તેમાંથી અરધું અકબર બાદશાહ કપાવીને દીલ્લી લઇ ગયા અને અડધું આજ સુધી છે. સને ૮૫૦ હીજરીમાં અડસઠ વરસ ચાર માસ અને ચોવીશ દિવસની ઉમરે જીલહજ માસની આઠમી તારીખે ગુજરી ગયા. ત્યારે સૂર્યોદયનો વખત હતો. ઘુમટ તથા પત્થરની મસજીદ સાથે તેમની કબર વટુવા ગામમાં છે. આ દેશના લોકો તે કબરની પ્રદિક્ષિણાને કલ્યાણ કારી ગણે છે. હવેલી પ્રગણામાં ગણાતું મજકુર ગામ તથા પાલડી ગામ તથા શીખરી ઉરસના ખરચમાં તથા વંશના લોકો તથા ગાદીવાળાના ખરચમાં કાપેણા છે, અને હવેલી તાબાનું કજુર ( કમાડ ) ગામ કુતબી સૈયદોના પાલણ પોષણમાં પહેલાંના રાજ્યોની સનંદોથી ઇનામ અપાયલું છે. એમની પાછળ બાર છોકરાઓ અને સત્તર છોકરીઓ હતી.

પહેલો પુત્ર—સૈયદ નાસુરૂદીન અબુલહસન અબદુલ સૈયદ મહેમુદ એટલે શાહ બુઢણ. એમનો જન્મ પાટણ શહેરમાં સને ૮૦૫ હીજરી રમજાન માસની ૨૩ મી તારીખે થયેલો. તેમની માતુશ્રી બીબી સુલતાના ખાતુન ખુદાવંદ ખાનની દીકરી હતી. તેમણે યોગશાસ્ત્ર, ઉપદેશ ગાદીની યોગ્યતા સિદ્ધ સાધના તથા આત્મજ્ઞાન પોતાના પિતાજી પાસેથી સંપાદન કરેલાં તે વડીલ પુત્ર અને તેમની ગાદીના ધણી અને ઇશ્વરી જ્ઞાન સમુદ્રપાન કરનાર હતા. અને શાહ રાજુ કતાલ સાહેબે પોતાના સ્થાનમાં પોતાના નાયબ થવાનું લખાણ તથા ઝબ્બો

મોકલી આપ્યો હતો. તેમનું મૃત્યુ વટુવા મુકામે સને ૮૮૦ ના જીલકઅદ માસની પહેલી તારીખે ત્રણ ઘડી રાત ગયે તે થયું હતું. તેમની કબર ઘુમટમાં પશ્ચિમ દિશાએ છે. એમને પાંચ પુત્રો હતા. શાહપ્યારન, સૈયદ ઝાહીર મુહમદ, સૈયદ મુહમદ, સૈયદ જલાલુદીન, શાહ શેખજી, શાહ ઇતકુલ્લા.

શાહ શેખજી કે જે ન્હાના પુત્ર હતા. પરંતુ ઇશ્વરી તથા સંસારી જ્ઞાનોમાં સર્વથી શ્રેષ્ટ હતા. એ અસાવલમાં હી૦ સને ૮૫૩ માં જન્મ્યા હતા. જે વખતે એમના જન્મવાની ખબર કુતબે આલમ સાહેબને પહોંચીતે વખતે રૂબરૂમાં બેઠેલા શાહે મોહેમદને કહેવા લાગ્યા કે, "ભાઇ મેહમુદ ! ખુશ હો, અસાંથી વડો અસાંકે ઘર જલાલુદીન જહાંનીઆ આયો." તેઓ આત્મયોગ પોતાના પીતાજી પાસેથી શીખેલા અને પોતાના દાદાથી પણ સંપાદન કરેલ અને પોતાના કાકા શાહેઆલમથી પણ શિક્ષણ લીધેલું હતું. શેખને છાતી ઉપર નાખી શાહે આલમ સાહેબ કહેતા કે, જે વિદ્યા મેં હાંસલ કરી છે તે શેખજીને આવી જાય. અને એવીજ રીતે બન્યું કે, એ બેઉ સાહેબ ગાદી ઉપર આવી લોકોને ધર્મ ધ્યાન ઉપર ખેંચી ગયા. એમના મોટા શિષ્યો પૈકી ૧ કાજી મહેમુદ બીરપુરી, ૨ સૈયદ તૈયબ જેમની કબર ઇસનપુરના કોટમાં પૂર્વ તરફ છે. સૈયદ તૈયબ ૨૫ મી. રજબ સને ૯૬૦ હીજરીમાં ગુજરી ગયા. અને મીરાતે સીકંદરીમાં લખ્યા પ્રમાણે ગુજરાતના રાજની પ્રાપ્તિ સુલતાન મુઝફ્ફર હલીમના પુત્ર બહાદુરશાહને અને તેમજ ચીતોડની ફતેહ એજ સાહેબના આશીરવાદથી થયેલી હતી. તે સાહેબ હીજરી રબી ઉસાની માસની ૧૭ મી તારીખે સને ૯૩૧ માં ચાર ઘડી રાત ગયે ગુજરી ગયા. તે વખતે તેમની ઉમર ૯૦ વરસની હતી. તેમની કબર કુતબે આલમ સાહેબના બીજા ઘુમટમાં છે.

બીજા પુત્ર—સૈયદ મુહમદ શાહેઆલમ સાહેબ જેમનું વર્ણન જુદું બતાવવામાં આવશે.

ત્રીજો પુત્ર—સૈયદ અહમદશાહ બુઢા તે પોતાના બાપના શિષ્ય છે, એ સને ૮૮૦ હીજરીમાં પાટણ શહેરમાં જન્મ્યા હતા અને ૬૩ વરસની ઉમરે સને ૯૪૨ માં ગુજરી ગયા. કુતબે આલમ સાહેબના રોજામાં પૂર્વ તરફ એમની કબર છે.

ચોથો પુત્ર—શાહ હામીદ પોતાના બાપના શિષ્ય હતા. તે તારીખ ૫ માહે સાબાન ૯૦૯ હીજરીમાં ગુજરી ગયા. એમની કબર કુતબે આલમના મોટા ઘુમટમાં પશ્ચિમ દિશાએ છે.

પાંચમો પુત્ર—સૈયદ સાલેહ પોતાના બાપના શિષ્ય હતા. એ ઘણા વિદ્વાન અને કુશળ હતા, અને આદર્શ રીતે તેમને નાણા આવી મળતા હતા. જેથી ખજાના ઉપર સત્તા હતી. એમનો ઉરસ ૫ જીલહજ માસને દહાડે થાય છે. એમની કબર કુતબે આલમ સાહેબના મોટા ઘુમટમાં પશ્ચિમ દિશાએ છે.

છઠ્ઠો પુત્ર—શાહ અમીનુલ્લા એ પણ પોતાના બાપના શિષ્ય હતા. એ સૈયદ ઝાહિદ સાહેબના સગા અને મોટા ભાઈ હતા. જ્યારે એમને દાટયા ત્યારે રાત્રે સ્વપ્નામાં સૈયદ મહંમદ ઝાહિદને કહ્યું કે, મારી આંગળી પેટીના પાટીઆની હેઠળ બંધ થઈ છે, તે લઇ આવો. એ સ્વપ્ના ઉપર એમણે ભરૂસો રાખ્યો નહિ પરંતુ બરાબર ત્રણ રાતો સુધી એવુંજ સ્વપ્ન આવતું રહ્યું. છેવટે ચોથે દહાડે ઉઘાડી જોયું તો માલુમ પડયું કે, ખરેખર પગની આંગળી એમની હાડડીની અંદર રહેલી છે અને તેમાંથી લોહી વહે છે. પછી આંગળીને લાવી કબરની અંદર મુકી. એમની ઘોર મોટા ઘુમટમાં શાહઆલમ-દની ઘોરની હેઠળ છે.

સાતમો પુત્ર—સૈયદ મુહંમદ ઝાહિદ છે. એમની હકીકત હવે પછી શાહે આલમ સાહેબના શિષ્યોમાં વર્ણન કરવામાં આવશે.

આઠમો પુત્ર—સૈયદ મુહંમદ અસગર ઉર્ફે શેખ મહંમદ એમણે પોતાના યોગ વેદાંતને પોતાના મોટા ભાઈ સૈયદ નાશીરૂદ્દીનથી શીખ્યું હતું. રમજાન માસની તારીખ ૨૯ મીએ એમનું ઉરસ થાય છે. મોટા ઘુમટમાં પૂર્વ તરફ એમની કબર છે.

નવમો પુત્ર—સૈયદ મુહંમદ સાદિક એ પણ પોતાના મોટા ભાઈના શિષ્ય હતા એમની ઉમર વીશ વરસની હતી. એમનો ઉરસ રજબ માસની ૨૧ મી તારીખે થાય છે. કબર શેખ મહંમદની પંગતિએ મોટા ઘુમટમાં છે.

દશમો પુત્ર—સૈયદ મુહંમદ રાજુ કુતબે આલમ તથા શાહે આલમના શિષ્ય હતા. નાનપણમાં છોકરાઓની સાથે રમતા તેમના બીજા ભાઈઓએ એમને પાડી દઇ પુંઠ ઉપર ઘુસ્સા માર્યા. એટલે રડતા રડતા કુતબે આલમ સાહેબની સામા ગયા. તેમણે કહ્યું કે, તમારા ભાઇએ જોયું છે કે, તમારી પુંઠમાં પુત્ર નથી તેથી ઘુસ્તા માર્યા એ તેની મહેરબાની હતી. આ ઘુસ્તા માર્યા તેથી તેમને બાર પુત્રો થયા. સફર માસની ૫ તારીખે તેમનો ઉરસ થાય છે અને એમની કબર મહમદઆબાદ એટલે ચાંપાનેરમાં છે.

અગીઆરમો પુત્ર—શાહઆલમ પોતાના બાપના સેવક અને મોટા બાપના શિષ્ય હતા. રાગ સાંભળવાના ઘણા શોખીન હતા. ખાવા પીવાની કંઈ દરકાર ઓછી રાખતા. તેમનો ઉરસ સાબાન માસની આઠમી તારીખે થાય છે અને તેમની કબર કુતબે આલમ સાહેબની દરગાહની બહાર પુર્વ તરફ છે.

બારમો પુત્ર—સૈયદ ઇલમુદીન ધાવવાની કાચી ઉમરમાં ગુજરી ગયા.

હવે જે કુતબે આલમ સાહેબના શિષ્યો જે આ શહેરમાં સુતેલા છે તેમાં મુખ્ય.

## સૈયદ ઉસમાન શમે બુરહાની સાહેબ.

પ્રભુ તલ્લીનમાં શમે બુરહાની નામ પામેલા અમીર સૈયદ ઉસમાન મુખ્ય શિષ્ય કુતબે આલમ સાહેબના છે અને આ દેશના પીરોમાં મોટા છે. નાની ઉમરે તે સેવક બનેલા અને ઉમરનો મોટો ભાગ પીરની સેવા કરવામાં કાઢેલો. તેમની સોબતથી ઘણે ઉંચે દરજ્જે પહોંચેલા અને એક ભવના ઉંચા ઉંચા કાર્ય સિદ્ધ કરી લોકોને પ્રભુ જ્ઞાનનો બોધ આપતા.

એવું કહેવાય છે કે, સૈયદ ઉસમાન ત્યાગી અને પાકા ફકીર હતા. જ્યારે એમના પૌત્ર સૈયદ આલમનું લગ્ન કાને શકુર સાહેબના પૌત્ર શેખ દાઉદની કન્યાની સાથે આદરવામાં આવ્યું ત્યારે આ સાહેબ જેમ પુરા ભક્ત હતા તેમ સંસારી માયા પુંજી પણ સારી રાખતા હતા. તેથી કોઇ સેવકે અરજ કરી કે, આપને તો ઇશ્વરનો ભરૂંસો અને ત્યાગ સંપુર્ણ રીતે આવી રહેલો છે અને આ લગન શેખ દાઉદ સાહેબને ત્યાં થાય છે તેથી આપણે શું કરીશું? ત્યારે તેમણે ઉત્તર દીધો કે, પ્રભુનું નામ મને સઘળી રીતે સંભારી લેશે. દરગાહ દરગાહે દંડવત કરતાં પોતાની હકીકત હજરત કુતબે આલમ સાહેબની દરગાહે જાહેર કરી; તે વખતે એવી પ્રેરણા થઇ કે, ઓ ભાઇ શા વાસ્તે મન સાંકડું રાખે છે! જેટલું જોઇએ તેટલું ખરચ કર. હું ગુપ્ત ધન પહોંચાડીશ અને તે ધન મેં મીયાં મંજલા એટલે શાહે આલમ સાહેબને આપ્યું છે; તે નાણા તમે લઇને વાપરો. એ મેં તમને આપ્યા. આ સાંભળી ઘેર આવ્યા અને મજકુર સેવકને હુકમ કર્યો કે, તમને જેટલું જોઇએ તેટલું ખરચ કરવામાં પાછા હઠશો નહિ. સેવકો તે પ્રમાણે કરતા હતા અને ખરચનો આંકડો જઇને તેમને સંભળાવતા ત્યારે શાહે આલમ સાહેબ કહેતા કે, સાબરમતી નદી ઉપર જાઓ અને રોજના ખરચ જેટલું ત્યાંથી લેતા રહો, કામથી વધારે લાવશો નહિ. આ પ્રમાણે તેમના કુટુંબમાં કેટલાક દિવસ સુધી મળતું રહ્યું, તે આ દેશમાં પ્રસિદ્ધ વાત છે.

ઉસમાનપુર વસાવવાનું કારણ—એવું કહેવાય છે કે, સૈયદ ઉસમાન સાહેબને પોતાના પીર ગુરૂઓની હજુરમાં રહી પ્રભુ શોધક માણસોને એ રસ્તા ઉપર ચઢાવી દેવાનું કામ ઘણી ઉત્તમ રીતે હાથ આવેલું હતું. લોકો આવી એમને પૂછે ત્યારે ગુરૂની અદબના લીધે સંતાઇને છાના થઈ જાય. એક દિવસે એમના ગુરૂ કુતબે આલમ સાહેબે કહ્યું કે, કેટલાક હજાર માણસોનો પ્રભુ માર્ગ અને આત્મજ્ઞાનનો આધાર તમારી ઉપર રહેલો છે. જો તમો એવી રીતે સંકોચાઇને છાના માના બેશી રહેશો તો ચાલશે નહિ. હવે તમને ઠીક લાગતું હોય તેવા કોઈ બીજા ઠેકાણે જઈ વસો. તેથી કેટલાક દિવસ સુધી તેઓ બહાવદીન પુરામાં આવી વસ્યા. તે ઠેકાણે પ્રભુ શોધકો અને મોટા મોટા અમીરો વિગેરેની ભીડ થવા લાગી, અને બાદશાહ તથા શાહજાદાઓ મળી એટલા માણસો ભેગા થવા લાગ્યા કે રસ્તો બંધ થઇ લોકોની આવજાવને ઘણી અડચણ પડતી. તેથી ઘર તથા માલમતાને લુંટાવી દઇને ત્યાંથી નીકળ્યા અને સાબરમતી નદીની પેલીપાર કે જ્યાં હાલ ઉસમાન-પુર જોવામાં આવે છે ત્યાં આવી રહ્યા. પોતાની બીબીના વાસ્તે ઉનની બનાવટનો તંબુ ઉભો કરી પોતે સ્નાન કરવા નદી ઉપર ગયા. અને એવા વિચારમાં હતા કે વાસણ હાથ લાગે તો બીબી સાહેબને વજુ નીમાજને વાસ્તે—હાથ પગ ધોવા અને મોઢું ધોવાને—પાણી લઇ જાઉં. એટલામાં એક હિંદુનો છોકરો ગદાધર નામનો હાથમાં તાંબાની ગાગર લઇ આવતો હતો. તેની પાસેથી તે તાંબાની ગાગર માગી પાણી ભરીને પોતાની બીબી સાહેબને પહોંચાડયું અને કહેવા લાગ્યા કે, જો પ્રભુ અહીંઆ પરૂં વસાવે તો તમારે અહીં વાસ કરીને રહેવું. તેમણે જવાબ દીધો કે, અમારી પાસે પૈસા ટકા વિગેરેની જોગવાઇ નથી. ત્યારે કહ્યું કે, એજ વાસણને લો અને સાબરમતી ઉપર જાઓ અને ત્યાંથી ભરીને લાવો. ત્યારે તે ગયો અને પાણી ભરવા લાગ્યો, તો પાણીની જગાએ મહોરો વહેતી દીઠી. તે ભરીને સૈયદ સાહેબની સામે લાવ્યો અને ઢલવી દીધી. ત્યારે કહ્યું કે, તારા પિતાની પાસે લઈ જઇને તેમને આપી દે, અને કહ્યું કે, તૈયારી કરી અત્રે આવી વસવાની ભલામણ કર.

તે પછી દરેક જાતના લોકોની સૈયદ સાહેબના તંબુની આગળ આવીને ઠઠ ભરાઇ ગઈ અને ત્યાંજ ઘરબાર કરીને રહેવા લાગ્યા. એમ કરતાં પરૂં વસાઇ ગયું. અને તેનું નામ ઉસમાનપુર પાડવામાં આવ્યું. એ સૈયદ સાહેબની ઘણી કરામતો પ્રસિદ્ધ છે. જેમાંથી " મદારે જુલ્મા ખારેજ " પુસ્તક એમના

વંશમાં પ્રખ્યાત છે. જ્યારે પ્રભુ પ્રેમમાં ઉભરાઇ જતા ત્યારે મોંમાંથી કવિત પણ ઉચ્ચારતા હતા. તેમાંથી એક ગજલ હેઠળ પ્રમાણે છે,

અર્શે ફરે શેસ્ત કે દર ખિલબતે દુરવેશાંનસ્ત
રંજ ગંજેસ્ત કે હમસો હબ તે દુરવે શાંનસ્ત
ખિલા અતે દોલતે જાવિદ અગર મીખાહી.
ખિલકાબા અઝમતે અહકિસ્રસે દુરવેશાંનસ્ત
કિસ્સ એ, ગર્ક સુદન આલમો આં તુ ફાંસ
ગચે તાઉસ મલાએક બઝહાં શેબાજસ્ત
મગસે માઇદે મેમતે દુરવેશાન્ત
ખાંદા બાશી કેહમ અઝએહમતે દુરવેશાનસ્ત
મિલ્લે મામુલકે ખુરશીદ હવા દિશ બાશદ
સાય યે બાર ગહે દોલ દોલતે દુર દો શાનસ્ત
કાર ગાહે કે દરેબસ્તા કિલીદે દરઓ.
નફસે ફાતીહએ હઝરતે દુરવેશાનસ્ત
સીન એકીનએ ઉસમાં શુદાહ ગંજીનએ ઇષ્ક
મુફ્તુહ અઝભીઝએ હિંમતે દુરવેશાનસ્ત

પ્રભુ રાજ્યાસન એક પાથરણું છે જે સાધુ ફકીરોના સ્થાનમાં પથરાય છે.

દુઃખ એક દ્રવ્ય છે કે જે ફકીરોની સાથેજ રહે છે.

જો તું સદા સ્હેતી દોલત નામના પોષાક મેળવવા ચાહે તો તે મોટાઇનો પહેરવેશ ફકીરોની કફની છે.

દુનિયા ડુબી જવાની વારતા અને નોહાના તોફાનની વાત તેં સાંભળી હશે.

ફકીરોને પજબ્યાથી આ પીડા ઉભી થયેલી તે તેં વાંચ્યું હશે.

દુતોનો મોર પક્ષી સૃષ્ટિમાં શાહબાજ છે.

તે ફકીરોની પંગતમાં પીરસાએલા ખાણા ઉપર ભમતી માંખ જેવો છે.

ટકતી છાયા નાશ પામતા પૂર્ણની ફકીરોના દરબારની પ્રમારતની છાયા છે.

જે કારખાનું બારણા વાસીને કામ કરે છે અને તેમાંજ તેની કુંચી રહેલી છે તે કારખાનું ઉઘાડવાની કુંચી ફકીરોની ગ્વાસ છે.

પ્રેમનો ભંડાર નિરદ્દેશી છાતી થઇ છે, ઉસમાનને આ માન પણ ફકીરોના ઇસારાથી મળ્યું છે.

જમાદીઉલ અવલ માસમાં તારીખ ૧૫ મીએ ગુજરી ગયા. આલીશાન મસજીદ અને સુંદર ઘુમટવાળા રોજાની અંદર દફનાવ્યા. આ દેશમાં પોતાનો પરિવાર પોતાની પાછળ મૂકી ગયા છે.

**શેખઅલી ખતીબ ( ભાષણ કરતા. )**

પોતાના કાળમાં હજરતઅલી સાહેબના જેવા ગુણ ધરાવનારા અને ભક્તિમાં ઘણાજ આગળ વધેલા હતા. જ્યારે એમની બાર વરસની ઉમર થઈ ત્યારે સર્વથી પરવારીને ખુદાની બંદગી કરવા લાગ્યા. અને માણસનું વાવેલું ધાન મૂકી દઇને ઘાસ તથા જંગલી પોતાની મેળે ઉગેલા દાણા કામમાં લેતા, દિવસે અપવાસ કરી સાંજે અપવાસ તેનાથી છોડતા. બાર વરસ સુધી એવી રીતે ભક્તિ કરી. તેથી મન એટલું બધું ચોકખું થઇ ગયું કે દુતો પ્રભુના વખાણ કરે છે તે સાંભળવા લાગ્યા. તે પાંચે વખતની નીમાજ સાબરમતી નદી ઉપર પઢતા હતા. અને ઘરથી નદી તરફ જતા રસ્તામાં એક ભક્તિલીન દિવાનો પુરૂપ રહેતો હતો તે વારંવાર એમને કહેતો કે, અલી મુસલમાન થા. એનો અર્થ એ સમજતો નહોતો અને બંદગી તથા સ્મરણમાં વધારો કરતા. એક દિવસ તે દીવાનો માણસ કંઈ ખાણું રંધાવી લોકોને ખવરાવતો હતો તે વખતે એ આ રસ્તે થઇને જતા હતા. દીવાનો દોડીને પાસે આવી એમને પછાડી છાતી ઉપર ચઢી બેઠો અને જોરજુલમ કરીને બે ત્રણ કોળીઆ એના મોંમાં ધકેલી દીધા. આ માણસ પોહોંચેલો છે અને એની સેવા અફળ થશે નહિ એવું એમના મનમાં ઠસી ગયેલું. તેથીજ તેણે એમને બેચાર ધુસા મારી દીધા અને કહ્યું કે, અલી મુસલમાન થા. ધુળમાં આળોટી ખરાબ હાલ હવાલથી ઘેર આવ્યા. અને ઘણીવાર પછી ભાન આવ્યાથી " મુસલમાન થા " એ શબ્દનો અર્થ ખોળવા લાગ્યા અને મનસુબો કર્યો કે કોઇના સેવક બનવું.

હવે આ વખતે એજ પુરૂષો એ કામ માટે લાયક છે, હજરત કુતબે આલમ તથા હજરત ગંજ બખ્સ. કુતબે આલમ સાહેબની સભામાં કોઈ વખત રાગ થતો હતો ( એ ઠીક નહિ ) એમ ધારી ગંજબખ્સને પીર કરવા એવા વિચારથી બળદ ગાડીમાં બેસી સરખેજ તરફ જવા નીકળ્યા. જ્યારે સાબરમતી નદીના કિનારા ઉપર પહોંચ્યાં ત્યારે બળદો ઉભા થઈ ગયા. તેમને હાંકવાને ઘણા ઉપાયો કર્યા પણ તે એકે ડગલું આગળ વધ્યા નહિ.

એટલામાં એબ ગેબથી એક હાથનો પંજો નીકળી આવ્યો. અને પુંઠ ઉપર લાગી એમના અંગરખાને તાણવા લાગ્યો અને શાકના રંગની નિશાની એમના લુગડા ઉપર જણાઈ આવી ત્યારે એ બોલ્યા કે, મને પાછળથી કોઈ તાણે છે, બળદોને મુકી દો જ્યાં એ લઈ જાય ત્યાંજ મારા નસીબમાં લખેલી જગા છે એમ જાણવું બળદોને મુકી દીધા તેઓ જુના અસાવલમાં લઈ ગયા કે જ્યાં કુતબે આલમ સાહેબનું ઘર હતું. કુતબે આલમ સાહેબ પોતાના ખાતા વધેલી ખાસ પ્રસાદી એમના વાસ્તે રાખેલી અને બીજા કેટલાક લોકો સેવક થવા આવેલા તેમને પણ કહેલું કે ધીમા ધીમા ખાઓ પીર આવે છે. આ વખતે શેખઅલી પહોંચી ગયા. તે મનમાં ધારતા હતા કે પહેલા સેવક બનાવવાની આજ્ઞા લઉં પછી સેવક બનું. કુતબે આલમ સાહેબે તેજ પ્રમાણે કર્યું કે, પહેલા સેવક કરવાની સત્તા અને પછી સેવક બનવું. પછી કર્યું કે, કોડીયું તેલ અને દીવેટ તૈયાર કરી લાવ્યા છો. એટલુંજ બાકી છે કે, કોઇ સળગાવી દે તેથી પહેલા સેવક બનાવવાની કૃપા કરી. તેજ વખતે પ્રભુ પ્રેમ અને વિરા શેખના દીલમાં પ્રગટ થઇ ગયા અને ધડધડ રોવા માંડયું. ચીસો પાડવાઅને નાચવા લાગી ગયા. કેટલાક કહે છે કે, ગવૈયાના જે વાજીંત્રો ત્યાં હતા તે પોતાની મેળે વાગવા લાગ્યા. અને કુતબે આલમ સાહેબે તેમને હુકમ કર્યો કે, કંઇ ગાઓ.

હવે શેખ સાહેબ રાગ મિત્ર થઈ પડયા અને ઘણીવાર સુધી ઝુઝતા અને કુદતા રહ્યા. ત્યાર પછી કેટલાક સેવક થવાને આવેલા માણસોને હુકમ કર્યો કે, એના મુરીદ થાઓ. કુતબે આલમ સાહેબના રૂબરૂ એમણે તેમને સેવક બનાવ્યા. ત્યાર પછી લોકોને સુમાર્ગે દોરવાના હેતુથી એમને રવાને કરી દીધા. શેખનો રોજો કદનપુરમાં છે. અને કદનપુર તથા કુતુબપુર એ બેઉ ગામ એમની ઓલદની જાગીરમાં છે, અને તે દિવસથી આજ દિન સુધી તેમનોજ કબજો ભોગવટો છે.

## શેખ અહમદ ખટુ.

લોકોમાં કહેવાતા ગંજબક્ષ સાહેબની દરગાહ ખટુ ગામમાં છે અને એમનાથીજ મગરેબી સમુદાયની સમાપ્તિ થાય છે. જ્યારે મક્કે હજ કરવા જવાનો ઇરાદો કર્યો ત્યારે પાટણથી ખંભાતમાં આવ્યા આ વખતે શાસ્તીખાન ખંભાતનો સુબો હતો. મજકુર બંદરથી સ્વાર થઈ રવાને થયા, અને પાટણમાં મજકુરખાનનો બાપ મલેક ફત્તેહુલ મુલ્ક એમને આવી મળ્યો હતો અને પાછા ફરતી વખતે નગરઠઠાને રસ્તે આવી બુખારે ગયા હતા. એ

વિશેનો વિસ્તાર પેશ નિમાજ પઢાવનાર શેખ અબુલ કીસીમે એક પીર હસ્તક લખ્યું છે તેમાં દરશાવી દીધું છે.

સને ૮૦૨ હીજરીમાં મુઝફ્ફરખાનની હકુમતના વખતમાં ગુજરાતે આવી શહેરની પશ્ચિમ દિશાએ ત્રણ ગાઉ ઉપર આવેલા સરખેજ ગામમાં અનામ ખુહર ઉપર મુકામ કરી રહ્યા. આ વખતે મુઝફ્ફરખાને બાદશાહ બનવાની ઝંડી ઉંચી નહોતી કરી. અહમદાબાદ શહેરના કોટનો પાયો નાખતી વખતે દોરીનો એક છેડો સુલતાનની વિનંતી ઉપરથી એમના હાથમાં હતો. એમની કરામતો પ્રભુ જ્ઞાન આત્મ ઓળખના અગણીત દાખલાઓ લોકોમાં પ્રસરાએલા અને કેટલાક મજકુર પીર પુસ્તકમાં દાખલ કરેલા છે.

ગુરૂવાર તા૦ ૧૪ માહે સવાલ બપોર પહેલાં ૮૪૯ હીજરીમાં પ્રભુ તરફ આ શ્રષ્ટિમાંથી કુચ કરી ગયા. કોઇ વિદ્વાને આવી રીતે સાલ કાઢી છે.

કવિત—તાવ મીમો અલા સમા માઆ, કાન દાતો વાયા મિનરશબ્વાલ,

ઉમ્રહુદલ્લા અનહુ કુતબુન, રાહાયોમલ ખ્મીસ વકતે ઝવાલ

આઠસો ઉપર નવ અને ચાલીશ સવાલ માસની ચાર અને વીશમી તારીખ તેમની ઉમર એકસો અગીઆર વરસની. કુતુબ ક=૧૦૦=ત=૯ બ=૨=૧૧૧ કુચ કરી ગયા ગુરૂવારે બપોરે.

સઘળી ઉમર વગર પરણ્યે તથા ત્યાગીઓની પેઠે કાઢી હતી. અને લગન કરેલું નહિ. એમની કબર પ્રકાશ બરપુર મજકુર ગામમાં ઉંચા ઘુમટ દરગાહ મસજીદ તથા તળાવની સાથે છે સુલતાન મુહંમદશાહે તેનો પાયો નાંખેલો અને સુલતાન કુતુબુદીન તેના દીકરાએ તેની ઇમારત પુરી કરી. દર ગુરૂવારે ત્યાં દર્શન કરવા શહેરના લોક જાય છે. તેમની પંગતી આગળ સુલતાન મેહમુદ બેગડા તથા સુલતાન મુઝફ્ફર હલીમને દફન કર્યા છે. તેમના ખલીફા અને આ શહેરના શિષ્યોની દરગાહો આ શહેરમાં છે તે જગ પ્રસિદ્ધ છે. મકબરાગામ ( મકરબો ) અને ખટુપુરની વકફ જમીન દરગાહ તથા ઉરસના ખરચમાં વાપરવા ઠરાવ થયેલો છે.

## સૈયદ મેહેમુદ એરજી એટલે શેખ પીર.

જ્યારે સૈયદ સાહેબ ઇરજથી મક્કેહજ કરવાને મનસુબે સેવકો, દાસો તથા ગવૈયા લોકોને લઇ રવાને થયા અને અહમદાબાદમાં આવ્યા ત્યારે ભંડેરીપુરમાં ઉતર્યા અને વહાણું વાતા ગંજબખ્સ સાહેબને મળવા ગયા. જ્યારે ઢુંકડા પહોંચ્યા ત્યારે તેમની પાસેથી એક સેવક આવ્યો અને કહેવા

લાગ્યો કે, તમને બોલાવે છે. એમણે જવાબ દીધો કે, કોઇ બીજાને બોલાવતા હશે. સેવકે કહ્યું તેમણે ફરમાવેલું છે કે, જોએ હશે તો એમનું નામ શેખ મેહમુદ છે. તેમને તેડી આવ. પછી ઉત્તર દીધો કે, શેખ મેહમુદ નામના ઘણા માણસો છે, તે કોઇ અહમદાબાદમાં હશે, સેવકે કહ્યું કે મને ફરમાવ્યું છે કે, જો મહમુદ એરછ નામ હોય તો લઇ આવજે, પછી એ આગળ ચાલ્યા અને જ્યારે ગંજબખ્સ સાહેબને દીઠા ત્યારે પગે લાગ્યા. તેમણે સલામ કરીને કહ્યું કે, બાબા તમારી આ મુસાફરી ઘણી કલ્યાણ કારી છે, અને ઘરમાંથી ખાણું મંગાવી એમના સનમુખ મુક્યું. એમણે અદબ રાખી થોડું થોડું ખાવા માંડયું, ત્યારે બોલ્યા, " વેદાંત સંકટ નિવારણ " છે, મનમાનતું ખાઓ, ત્યાર પછી એમની સંગતવાળા બહાર બેઠેલા માણસોને અંદર બોલાવ્યા અને દર્શનનો લાભ આપ્યો. તેઓ પગે લાગ્યા અને ગવૈયાઓને પૂછયું કે તમે પણ મક્કે જવાના મનસુબો રાખો છો. તેમણે અરજ કરી કે એજ ઇરાદાથી નીકળ્યા છીએ. ત્યારે ફરમાવ્યું કે, આ બીચારાઓને સારી મતિ પ્રાપ્ત થઇ છે. પરંતુ આ લોકોની સાથે તેમનું ટકવું કઠણ વાત છે. ત્યાર પછી પચાસ ટંકા એમના સાથીઓને ઉજાણીને વાસ્તે આપી રવાને કરી દીધા. અને કહ્યું કે, બીજી મુલાકાતે વિદાયગીરી થશે. પાછી કેટલેક દહાડે શેખ મેહમુદ રવાનગીની પરવાનગી લેવા એમની સેવામાં ગયા. ત્યારે એમણે કહ્યું કે, શેખ મેહમુદ મગરેબીએ બાબુ ઇસહાક ( ગંજબખ્સના ગુરૂ ) ની સાથે ચાલીશવાણા કાપ્યા હતા. અને બીજી કરામતોના વર્ણન કરેલા અને પ્રસાદી આપી કહેલું કે, બીજી મુલાકાતે આવવું. પછી કેટલેક દહાડે એમની સેવામાં ગયા. તે વખતે હજરત શેખ પ્રભુ ધ્યાન બાંધી કેહેવા લાગ્યા કે મેં એની વાણી સાંભળી છે કે, મેહમુદને તારી પાસે રાખજે અને આગળ જવા ન દઇશ. અને કહ્યું કે, જેવી રીતે મુજ ફકીરને બાબુ ઇસહાકે દીકરો બનાવ્યો હતો. તેવી રીતે મેં દરવેશે તમને મારા પુત્ર ગણેલા છે. એમને પોતાની સેવામાં રાખ્યા અને સાથીઓને ઇનામો આપી રવાને કરી દીધા. એમની સ્ત્રીને ગુજરથી બોલાવી પોતાની દીકરી કહીને પોતાની પાસે રાખી. એ બંડેરીપુરમાં રહેતા હતા. અને હંમેશા ગંજબખ્સ સાહેબની સેવામાં જઇ પ્રભુ જ્ઞાનનો લાભ લેતા હતા. દિવસે દિવસે એમની ઉપર તેમની મહેરબાની વધતી જતી હતી. એમની રજા લઇ એક મીર પુસ્તક ગંજબખ્સ સાહેબના વૃતાંતનું લખ્યું છે. તેનું નામ તો હફતુલ મજાલિસ રાખ્યું અને તે પુસ્તકમાં થોડીક પોતાની હકીકત પણ લખી છે. રજબની તારીખ ૧૦ મીએ એમનો ઉરસ થાય છે. તેમની કબર બંડેરીપુરમાં છે.

**શેખ સલાહુદ્દીન.**

એમના પિતાનું નામ તુકાજી તે ધર્મે હિંદુ હતા. ગંજબખ્સ સાહેબની સેવામાં આવી મુસલમાન થયા. જ્યારે તુકાજી મુસલમાની ધર્મ ધારણ કરવા આવ્યા. ત્યારે ગંજબખ્સ સાહેબ કુરાન પાઠ કરતા હતા. તુકાજીને કહ્યું, બાપા શોધક આવી જા અને ઉચ્ચાર "બિસમિલ્લાહિ ર્રહેમાનિ ર્રહીમ, પ્રભુના નામથી પ્રારંભ કરૂં છું. જે પ્રભુ કૃપાળુ અને દયાળુ છે અને ઇસ્લામની તરબીઅત કરી અને કહ્યું કે, થોડુંક પાણી લાવો. તે લાવ્યા, પછી તેમાંથી એમણે થોડુંક પીધું ને વધેલું તુકાજીને કે જેનું નામ હવે શેખ તાલિબ પાડવામાં આવ્યું હતું તેને આપ્યું અને કહ્યું કે, પી જા. તેણે પૂર્ણ મનથી પીધું. ત્યાર પછી જે કુરાનનો એ પાઠ કરતા હતા. તે એમને આપ્યું અને કહ્યું કે, વાંચી જા, તે આ પીર પ્રતાપે અને પ્રભુ કૃપાથી તેને વાંચન શક્તિ આવી ગઇ, ને વાંચવા માંડયું. પછી એમનું નામ શેખ તાલીબ પોકારવામાં આવ્યું. તે એમની સેવામાં અહોનિશ રહેવા લાગ્યા.

એક દિવસે સુલતાન મેહમુદ બેગડો એમની સેવામાં ભેટ લેવા આવ્યા. અને કહ્યું કે, તુકાજી મુસલમાન થયો છે ને, તેના જવાબમાં ફરમાવ્યું કે, એણે મુસલમાન થઇ એક નવાઇ જેવું કામ કર્યું છે, સુલતાને કહ્યું કે, એનો એક બીજો ભાઈ પણ છે અને તેનું નામ મુલ્લાજી છે, ત્યારે ગંજબખ્સે કહ્યું કે, એને પણ બોલાવો. ને પણ હાજર થયો. તેને કહ્યું કે, ચાર દિવસ થયા પ્રભુ આજ્ઞા થઇ છે કે આવો પુત્ર તને હું પહોંચાડું અને બચ્ચાની માતા કામથી ગયેલી છે, કેમકે તુકાજીને બે બાયડીઓ છે. તેમાંથી એકને ગર્ભ છે તેનાથી છોકરો થશે. તેજ મારો પુત્ર છે. તેને બોલાવો તેને બોલાવવાને સુલતાને મુલ્લાજીને મોકલ્યો. મુલ્લાજીને તેડવા મોકલ્યા પછી છ દહાડા પછી તે બાઇને છોકરો અવતર્યો તે છોકરો અને બાઇને લઇને મુલ્લાજી આવ્યો. અને ત્રણ દિવસ પછી તે છોકરાની મા અને ત્યાર પછી તેનો બાપ શેખ તાલીબ મરી ગયા. તે છોકરાનું નામ શેખ સલાહુદ્દીન પાડી તેને પોતાનો દીકરો બનાવ્યો. અને તેને પાળીને પરવરશ કરીને ઉછેર્યો.

ગંજબખ્સ સાહેબે કહેલું છે કે, જ્યારે મારો દીકરો સલાહુદ્દીન નાનો એક વરસની ઉમરનો હતો ત્યારે મેં એને મારા પેટ ઉપર સુવાડયો હતો. તે ભોગજોગે અગ્નિમાં પડી ગયો. ત્યારે મેં પોતાના હાથે તેને બહાર કાઢ્યો, ચાર વરસની ઉમરે મારી સામે રમતો હતો ત્યારે મેં કહ્યું કે, બાબા સલાહુદ્દીન તું નાનો હતો ત્યારે મેં તારા વાસ્તે અગ્નિમાં હાથ બાળ્યા હતા.

ત્યારે સલાહુદીને ઉત્તર દીધો કે, સાહેબ આ અગ્નિ તો શા લેખામાં છે. મને નર્કની અગ્નિમાંથી કાઢયો છે ને, ત્યારે મેં કહ્યું કે, ખરૂં કહે છે. જે માણસ તારી ઉપર અને તારા પુત્ર પરિવાર ઉપર આસ્તા રાખશે તેને પણ તે અગ્નિથી તે પ્રભુના હુકમથી કાઢીશ.

જ્યારે ગંજબખ્સ સાહેબને વિદાય કાળ રોગ પ્રગટ થયો ત્યારે એમને જોવાને સુલતાન મેહમુદ આવ્યો અને મનસુરના પુત્ર કાજી અબદુલ હૈને સંગાથે લાવેલો હતો, તેને સામો લાવી સુલતાને અરજ કરી કે, આપને અહીં દીવો કરવાને કોઇની ઉપર આજ્ઞા થવી જોઇએ. તે વખતે એમણે ફરમાવ્યું કે, આ નાનો બાળ એટલે શેખ સલાહુદીન ખબરદારીથી દીવો કરશે. થોડીકવાર થોભી સુલતાને અરજ કરી કે, દીવો કરવાનું કામ અઘરૂં છે, અને કાજીનો નાનો પુત્ર લાયક અને સદ્‌ગુણી છે, ત્યારે ફરમાવ્યું કે, આ ન્હાનો સલાહુદીનને પણ ન્હાનો જાણશો નહિ. અને મુજ ફકીરને પણ મરેલો ધારશો નહિ. " પરમેશ્વરના ઓલીઆ લોક મરતા નથી.'' ત્યાર પછી સુલતાને શેખ સલાહુદીનનો હાથ લઈ પોતાના મસ્તક ઉપર મુકયો અને ઘણું માન આપ્યું. રબીઉલ અવલ માસની તારીખ ૨૨ બાવીસમીએ એમનો ઉરસ થાય છે. અને ગંજબખ્સ સાહેબની પંગતીએ એમની કબર છે.

## સીરાજુદ્દીન અબુલ બરકાત સૈયદ મુહમ્મદ શાહેઆલમ સાહેબ.

સૈયદ મહંમદ ( શાહ મિસલ્લા ) કુતબે આલમ સાહેબના પુત્ર છે, એમની માતુશ્રી ગુજરાતી સુલતાનોના અમીર ઇમાદુદ્દીન ખુદાવંદખાનના દીકરા કરીમખાનની દીકરી બીબી આમીના સુલતાન ખાતુન છે. એમનો જન્મ ૮૧૭ હીજરી તારીખ ૧૭ માહે જીલકઅદ સોમવારની રાત્રે થયેલો અને તે હીજરી સન 'વારિસઅલી'=૮૧૭ ઉપરથી મળી આવે છે. જન્મ્યા પછી કુતબે આલમ સાહેબે પેગમ્બર સાહેબની રજા લઇ એમનું નામ મુહંમદ રાખ્યું. અને સતર વરસની ઉમરે શેખ અહમદ ખટુ સાહેબના મગરબીઆ સમુદાયમાં દાખલ કરી જે ઝબો અને જ્ઞાન મખ્દુમ જહાંનીઆએ શેખ એહમદ ગંજ બખ્સ સાહેબને ધરવત દાખલ આપેલું તે હવાલે કર્યું અને પોતાના બાપે પણ એમને ઇશ્વર જ્ઞાન આપેલું. તેમની કરામતોના દાખલા આ દેશના લોકોમાં સારી રીતે પ્રસિદ્ધ છે. આ લઘુ પુસ્તક તેમના વિસ્તાર યોગ્ય નથી. ૬૩ ત્રેસઠ વરસની ઉમર સુધી પ્રભુ સેવા કરી શનીવારની રાત્રે મોટા મળસકા પછી જમાદીઉલ આખરની ૨૦ વીસમી તારીખે દેહીનો ત્યાગ કર્યો. કોઈ કવિએ તેમની સન આ પ્રમાણે કાઢેલી છે.

એનો યાઓ અલા તમા માયા. કાનાકાપુન મીન જમાદિલ આખેર.
ઉમ્રહુ તાએઉન બે ઉમ્રનબી રાહા ખીલેલ શંબા વખતે શહેર.

આઠસો ઉપર સીતર અને દશ=૮૮૦ જમાદીઉલ આખરની કાફ=૨૦ મી તારીખ.

તેમની ઉમર નબી સાહેબની ઉમર પ્રમાણે ૬૩ વરસ. શનીવારે સવારે મૃત્યુ પામ્યા.

તેમના વંશના સૈયદો શાહી સૈયદના નામથી ઓળખાય છે અને એમના સિવાય બીજા કુતબે આલમ સાહેબના દીકરાની ઓલાદને કુતબી સૈયદ કહે છે એમની કબર રસુલાબાદપુરામાં જ્યાં તેઓ રહેતા હતા ત્યાં દરગાહમાં છે અને અહીંના લોકો ત્યાં દર્શન કરવાને જાય છે, અહીંની ઇમારતો ઘુમટ ચોકીઓ ઘણા નાણા ખરચી એમના ખરા સેવક તાજખાન નરપાલીએ બંધાવેલી. આ તાજખાન સુલતાન મેહમુદ બેગડાનો એક અમીર હતો અને એમનો ખરા મનનો સેવક હતો; તેણે ઇમારત ઘુમટ ચોકીઓ ઘણા નાણા ખરચી બનાવેલાં, સુંદર મસજીદ જે ખુદાના વફાદાર લોકોનું ઇબાદત ઘર છે તે મહમદ સાલેહ બદખ્શીએ તૈયાર કરેલું. બેઉ મીનારા નિજાબતખાંએ વધારેલા. મોટી ધર્મશાળા અને મનરંજન દરબાર સુલતાન મેહમુદે પહેલ વહેલા તૈયાર કર્યા તે પછી સૈફખાંએ પહેલાથી વધારે વિશાળ તૈયાર કરેલાં જે હાલ મોજુદ છે. મોજે હસનપુર તથા સારસા હવેલી પરગણાના તથા ઉરસ ખરચ તથા ગાદીવાળાનાં નિરવાહમાં તેમજ દરોડા દંથાલા મોજે બાકરોલ હવેલી પરગણાનાં તેમજ આંબાલીની જલાલપુરા વિગેરે છ ગામ ધોળકા પરગણાના, માતરવાસના, મુંદ્રાવાસના સૈયદોના ગોપણના વાસ્તે પહેલાના બાદશાહોના ફરમાન પ્રમાણે નક્કી કરેલા છે.

શાહેઆલમ સાહેબની ઓલાદમાં પાંચ પુત્રો અને ચાર પુત્રીઓ હતી. શાહ રાજુ, સૈયદ બુદન, સૈયદ શેખ મુહંમદ, બીબી રાજી, અને બીબી અમતુલ્લા નાંદોદ કસ્બાના મલેક ખોખર ઇસ્હાકની દીકરી બીબી ખુંદાથી પેદા થયેલા, બીબી ખુંદાની કબર એમના પિતાજીના કબરની બાજુમાં છે અને સૈયદ સુલતાન મુહંમદ બીબી મુંકતીમામની છોકરીથી અને સૈયદ બેબ મહંમદ અને બી મંઝેલી સિંધ જુનેવાલીના જામની દીકરી બીબી મુરકીથી.

શાહે આલમ સાહેબના મકાનોનું વર્ણન—પત્થરની મોટી મસજીદ, મુહંમદ સાલેહ બદખ્શીની બનાવેલી. મુનારા, સાહેબ ફીરાનની ઓલાદના પુરૂષ નજાબતખાંએ તૈયાર કરાવેલાં.

ઘુમટ બનાવવાનું કામ તાજખાં નરપાલીએ હીજરી ૯૦૮માં દુર દેશાવરથી પથરા મગાવીને શરૂ કરેલું અને દશ વરસની મુદતમાં પુરૂં કરી દીધું.

આ સેફખાંએ ઘુમટ અંદરના ભાગનું સોનેરી કામ કરેલું ફરીથી આજમખાંએ ઘુમટની અંદર સોનેરી કામ કર્યું.

શાહી તળાવ જેનું નામ મુસ્તફાસર છે તેની પત્થરની પાળો તાજખાં નરપાલીની ધણીઆણીએ કરેલી, સુલતાન મેહમુદ શહીદે મોટું જમાતખાનું બનાવેલું કે જે ચાળીસ ગજ લાંબુ અને ચાળીસ ગજ પહોળું છે. શાહે આલમ સાહેબના પુત્ર શાહ ભીકને મુસાફરખાનું બનાવેલું અને તેની મરામત પુરી રીતે સેફખાંએ કરેલી.

મુઇજ્જુલમુલ્કે હાથે પાણી લાવવાનું ટાંકું મસજીદના ચોકમાં મોટું તૈયાર કરાવેલું.

## શાહેઆલમના પુત્ર શાહભીકન.

કાજીના બગીચા નજદિક જમાલપુર બહાર નદી ઉપર એમનો ઘુમટ હતો. તે સંવત ૧૯૨૪ ની સાલમાં પડી ગયો છે,

એમનું નામ સૈયદ બેગ મુહંમદ ઉર્ફે શાહ ભીકન. એમની માતુશ્રી બાબી મુરકીન મજુનાની કન્યા. મજકુર બીબીના શાહેઆલમ સાથે લગ્નની સંપૂર્ણ હકીકત મીરાતે સિકંદરીમાં લખી છે. એ સાહેબ નવ વરસની ઉમરમાં ગુજરી ગયા. એમના મૃત્યુ કાળની એક વિચિત્ર વાર્તા પસરાઈ છે, જે સુલતાન એહમદના જમાના મલેક ફખરૂદીન મલેક સેફદીન બીન અજદરખાનના દીકરે પોતાના બાપથી સાંભળેલી હકીકત એવી રીતે કહી છે કે, એક દિવસ તેના પિતા મલેક સેફુદીને શાહેઆલમ સાહેબથી અરજ કરી કે, સાહેબ મને પુત્ર પ્રાપ્તિ થાય. અને એમણે પ્રભુને વિનંતિ કરી જેથી હું પેદા થયો અને નાનપણમાં એકવાર હું મરી ગયો. તે વખતે મારા બાપ તે વેળાએ અસાવલમાં રહેતા કુતબે આલમની પાસે ઘણાજ ગભરાઇ જઇને પહોંચ્યા. એવા મનસુબાથી કે, જો મારો દિકરો જીવતો નહિ થાયતો ટોપી અને ગુરૂ નામું ( સજરો ) પાછું આપી દઇશ. તે ઘણીજ ગભરાટની ઘડી હતી. જ્યારે કુતબે આલમ સાહેબની રૂબરૂમાં પહોંચી ગયા ત્યારે પોતાને અતિશય ગભરાઇ જવાનું કારણ બતાવ્યું તેમણે કહ્યું કે મીયાં મંઝલેની પાસે જાઓ. શાહેઆલમ સાહેબને તે સાહેબ ઘણી વખતે આ નામથી બોલાવતા હતા. તે શાહેઆલમ સાહેબની સેવામાં આવી પહોંચ્યા અને ઘણી રડાકુટ કરી.

તેમણે ઘણી વાર સુધી વિચાર કરીને કહ્યું કે, ઘણું કરીને એની ઉમર એટલીજ હશે. તે ઉપર લક્ષ લગાડવું નકામું છે. પછી મારા બાપે પોતાની પૂર્વે બજાવેલી સેવાઓના લીધે બેઅદબ થઇ અરજ કરી કે, પ્રભુના રૂબરૂ એ કયામત ( હિસાબ ) ના દિવસે પણ એવોજ જવાબ આપશો કે, તે આ જવાબની દરકાર ન કરતાં મહેલની અંદર ચાલ્યા ગયા. મારા પિતાએ શાહ ભીકન સાહેબ પાસે જઇ અરજ કરી અને તેની માઠી હાલત અને દુઃખી સ્થિતિ તેમણે દીઠી, તે ઉપરથી અંદર જઇ ઘણીજ પસ્તાઈથી શાહેઆલમ સાહેબને મલેક સેફુદીનની હકીકત જાહેર કરી. ત્યારે તેમણે કહ્યું કે, જો તમને તેના પુત્રના બદલામાં આપું તો રાજી થશો? એમણે કહ્યું કે, ઓ "પિતાજી! જે પ્રમાણે હુકમ હોય તે પ્રમાણે કરો." તેથી શાહેઆલમ સાહેબ એમને પોતાની ઓરડીમાં લઈ ગયા. અને હિંદી બોલીમાં કહ્યું કે, રાજનજી બકરો તા બદલ બકરો તા, એવું કહેવુંજ હતું કે, શાહભીકન મરી ગયા. શાહેઆલમે પ્રભુને વાસ્તે તે છે અને અમે તેની પાસે પહોંચી જઇશું.

પછી એક સેવકને કહ્યું કે, સેફુદીનને જઇને કહો કે, રખેને તેનો દીકરો મરી નહિં ગયો હોય જઇને તજવીજ કરો, કેમકે એક એવો રોગ પણ હોય છે, મારો પિતા આ વધામણી દાખલ ખબર સાંભળી ઘેર આવ્યો. એટલામાં રસ્તે ખબર સાંભળી કે, તમારો પુત્ર એટલે હું જીવતો થઇ ગયો છું. અને મારા બાપને પીરના પુત્રના મરણની ખબર નહોતી. સાંભળ્યા પછી ઘણો અફસોસ કર્યો.

એમની તથા એમના માતુશ્રી બીબી સુરકાનો કબર શહેરની દક્ષિણ દિશાએ તેમના માના બાપ જામ જુનાની દરગાહમાં સાબરમતી નદીના કિનારે છે, એમનો જન્મ અને મૃત્યુ વરસ જણાયું નથી. પરંતુ એમના ઉરસનો દિવસ તારીખ ૧૪ ચાંદ રજબ છે. તે દિવસ લોકો જઇ ત્યાં ફાતીઆ વિગેરે પઢે છે.

## સૈયદ જલાલુદીન અબુ મુહંમદ માહેઆલમ સાહેબ.

શાહેઆલમ સાહેબના દીકરા સૈયદ રાજુ, તેમના દીકરા સૈયદ એહમદ, તેમના દીકરા સૈયદ અબદુલ ગફુર, તેમના દીકરા સૈયદ હસન, અને તેમના દીકરા સૈયદ જલાલુદીન મેહબુબેઆલમ, તે હી૦ સને ૯૫૯ ના જીલકઅદ માસની છઠ્ઠી તારીખે જન્મેલા, તેમની માતુશ્રી બીબી ખાંદ ગોહર મલેક ખિઝરના દીકરી છે ઘણો કાળ ચક્ર ફર્યા પછી એમના ખાનદાનમાં એમનાથી ઘણી શોભા આવી ગઇ અને જોડણી થઇ, અકબર બાદશાહના

હાથે ગુજરાત દેશ ગયા પહેલાં ઘણી ખરાબીઓ થયા પછી મોટા ખાનની સીફારસથી ગાદીવાળાની જગાએ મને આપવામાં આવી એ સેવક તથા શિષ્ય સૈયદ મુહંમદ સાહિદના પૌત્ર અને સૈયદ ફિરાફ શાહના દીકરા સૈયદ શેર મુહમદના હતા. અને યોગ વેદાંત તથા પ્રભુ જ્ઞાન માર્ગનો અભ્યાસ એમની પાસે કરેલો હતો, અને વજીહુદીન અલવી સાહેબથી પણ શિક્ષા લીધી છે. એમની કરામતો ઘણી જગત પ્રસિદ્ધ છે.

એવું કહે છે કે, સૈયદ અબુતુરાબ શીરાજીએ એમને ઉજાણી આપી હતી. અને શીઆલાની મોસમ હતી તેથી સઘળા લોકો ગરમ લુગડાં પહેરીને આવ્યા હતા. એમણે પોતાનું ગરમ લુગડું કોઈ ભીખારીને આપ્યું હતું અને એક પેરણથીજ સભામાં આવ્યા, હવે હવા ઘણી ઠંડી હતી. તેથી ઉજાણી સંતોષી રીતની હતી. સૈયદ જલાલના મુખ્ય કારભારી સૈયદમુહમદ અમીનને કહ્યું કે, સાલ એમના વાસ્તે લઇ આવો. કેમકે હવા ઘણી ટાઢી છે સૈયદ મુહંમદ અમીન સભામાંથી ઉઠીને આવીને વિચાર કરવા લાગ્યા કે, હું દુશાલો ક્યાંથી લઇ આવું ? કેમકે અમારી સરકારમાં તો હમણાં છેજ નહિ. એટલામાં એક સેવક મુહંમદ અમીનની સામે આવીને બોલ્યો કે, એ સૈયદ સાહેબની સેવામાં દુશાલો ભેટ લઈ આવ્યો છું. અને ઘણીવારથી ઉભો છું. સૈયદ મુહંમદ અમીને લાવીને તે સાહેબને ઓઢાડી દીધો. આ કેટલાક દિવસ વિત્યા પછી વાત ચર્ચાઇ ગઇ. ઉદારતા અને પરોપકારની તેમની હીંમત એટલી વધી હતી કે, તે વિશે કાંઇ લખાઇ શકાતું નથી. અને કોઈ વખત તો વાસણો તથા વસ્ત્ર પણ ઘરમાં રહેવા પામતા નહોતા. ૧૦૦૩ એક હજાર ત્રણ ઝીલકઅદ માસની ચૌદમી તારીખની રાત્રે તેમનો કાળ થયો, શાહ આલમ સાહેબની પંગતિએ જુદી જાળીમાં એમની કબર છે. નુર અઝજહાં રફત=સૃષ્ટિમાંથી પ્રકાશ ગયો.

## સૈયદ મકબુલે આલમ સાહેબ.

એ સૈયદ જલાલ માહે આલમના પુત્ર છે. એમની માતુશ્રી બીબી અમીના સૈયદ નસરૂલ્લાની દીકરી છે, તેનો જન્મ રજબ માસની તારીખ ૧૦ મી હી૦ સને ૯૮૯ માં થયો હતો. તેમણે પોતાના જન્મની સાલ એમાંથી કાઢી. મનો દસ્તો દામાને આલે રસુલ=૯૮૯

સૈયદ જલાલ માહે આલમ સાહેબે પોતાના મૃત્યુ પહેલા ઝબો અને નિમાજ મારી એમના માટે આપી હતી. પોતાના બાપના મૃત્યુ પછી ઘણાં ખરાં સંસારી લોકોને પ્રભુ પ્રેમ પ્રગટ કરાવી દીધો. ગુપ્ત અને જાહેર વિદ્યામાં

પુરા પ્રવિણ હતા. ઘણા પુસ્તકોના ગ્રંથકર્તા એ સાહેબ છે. તેમની લખેલી મોટી ચોપડી જુમાતશાહી નામની છે, જેની અંદર રાત અને દીવસની પ્રભુસેવાઓ કરવાનું વર્ણન છે. એ સાહેબની ટેવ હતી કે, દર શુક્રવારે દરેક માણસને બેએ પ્રમાણે પાંચસો મેહમુદીઓ લોકોને વહેંચી દેતા હતા.

કવિત—એ લોકોની હિંમતો મોટાઓ ઉપર પુરી થતી નથી. અને હિંમતનો નાનો ભાગ દુનિયામાંથી જતાં સુધી પુરો પડે છે.

એક દિવસ ધારા પ્રમાણે મીજલસ મેળવવામાં આવી અને તે દિવસે કંઇ વસ્તુ એમની પાસે નહોતી કે લોકોને કંઇ વહેંચવામાં આવે. તેમના મુખ્ય સેવક મોલાના અબદુલ શકુરને પૂછ્યું કે કંઇ છે? તેણે જવાબ દીધો કે, બાર મહેમુદી છે. ત્યારે ફરમાવ્યું કે છ જણને તે વહેંચી દો. અને બીજા લોકોને રવાને કરી દો. એવું કદી બનેલું નહિ કે, જેમને ઠરેલ ખેરાત મળતી તે કઈ લીધા વિના પાછા જાય! તેથી એ લોકોને બોલાવીને કહ્યું કે, થોડીકવાર સબુરી કરો, અને જુઓ તો પ્રભુ શું કરે છે. અને પોતે પ્રભુનું ધ્યાન બાંધ્યું આ વખતે સૈયદ જલાલ મકસુદ આલમે જુમલ તુલમુલ્કનું બે હજાર રૂપિયા મોકવાનું લખાણ એમની સનમુખે મુક્યું. ત્યારે એમણે કહ્યું કે, બાબા આ તમારી કરામત છે. હવે એ રૂપિયા વળાસર તમે લઇ આવો કે જે મારા ધારા પ્રમાણે લોકોને વહેંચી આપું. આવી જાતની કરામતો એમની ઘણી છે. હી૦ સને ૧૦૪૫ માં રજબ માસની ૧૨ મી તારીખે એમણે દેહનો ત્યાગ કર્યો સેફખાનના બનાવેલા બીજા રોજામાં એમની કબર છે. એમની કબર ઉપર પેગંબર પગલા મુકવામાં આવ્યા છે.

## સૈયદ જલાલ મકસુદ આલમ સાહેબ.

એ સૈયદ મકબુલ આલમ સાહેબના પુત્ર છે. સને ૧૦૦૩ ના જમાદી ઉસ્સાની માસની તા. ૧૫ માએ તેમનો જન્મ થયો હતો. વારિસેરસુલ શબ્દથી એમનો સંવત નિકળે છે. અગીઆર વરસની ઉમરે તેમણે કુરાનનો પાઠ મોઢે કરેલો, પછી વિદ્યાઓ સંપાદન કરવા લાગ્યા એમણે ખરો વિદ્યાભ્યાસ મોલાના હુસેન સીસતાનીથી કરેલો અને વિદ્યાભ્યાસ પુરો કરવામાં મકબુલઆલમ સાહેબના સેવક તથા શિષ્ય મોલાના અબદુલ અઝીઝ સાહેબ પાસેથી શિક્ષણ લીધું હતું. અને આત્મિક જ્ઞાન પોતાના પિતાજીથી મેળવેલું. નાનપણથી એમનું લક્ષ એ તરફ હતું કે જેમ બને તેમ મારા પિતાજી મારાથી રાજી રહે તે ઉપાર લેવો અને સંત સાધુઓ તથા વિદ્વાનોથી એવુંજ કહેવરાવતા કે તમે

બધા પ્રભુને વિનંતિ કરો કે, મારા પિતાની મરજી પ્રમાણે હું મારા કૃત્ય કરૂં. એક બે ચોપાઇઓ જે એમણે રચેલી છે તેથી પ્રેમની પુરી વાસના આવે છે.

કવિત—હુન્નરના કસબની મતલબ નિરાંત થવાની છે, અને વિદ્યા અને તેને કામમાં લેવાની મકસદ સંપૂર્ણતા છે, ખુદા પ્રેમનો સાર અરે મને તેના દર્શનનો લાભ છે, અને મારા સત્યનો અર્થ જલાલ ( સાહેબ ) છે એ મારા મન.

કવિત—કોઇ ઉપર કોઇ પ્રેમરૂપી મધની અરેરઝા (કવિત નામ) છાની-માની પીધી.

ખુદા પ્રેમની ફળપ્રાપ્તિના ભેદને કહેતાં અરે રઝા છાનો રહી જા. જો નબી સાહેબના યોગ વસ્ત્રને શોધતો હોય તો, અલી મુરતુઝાના જેવા બધાના પાપોને ઢાંકી દે. એ રઝા, રઝા મકસુદ આલમનું કવિત નામ હતું; એ સાહેબના વખાણુમાં ઘણી કવિતાઓ એમણે કહેલી છે, કવિત—મારા સદા આનંદી મનમાં સૈયદ સાહેબ છે, મારા અંત અને પ્રારંભ સર્વમાં તેજ છે, તેને ખુદા ચાહે છે અને તે ખુદા પ્રધાન છે; મુજ પિતાના ગુરૂ અને મને ચાહનાર અને મારા શિક્ષક છે, મકસુદ આલમ સાહેબ લોકોના સંકટ નિવારણ કરવા અર્થે ખુદાઇ આજ્ઞા ધરાવનાર બાદશાહની નોકરી કબુલ કરી હતી. અને હજાર રૂપિયાના પગારથી સદરસ્સુદરના હુદ્દા ઉપર હતા. અને તે નોકરી શાહજહાં બાદશાહની હતી. જાહેરમાં જોતાં એ સુખચેનથી આયુષ્ય ભોગવતા હતા. એમ જણવામાં આવશે. પરંતુ એકાંતમાં ખુદાની ભક્તિ ઘણી કરતા હતા. આખી રાત જાગતા હતા અને ખુદાની પ્રાર્થના કરતા હતા. તે લાહોર શહેરમાં રબીઉસ્સાની માસની તારીખ ૨૦ મી સને ૧૦૫૯માં જન્નત વાસી થયા. કેટલીક મુદત સુધી ત્યાં ધરવટ દાખલ દાટેલા પછી ત્યાંથી કાઢી રસુલાબાદમાં લાવ્યા અને એમના પિતાના બીજા ઘુમટમાં દાટયા.

## સૈયદ જાફર બદરે આલમ સાહેબ.

એ સૈયદ જલાલ મકસુદે આલમના પુત્ર છે, શાબાન માસની તારીખ ૧૨ હી૰ સને ૧૦૨૩ માં જન્મ્યા. એ પોતાના પિતાના સેવક અને શિષ્ય હતા. મકસુદ આલમ સાહેબે પોતાના જીવતાં એમને ગાદી ઉપર બેસાડેલા હતા. તે જાહેર તથા ગુપ્ત વિદ્યાઓમાં નિપૂણ હતા. વિશેષ કરી હદીસ કુરાનની ટીકા શાસ્ત્ર તથા ઘણા પુસ્તકો એમણે રચેલા છે. તે પૈકી એક પુસ્તક રોઝાતે શાહી નામનું છે, તેના ૨૪ ભાગ છે, તેમાંથી પહેલા ભાગમાં ઓલીઆ લોકોનું વર્ણન છે અને તેમાં ઘણી જોવા લાયક બીનાઓ છે, અને છેલા ચાર

ભાગમાં હદીસ એટલે નબી કથન, કુરાન ટિકા અને એવાજ ઘણા વિષયો છે, અને પોતાના હાથે ઘણું લખાણ કરેલું છે. તે ઘણી ઝડપથી લખનાર હતા. અઢાર પહોરની અંદર આખું કુરાન લખેલું. અને તેને હંમેશા પોતાની પાસે રાખતા હતા. એક દિવસ મધ્ય રાતની નમાઝ કરીને શાહે આલમ સાહેબના પગે લાગી દરગાહમાંથી નીકળતા હતા એટલામાં એક ફકીરે સવાલ કર્યો કે, મને વાંચવાને એક કુરાન આપવાની મહેરબાની કરશો. તેમણે તુરતજ ઉત્તર વાળ્યો કે, વહાણામાં પુસ્તકાલયમાં જોઇને કાઢી અપાશે. ત્યારે ફકીરે કહ્યું કે, આ તમારી પાસે કુરાન છે, તે કાં નથી આપતા. તે તેને લઇને અંતરધ્યાન થઇ ગયો. મકસુદ આલમ સાહેબ પછી એમને સદારતની જગા ઉપર કામ કરવાનું શાહજહાં બાદશાહે કહ્યું ત્યારે એમણે ઇન્કાર કરી અને પોતાના ભાઈ સૈયદ અલી રઝીને તે હોદ્દો અપાવ્યો. અને પોતે ત્યાગ મુક્તિ માર્ગમાં પડયા. એ જીલહજ માસની નવમી તારીખે હી૦ સન ૧૦૮૫ માં મૃત્યુ પામ્યા. એમની કબર શાહેઆલમ સાહેબના બીજા ઘુમટમાં પશ્ચિમ તરફ તેમના પિતાજીની કબરની પાસે છે.

## સૈયદ મુહમદ અબુલજદ મેહમુબ આલમ સાહેબ.

એ બદરે આલમ સાહેબના પુત્ર છે. એમનાથી ઘણી કરામતો થયેલી અને પ્રભુપંથ એમણે આ રીતે કાઢી ઉંચે દરજ્જે પહોંચેલા. હી૦ સને ૧૦૪૭ ના રબીઉલ અવ્વલ માસની બીજી તારીખે જન્મેલા અને તેમના પિતાશ્રીના પ્રતાપે પ્રભુ શોધક બુદ્ધિ અને ઇશ્વર તત્વ ખોળવાનો અભ્યાસ એમના ભેજામાં સમાએલો હતો, અને ઇસ્લામી ધર્મશાસ્ત્રના ઘણા પુસ્તકો એમણે રચેલા હતા. નબી સાહેબના વંશનું વર્ણન કરેલી એક કુરાન ટીકા ફારસી અને જલાલેનના જેવી બીજી ટીકા રચેલી અને નબી કથન (હદીસ)માં જીનતુ ન્નુકાત મિશકાતની ટીકા લખેલી તેમાં ધર્મ ધારણનું તે કરતાં વધારે વર્ણન કરેલું.

જ્યારે સાહીબ કિરાનઃબાદશાહે એમના નામનો મુતવલી થવાનો હુકમ પોતાના હાથે લખી હવાલે કર્યો તે વખતે એ નવ વરસની ઉમરમાં હતા. તે જોઈ ઘણા આનંદી થયા. તે વખતે પૂછવામાં આવ્યું કે, કનક પત્ર જોઇ આપ રાજી થયા છો. ત્યારે જવાબ આપ્યો કે, બાદશાહની કૃપાથી મારા બેઉ પાલવ કનકથી ભરપુર છે, પરંતુ બાદશાહના હાથ દસકત જોયાથી મને આનંદ ઉપજ્યો છે. તે પુસ્તક વાંચન અને લોકોને વિદ્યાદાનનું કામ કરતાં વધુ ભક્તિમાં ગુંથાયલા રહેતા. રોજા માસમાં પોતાની ચાલુ સેવા ઉપરાંત સવા કુરાન રોજ પાઠ કરતા હતા. મોલાના શેખ નુરૂદીન એમના

મુખ્ય શિષ્ય હતા. અને એકાંતમાં પણ તેમનાથી વાતચીત રહેતી હતી. તે લખે છે કે જે વરસે મેહેબુબ આલમ સાહેબનો કાળ થયો ત્યારે હું જમાદીઉલ આખર માસની મુબારકબાદી આપવા એમની સેવામાં ગયેલો, તે વખતે કહેલું કે, શાહેઆલમ સાહેબના દરબારના દિવસે અમને પણ આમંત્રણ છે, તે એ પ્રમાણેજ બન્યું કે, તે દિવસથી રોજ રોગ વધતો ગયો જ્યારે ઓગણીશમા તારીખે દરબાર એટલે શાહેઆલમ સાહેબના ઉરસનો દહાડો આવ્યો, તે દિવસે આખા દિવસ સંધ્યાકાળ સુધી પ્રભુ રટના કરતા હતા અને પૂછતા કે, દરબારી માજલસની વખત થઈ છે કે? ત્યારે જવાબ મળ્યો કે, સૈયદો તથા પીર લોકો આવ્યા છે, અને મીજલસ ભરાઈ છે. જ્યારે માજલસ તૈયાર થવાની ખબર સાંભળી ત્યારે કહ્યું કે, જાફર મજીદ આલમને માજલસમાં મારી જગાએ બેસાડો. તે ફરમાવ્યા પ્રમાણે કરવામાં આવ્યું, અને તેઓ તો પ્રભુની પ્રાર્થનાના મીઠા મીઠા વચનો બોલતા બુધવાર તારીખ ૧૯ માહે જમાદીઉલ આખર હીં૦ સને ૧૧૧૧ ના રોજ દેહી ત્યાગી ગયા.

એમની સાલ મુહંમદ બુદશાની શાહેઆલમ=મુહંમદ બીજા શાહેઆલમ હતા. એ ફારસી ઈબારતમાંથી ૧૧૧૧ નીકળે છે. મકબુલ આલમ સાહેબના ઘુમટમાં પૂર્વ તરફ છે. આ ઘુમટમાં ચાર ઘોરો છે કે, જે પોતાના વખતમાં મહાન પુરૂષો હતા.

## સૈયદ જલાલુદીન હમીદ આલમ સાહેબ.

આ મહેબુબઆલમ સાહેબના પુત્ર છે. જમાદીઉલ અવલ માસની બીજી તારીખે હીં૦સને ૧૦૬૨ માં તે જન્મ પામેલા. તે સેવક અને વિદ્યાર્થી પોતાના પિતાના હતા. અને તેમના રચેલા બે પુસ્તકો પ્રખ્યાત છે એક તો **મિરાતુરૌયા,** સ્વપ્નાર્થ અને બીજું **મિફતાહુલ હાજાત,** ભક્તિ રીતિ,

કેટલાક વરસ સુધી મંદવાડ અને નિર્બળતાના લીધે ખોરાક મુકી દીધો હતો અને અંજીર દાડમ વિગેરે ખાઈને રહેતા હતા. હીજરી ૧૧૧૪ ના જીલહજ માસની વીસમી તારીખે એમનું મૃત્યુ થયું. બાપના ઘુમટમાં ચોખંડી બહાર એમની કબર છે.

## સૈયદ જાફર મજીદ આલમ સાહેબ.

આ સૈયદ જલાલહમીદ આલમના પુત્ર છે. હીજરી સને ૧૦૮૧ ના માહે રબીઉસ્સાની માસની અઢારમી તારીખે એમનો જન્મ થયેલો. એ પણ પોતે ખુદાના પ્રેમના હાલમાં લીન રહેતા હતા. અને મોટા દરજ્જાવાળા

હતા. ઘણી વખતે જે કહેતા તે થતું. હીજરી સને ૧૧૦૯ ના મોહરરમ માસની ૧૮ મી તારીખે ગુજરી ગયા. બાપની પંગતિએ એમની કબર છે.

**સૈયદ મેહબુબ આલમ સાહેબ.**

સૈયદ જાફર મજીદ આલમના દીકરા જુવાનીના વખતમાં સહેલ તમાસામાં ઘણો વખત કાઢતા હતા. તો પણ છેલ્લા દિવસોમાં પશ્ચાતાપ કરીને પવિત્ર બનીને ઈશ્વર ભક્તિમાં મચી ગયા હતા. એમની પછી કોઈ રહ્યું નહિ. હીજરી સને ૧૦૪૦ ના સાબાન માસની છવીશમી તારીખે તેમનો કાળ થયો. તેઓ પોતાના પિતાની પંગતિએ દટાયા. હવે હમણાથી તેમના ભત્રિજા સૈયદ મુસાના પુત્ર સૈયદ અબદુશ શકુર ગાદીએ બેઠા. અહીં સુધી શાહેઆલમ સાહેબની ઓલાદનું વર્ણન થયું અને હવે તેમના પ્રખ્યાત શિષ્યોનું વર્ણન થશે.

અહીં સુધી એકે છાંટો શીઆપણાનો આ સાહેબોને નડયો છે એવું જણાતું નથી.

**દીવાન સૈયદ મોહમદ ઝાહીદ સાહેબ.**

એ બુરહાનુદ્દીન કુતબેઆલમ સાહેબના પુત્ર થાય. વિદ્વાન, જ્ઞાનિ અને ભક્ત હતા. સેવક ભાઇ અને પેશકાર શાહેઆલમ સાહેબના હતા. તેઓનો જન્મ હીજરી સન ૮૪૮ ના રજબ માસની નવમી તારીખે થયો હતો.

મુહંમદ ઝાહિદ શાહેઆલમ સાહેબની પેશકારીનું કામ કરતા હતા. તે પોતાનું શરીર એટલું બધું ચોકખું રાખતા કે, લઘુશંકા કર્યા પછી એક ઝીણી સળી લઇને તેને લુગડું વિંટાળી છીદ્રની અંદર મુક્તા કે રખેને હાથ પગ શુદ્ધ કર્યા પછી મુતરની છાંટ બહાર આવી મને અશુદ્ધ કરે તેથી શાહેઆલમ કહેતા કે, મુહંમદ ઝાહિદનું મુતરવું બીજાની સેવાથી ઉત્તમ છે. કહે છે કે, પોતાના અંતકાળની વખતે શાહેઆલમે સૈયદ ઝાહિદને કહ્યું હતું કે, આવ તારી સલામ રાજનજીને પહોંચાડું અને મારા પગે એબ ગેબના ખજાનાની કુંચીઓ બાંધેલી છે તે તારે હવાલે કરૂં, એમ કહી પગ હલાવેથી કુંચીઓનો ગણગણાટ હાજર રહેલા લોકોએ સાંભળ્યો. મુહંમદ ઝાહિદ સાહેબે સલામ કોરનિશ કરી ઉત્તર દીધો કે, મેં આ કામના વાસ્તે આપની સેવાઓ બજાવેલી નથી, મારી મતલબ તો એક બીજીજ વસ્તુ હાથ કરવાની છે. મારી એવી ઉમેદ છે કે, તે મને મળશે. તે વખતે શાહેઆલમ ઘણા ખુશી થયા અને કહ્યું કે, તારૂં નામ ઝાહિદ છે ( એટલે શુદ્ધાચારી ) તે પ્રમાણે તારા આચાર વિચાર પણ પૂર્ણ શુદ્ધતાથી ભરપુર છે. તેમને સનમુખે બોલાવી

પોતાની છાતીથી વળગાડયા અને પોતાની જીભ એમના મોમાં નાખી. આ વખતે જે એમની ઇચ્છા હતી તે વસ્તુ તેમને મળી.

કહે છે કે, શાહેઆલમ સાહેબનો દેહીત્યાગ થયા પછી પ્રભુ જ્ઞાનની પુંજી ચાર માણસોને મળી. પ્રથમ પુરૂપ ગાદી વાળા સૈયદ નાસીરૂદીન શાહ મુહંમદ રાજુને, ૨ સૈયદ સાહેબને, ૩ મુખ્ય શીષ્ય મખદુમ સાહેબને ૪ શરીફ અબુબકર એદરૂસ સાહેબને, કે જે અરબસ્તાનમાં આવેલા હદરેમુતના રહેવાશી અને અહમદાબાદ ઝવેરીવાડાની દરગાહવાળા શરીફ શેખના મોટા ભાઈ થાય. તેમને મળી.

શાબાન માસની છઠી તારીખે સને આડસો બાણુંમાં એ પરલોકમાં ગયાં. કુર્રતેએનેનબી: એમની સાલ છે. એટલે નબીની આંખોની ઠંડક અને ઉમરના વરસ જલવા શબ્દમાંથી ચુંવાળીશ નીકળે છે અને વટુવામાં એમની કબર ઘણી પ્રસિદ્ધ છે. શાહ સૈયદ અરબના રોઝામાં દટાયા છે જેમનો ઉરસ રબીઉલઅવલ માસની દશમી તારીખે થાય છે.

## મોલાના શેખ અહુમદ એટલે મીયાં મખદુમ સાહેબ.

એમનું પેઢીનામું આવી રીતે છે. અહમદ બુરહાન, અબુ મુહંમદ, ઇબ્રાહીમ, મુહંમદખાન ગોરી કે જે દીલ્લીના બાદશાહોના તરફથી નાગોરમાં આવી હકુમત કરતો હતો, આ ખાન સુલતાન મુઇજ્જુદીન મુહંમદ એટલે સુલતાન શહાબુદીન ગોરીની ઓલાદમાં હતા. આ પહેલો મુસલમાન બાદશાહ છે કે, જે ગીજનીથી હિંદુસ્તાનમાં આવેલો અને ઇસ્લામી નુરથી આ દેશને પ્રકાશીત પહેલા તેણેજ બનાવ્યો.

એવું કહે છે કે, મીયાં મખદુમના બાપ મીયાં બુરહાનને પુત્ર પ્રાપ્તિ નહોતી. હવે એણે શેખ અહમદ ખટુના સેવકોમાં પોતાને ગણેલો હતો. તેથી આવીને વિનંતી કરી કે, ખુદા મને પુત્ર આપે અને તેમણે ભવિષ્ય ભાખ્યું કે પુત્ર થશે. અને તેનું નામ મારા નામ ઉપર રાખજો. તે ઘણો નામાંકિત થશે. ટુંકામાં શેખ અહમદે વપરાતી વિદ્યાઓનો અભ્યાસ મૌલાના સદર. જહાંકને કરેલો અને બાર વરસની ઉમર સુધી એમની સેવામાં રહેલા અને બીજા બાર વરસ સુધી જાહેર અને ગુપ્ત પ્રધાનપણું બજાવેલું. કહે છે કે સેવક થયા પછી ડુંટી હેઠળ હાથ ગયેલો નહિ અને સુતી વખતે ગરદનમાં હાથ નાખી સુઇ રહેતા. તેઓ રસુલાબાદ રહેતા હતા પરંતુ તે ભૂમિમાં પેશાબ જાજરૂ કરતા નહોતા. શાહેઆલમ સાહેબના ગુજરી ગયા પછી પણ

એ જીવતા હતા. રબીઉસ્સાની માસની બાવીશમી તારીખે ૬૪ ચોસઠ વરસની ઉમરે અવીનાશી દેશ તરફ કુચ કરી ગયા. વિદ્વાન લોકોએ "આખી રૂલ અવલીઆ"માંથી સાલ કાઢી છે, શહેરના તાજપુર મહોલ્લામાં એમની કબર છે, દરગાહ મસજીદ અને ઘુમટ છે.

## શાહે ગઝની.

એવું કહેવાય છે કે, શાહગઝની ગુજરાતી કોઇ સુલતાનના સગા હતા. તે પોતાની જીંદગીના પ્રથમ ભાગમાં ડાકુ લુટફાટ અને મારફાડ કરવાના ધંધા કરતા હતા. અને સુલતાનના સગા હોવાને લીધે અને રસ્તા ઉપર એમનું રહેઠાણુ હોવાને લીધે જે ઘણા લોકોનો જમાવ તેમની પાસે હતો તેથી કોઈ તેમનો મુકાબલો કરી શકતો નહોતો. એક દિવસે શાહેઆલમ સાહેબના મુખ્ય સેવક શેખ અહમદ તેમના રોજીંદાના કામ સારૂ ચોરાશી ટકા તાંબાના દરેક સત્તર તોલાનો લઇને જતા હતા. તે શાહેઆલમ સાહેબના રોજનું ખરચ હતું અને દરરોજ એક સેવકને હુકમ કરવામાં આવતો કે, આજ ફલાણા માણસથી અને ફલાણી જગાએથી લેજો. તે લઇને શેખ અહમદ શહેર અમદાવાદમાં જતા હતા. અને દસ્તુર પ્રમાણે તે બજારમાંથી લાવતા હતા. શાહે ગઝની ભોગજોગે એક દિવસ આવી ભેટયા. અને તે નાણા ખુંચવી લીધા. તેથી તેણે ગભરાઈ જઇને શાહેઆલમ સાહેબની સેવામાં અરજ કરી તે હસીને બોલ્યા કે પૃથ્વીપતિની પ્રીતિનું બી ગઝનીની દિલરૂપી જમીનમાં વાવવામાં આવ્યું અને આ ફરમાવેલા વચનોની અસર થઇ.

કેટલોક વખત વિત્યા પછી શાહેઆલમ તથા મખદુમ સાહેબ ઘોડાની વેલ ઉપર બેશીને જતા હતા. તે વેળાએ જે કોઇ ત્યાં આવતું તે હાથ ચુમીને એમને પગે લાગતું અને કોઈ સ્વાર આવતો તો ઘોડા સુધી દઇ પગે પેદલ થઇ જતો. હવે જગપતિના પ્રેમનું વૃક્ષ લીલું થવા આવેલું. શાહ ગઝની પણ સામા આવી લાગ્યો અને અભિમાન રૂપ અને જુવાનીની મગરૂબીમાં અને બાદશાહની સગાઇના ગર્વમાં ઘોડાથી હેઠળ ઉતર્યા નહિ. અને સલામ કરી નહિ. મખદુમે અરજ કરી કે, આ જોયું? આ જુવાન માણસ અભિમાન આણી જતો રહ્યો છે. ત્યારે શાહેઆલમ સાહેબ બોલ્યા કે જો રાજ નજીકાઓ ન ભાવા હોવે તો તુઝ જેસે ફકીરફકી બર સુંતી કન્નાસી (ભંગીપણું) કરે, એટલું કહી પણ નહિ રહ્યા હશે કે, શાહ ગઝની ઘોડા ઉપરથી હેઠળ આવ્યો અને ખાનપાનના ભોગ તથા સગાસંબંધીનો ત્યાગ કરી એમની સેવામાં આવી ગયા. અને ધ્યાન બાંધી સેવક બન્યો. શાહેઆલમ સાહેબે એમને શુદ્ધ

કરવાને વાસ્તે રસોડાનું કામ સોંપ્યું અને તેને બોધ તથા શિક્ષાપત્રીને વાસ્તે મખદુમ સાહેબના તાબામાં સોંપ્યા. અને શાહેઆલમ સાહેબનું ફરમાવવું ખરૂં પડયું. એમની કરામતો ઘણી પ્રખ્યાત છે, અને એમના શિષ્યો પૈકી શાહ ફઝલુલ્લા કાશાની મુખ્ય છે કે, જેમની દરગાહ સાબરમતીની પેલી તરફ શાહભીકનની દરગાહની સનમુખે છે. એમનો ઉરસ તારીખ ૧૫ પંદર જમાદીઉલ અવ્વલને દહાડે થાય છે.

શાહ ગઝની ત્રેસઠ વરસની ઉમર ભોગવી સોમવાર સફર માસની વીસમી તારીખે સને નવસો બાવીશમાં પવિત્ર બીજા ભવમાં કુચ કરી ગયા.

કવિત સાર—બા વ કાફ્રો ખુઝ અલા તીસખમાયા
૨ ૨૦ લો ઉપર નવસોની ઉપર
કાફ મીન સફર શહેર હલા
૨૦ થી સફરમાસ કાદસ
ઉમરહુ બતાબએ ઉમરે કુતબે } શાહેઆલમની ઉમર પ્રમાણે ૬૩ વરસ } ૬૬.
રાહા મીન ઇસ્તેન વકતેદુહા
કુચ કરી ગયા થી સોમવાર વખત–બપોર

એમની કબર શહેર કોટની અંદર રાયખડના દરવાજા નજીક છે. લોકો ત્યાં ફાતીઆ પઢવા જાય છે.

## મીઆં કુતબુદીન સાહેબ.

પવિત્ર લોકોના સૂર્ય સમાન મીયાં કુતબુદીન મેહેમુદ બાબુના દીકરા અને તે શેખ સદરૂદીનના અને તે શેખ જલાલના તે શેખ ઇલિયાસના અને તે સુલતાન ઇબ્રાહીમ અહમદ સાહેબના પૌત્રને જઇ મળે છે. તે ખંભાતમાં સુતેલા શેખ બાબ ચિસ્તીના સેવક હતા અને શાહેઆલમ સાહેબના સઘળા શિષ્યોમાં સૌથી ચઢીઆતા હતા. તે સને ૮૫૬ હીજરીમાં જન્મેલા. શાહેઆલમે પોતાની પાઘડી એમના માથા ઉપર મુકી હતી: અને તે પાઘડી ઉપર લખેલું હતું કે, આજ્ઞાનો, તથા સેવક બનાવવાની સતાનો તથા હુકમ કરવાનો ઝબો હજુરમાં મીયાં મખદુમ મારફતે આપેલો.

કુતબુદીન કહે છે કે, એક દિવસ હું શાહેઆલમ સાહેબના પગે લાગવા ગયો હતો. તે વખતે કંઇ પણ વાતનો સંબંધ ન છતાં કહેવા લાગ્યા કે, કુતબુદીન! કાજીના તરફથી જે માણસ આવે તે પેગમ્બર સાહેબના તર-

ફથી છે એમ જાણવું અને તેને ઘટતી રીતે આદરમાન આપવું. હવે જ્યારે હું મારા ઘેર રસુલાબાદ આવ્યો ત્યારે મારી સીપાઇગીરીના વખતમાં કેટલાક લોકોનું મેં દેવું કરેલું તે લોકો કાજીના પ્યાદા–નોકરોને લઇને મને લેવાને આવેલા. જ્યારે તેમણે મને દીઠો ત્યારે એકદમ મને ભુંડુ બોલવા લાગ્યા, તે વખતે શાહેઆલમ સાહેબનું ફરમાવવું સાંભરી આવતાં મેં પ્યાદા લોકોને ઘણું માન આપ્યું. શાહેઆલમ સાહેબના મુરીદોની અદબ એવી છે કે, શરેહના હુકમોને ઘણું માન આપે છે બધાં કામોમાં મુખ્ય કામ તેમની પાસે શરેહનું છે. તે પોતાની ઉમરના ૮૭ વરસ ભોગવી જમાદીઉસ્સાનીની તા. ૨૦ મીએ સને ૯૪૩ માં પરલોકમાં જઈ મળ્યા. તેમની કબર ખાનપુરમાં છે.

**શાહ હમાદ સાહેબ.**

ખુદા સિવાય સર્વ ત્યાગી ધ્યાની લોકોમાં શીરોમણી શાહ હમ્માદ સાહેબની કબર દરવાજા બહાર સારંગપુરમાં છે. તેમના બાપ કાજી મહંમદ નામના હતા. અને તે કુતુબેઆલમ સાહેબના સેવક હતા. એ ત્રણ ભાઇઓ હતા. તેમાંથી એક હમીદ નામના હતા. જેમને કાજી જાલંદા કરીને કહે છે અને તે કાજી મેહમુદ દરીઆઇના બાપા હતા. બીજો ભાઇ હમાદ અને ત્રીજા હામીદ હતા. એ ત્રણે ભાઇઓ શાહે આલમ સાહેબના સેવકો તથા શિષ્યો હતા. શાહ હમાદે બાળપણમાં અને વિદ્યાભ્યાસમાં બાર વરસ કાપેલા અને બાર વરસ સુધી સિપાઇ બની ધર્મની લડાઇમાં વિધર્મીઓની સામા લડેલા અને તે વખતે ખરી મહેનતના પૈસા અને સત્યવક્તાઇને પોતાની મુક્તિના મુખ્ય સાધનો ગણેલા.

જો કોઇ માણસ કાઠમાઠ કરી અથવા ધોખાબાજીથી હરામ માલ ખવરાવવાનો મનસુબો કરતો તો તેનું મન રાખવાને તે તેની તરફ હાથ લાંબો કરતાં પરંતુ હાથ લાંબો થતો નહિ અથવા ખાવામાં આવી જાય તો ઘોડીકવારમાં ઉલટી થઇ પાછું નીકળી જતું. એમના આચારની અસર એમના ઘોડામાં પણ આવી ગઇ હતી. તે પણ કદી હરામના દાણા અને ઘાસ ખાતો નહોતો. તેમણે બાર વરસે બધું મુકી દઇને પ્રભુનું ધ્યાન બાંધ્યું. રાત્રે ઘણી થોડી ઉંઘ લેતા હતા. આ તમોગુણી હતા તેથી કોઇ નકામું એમની પાસે જતું નહિ અને તે પણ નકામી સંસારી વાતો કરતા નહોતા અને જો કોઇ રૂબરૂમાં આવે કે બેભાન થઈ જાય અને સર્વ વિસારી મૂકે. ઘણું કરી તેઓ પરદાની અંદરજ રહેતા હતા અને સેવક પરદા આગળ રહી કોઇ પણ દરદી આવેલો હોય તેના દરદની અરજ કરતા અને તેઓ કેટલાકના ઉત્તરમાં

કહેતા હતા કે, આપું છું અને કેટલાકના ઉત્તરમાં કહેતા હતા કે નહિ આપું. તેથી તે વખતના ધર્મશાસ્ત્રીઓએ એમને મારી નાખવાને એક પત્રિકા ઘડી અને તે વખતના સુલતાનને મોકલાવી. તેમાં દર્શાવેલું હતું કે, આ માણસ પ્રભુને પોતાના વચનોમાં મેળવતો નથી અને પોતેજ કરતા હરતા થઇ પડે છે. ત્યારે સુલતાને જવાબ દીધો કે, હુસેન બીન મનસુરને ઠાર કરવાને ખ્વાજા જુનેદ બગદાદીએ પત્રિકા લખી હતી. તેવીજ રીતે એમની ઉપર તેમના ભાઇ કાજી જાલંદા શાક્ષી કરી આપે તો હું મારી નાખવાને વાર કરતો નથી. મોલવીઓ એકાજી પાસે આવી પોતાની હકીકત કહી સંભળાવી. કાજીએ કહ્યું કે, જરા રહી જાઓ, હું હમાદને શીખામણ દઉં છું અને જો પશ્ચાતાપ કરશે તો ઠીક છે. કેમકે કહેવત છે કે, પશ્ચાતાપ કરનાર જાણે ગુન્હેગારજ નથી એમ જાણવું. નહિંતર પછી હું દસ્કત કરીશ. કાજીએ શાહ હમાદને શીખામણ આપી ત્યારે એમણે ઉત્તર વાળ્યો કે, મીયાંજી લોકો તો અજાણ્યા છે. પરંતુ તમો તો માહીતગાર છોવ કે આ વચનો મારા નથી, એનો કહેનાર તો કોઇ બીજો છે. આ મારી ઉપર લખાણ કરનારને મેં વચમાંથી ઉઠાવી લીધો. હવે આ બધું રચનાર શાહ હમાદ તથા કાજી જાલંદાનો શિક્ષક મીયાંજી નામનો હતો. તેથી કાજી જાલંદાએ કહ્યું કે; મારો અને તમારો શિક્ષક છે અને શિક્ષકપણાનો તેનો હક બાળી મુકશો નહિ. તેમણે જવાબ દીધો કે, દુઃખ દેનારને દુઃખ દેતા પહેલાં સાફ કરી નાખવો જોઇએ. એઉ ભાઇઓ આ વાતો કરતા હતા. એટલામાં ખબર પહોંચી કે, મીયાંજીના પેટમાં એવો દુઃખાવો છે કે, પ્રાણ કંઠે આવ્યા છે. કાજી જાલંદાએ કહ્યું કે, મીયાં હમાદ તું આ શું કરે છે? તેની તંદુરસ્તી પાછી મેળવ. ત્યારે મીયાં હમાદે કહ્યું કે, જો મારી પાસે આવે અને આ લખાણ પાછું તાણી લે તો તેનો જીવજાન સલામત રહે. કાજી જાલંદા દોડતાં દોડતાં મીયાંજીની પાસે આવ્યા અને શાહ હમાદે કહ્યું હતું તે કહી સંભળાવ્યું. ત્યારે મીયાંજી બોલ્યા કે, બાસઠ વરસ શરેહના કામો ઉપર સ્થિર રહી મેં કાપ્યા અને હું પોતે જાણું છું કે, જો હું તેમની પાસે જઇશ તો સાજો થઇ જઇશ. પણ મારી જીંદગીના થોડા દિવસના વાસ્તે શું જાઉં! હું તો શરેહના હુકમનું રક્ષણ કરૂં છું અને તે ઉપર મારો પ્રાણ અર્પણ કરૂં છું.

ટુંકામાં તે ગુજરી ગયા, તેના ત્રીજા દિવસે શાહ હમાદ તથા કાજી જાલંદા તેની કબર ઉપર ફાતેહા પઢવા આવ્યા અને મીયાંજીના સઘળા શિષ્યો તે

વખતે હાજર હતા. દરેક માણસે તેની કબર ઉપર ફુલ ચઢાવ્યા અને જ્યારે શાહ હમાદે ફુલ મૂક્યા કે હેઠળ પડી ગયા. બીજી વાર પણ એમજ થયું. હાજર રહેલા લોકો હસવા લાગ્યા. તે વખતે શાહ હમાદે કહ્યું કે, શું કરૂં ઉસ્તાદનો હક મારા ઉપર છે નહિ તો મેં જેમ એને દુનિયાના ભોગથી મુક્ત કર્યા તેમજ ત્યાંના સ્વાદથી પણ દુર કરી દઉં. આ કહેતા વારજ તેની કબર કંપવા લાગી અને શાહ હમાદે ફુલ મૂકતાંજ કંપારો બંધ થઈ સ્થિર રહી ગઈ અને ફુલ કબરના ઉપર રહી ગયા. એમની ઉમર છત્રીશ વરસની હતી. સવાલ માસની ૨૨ મી તારીખે આ દુનિયા મૂકી ખુદાની રહેમતે પહોંચી ગયા.

## મલેક અબ્દુલ લતીફ દાવરૂલ મુલ્ક એટલે દાવલશાહ.

એમનું નામ મલેક અબ્દુલ લતીફ છે. બની કુરેશ કુટુંબમાં એમની વંશાવળી પહોંચે છે. તે સુલતાન મેહમુદ બેગડાના અમીર હતા. અમરૂન કસ્બામાં એ સુતેલા છે. તે શાહેઆલમ સાહેબના સેવક તથા ચેલા હતા અને તેમની સેવા કરતા હતા. એમનું વજુ કરવાનું પાણી એમના સ્વાધીનમાં હતું. દક્ષિણના રાજાઓમાંથી કોઈના પુત્રને રક્તપીતનો રોગ થયો હતો તેથી તેનો બાપ સઘળે ફરી નિરાશ થઈ છેવટે શાહે આલમ સાહેબની સેવામાં તેને એવી આશાએ મોકલી દીધો હતો કે જો એ લક્ષ આપશે તો એને તંદુરસ્તી થશે.

એક રાત્રે શાહેઆલમ સાહેબ મધ્ય રાતની નિમાજનું વજુ કરતા હતા અને મલેક અબદુલ લતીફ ઉભા હતા. એટલામાં તે છોકરાને લાવી હાજર કર્યો. શાહેઆલમે કહ્યું કે, પાણીની તાસક આ છોકરા ઉપર રેડો. મલેકે હુકમ પ્રમાણે તેના માથા ઉપર પાણી નાખ્યું અને જે બચ્યું તે એમણે પોતે પીધું. એટલામાં તરતજ તે છોકરો સાજો થઇ ગયો. તે વખતે મલેકને કહ્યું કે, આજથી સાલાર મસઉમ ગાજીની જગ્યા ખુદા તરફથી તમને અપાઇ. તે ઉપરથી મલેકની કરામતો દુનિયામાં અને વિશેષે કરીને દક્ષિણમાં પસરાઇ.

કહે છે કે, જ્યારે સુલતાન મેહમુદ બેગડે એમને અમીર બનાવ્યા તે વખતે દાવરૂલ મુલ્કનો ખિતાબ આપ્યો. અમીરીનો ઠાઠ પૂર્ણ છતાં આચાર વિચારના ખરા મિત્ર હતા. તેઓ અમીર થયા પછી સિપાઇઓ અને અરજદાર લોકોની આવજાવ એમના ઘરે વધવા લાગી ત્યારે પડોશીઓને કહેવરાવ્યું કે, તમે મારૂં ઘર વેચાતું લ્યો. તે લોકોને નવાઇ જેવું લાગ્યું અને ઉત્તર દીધા કે, હવે તો તમારી પાસે સત્તા થઇ, જો અમારામાંથી કોઇ ઘર

વેચે તો ખરીદ કરવાના તમારા દહાડા આવ્યા છે તેના ઠેકાણે તમારૂં ઘર વેચો છો! તે ઘર છોડી મલેક બીજે ઠેકાણે રહેવા ગયા. તે કહેતા હતા કે, લોકોની ધામધુમથી રખેને મારા પાડોશીઓના મન ઉંચા થઇ જાય. તે પોતાની જાગીરમાં રૈયત સાથે શરેહ પ્રમાણે કામ કરતા હતા.

પછી કેટલાક દહાડે સુલતાને મલેકને અમરૂનના ફોજદારની જગા આપી ત્યારે ઘણે વખતે તે તરફના વિધર્મી લોકોથી જીહાદ જેવી લડાઇ કરતા હતા. એક દિવસે રણ ઉતરી ભૂજ જતા હતા. ત્રીજે દહાડે એક વસ્તીવાળા ગામમાં જઇ ઉતર્યા અને થોડીક વાર એક ઝાડની છાંયામાં વિશ્રામ લીધો અને ઉંઘ લેવાને આંખો ઢંકાઇ ગઇ. જ્યારે જાગ્યા તો શું જોયું? જુએ છે તો સાથેના લોકો પોતાના ઘોડાઓને જારના તૈયાર ખેતરોમાં ચારે છે. ત્યારે કહેવા લાગ્યા કે, અરે ભાઇઓ! તમોને ખુદાનો ડર નથી કે, ઘોડાઓને ખેતરોમાં મૂકયા છે! તેમણે કહ્યું કે, આજ અમને અપવાસ છે, કેમકે માણસો અને ઘોડાઓને ખોરાકી મળી નથી. અમે તો અપવાસ કર્યો છે પણ જાનવરને શી અકલ કે અપવાસ કરે! મલેકે કહ્યું કે, જો તમે ખુદા અર્થેજ ભૂખનું સંકટ વેઠયું હોય તો તમારા ઘોડા પણ તમારી પેઠેજ પાળે અને તેજ વખતે પોતાના ઘોડાની લગામ કાઢી લઇ ખેતરમાં હાંકી મૂકયો. ઘોડો ઉભોજ રહ્યો અને ચરવાની તેણે કાંઇ દરકાર કીધી નહિ. ટુંકમાં તે તરફનો જોઇતો બંદોબસ્ત કર્યો અને તે કસ્બા અમરૂનના રજપુતો શરણે આવી ગયા અને તાબેદાર બની ગયા.

એક દિવસ એક કુભાંડી માણસ જેના જન્મથીજ તેની નસેનસમાં દગો ફિસાદ રમી રહ્યા હતા તે મલેક પાસે આવી કહેવા લાગ્યો કે, પહેલા રજપુતની પાસે તેના સગાની એક એવી તલવાર છે કે, એવી બીજી હશેજ નહિ, જ્યારે તે આપની પાસે આવે ત્યારે તે કાઢીને જોઇ જોજો અને તે જોવા લાયક છે અને લડાઇ કરાવવાના ઇરાદે એ રજપુતને કહ્યું કે, મલેકનો તને મારી નાખવાનો ઇરાદો છે અને તેની પાકી ગોઠવણ કરી મુકી છે. તેની એ નિશાની છે કે, જ્યારે તું જાય ત્યારે તે તારી તલવાર લઇને મ્યાનમાંથી કાઢશે. અને આ થયા પછી તને મારી નાખવામાં આવશે. આ સાંભળી તેને ચિન્તા ઉત્પન્ન થઇ, તેણે પોતાના સાથીઓને કહ્યું કે, જ્યારે મલેક મારા હાથમાંથી તલવાર લે અને મ્યાનમાંથી કાઢે તે પહેલા તમે આગળ વધી મલેકને કાપી નાખજો. જ્યારે તે મલેકની પાસે આવ્યો ત્યારે મલેકે કાંઇપણ શબ્દ ન ઉચ્ચારતા જોવા અર્થે તેની તલવાર હાથમાં લીધી

અને મૂઢ ઉપર હાથ નાખતો હતો એટલામાં રજપુતના સાથીઓએ મલેકને કાપી નાખ્યો. આ બનાવ ઝીલકઅદ માસની ૧૩ મી તારીખે ૮૭૯ માં બન્યો. એમની કબર તેજ કસબામાં કરવામાં આવી અને ઘુમટ તથા દરગાહ તૈયાર કરવામાં આવ્યા.

મલેકના મરી ગયા પછી તેની કરામતો ઘણી ચર્ચાવામાં આવી અને હમણા પણ જોવામાં આવે છે. હજારો માણસો દુર દેશાવર અને દેશમાંથી મુખ્ય કરી દક્ષિણ અને માળવાથી કેટલાક અપંગ, આંધળા, કેટલાક લગ્નની આશાએ અને કેટલાક પુત્ર પ્રાપ્તિની આશા રાખી આવે છે. કેટલાક પગે બેડીઓ નાખી, કેટલાક મોહાને તાળાં વાસી પોતાના ઘરથી નીકળી આવે છે અને એવું માને છે કે, જે ઠેકાણે અરજી મંજુર થશે. તે ઠેકાણે તાળાં ઉઘડી જશે. અને બેડી તુટી જશે. અને જે ઠેકાણે એમ બને છે તે ઠેકાણાથી આશા પુરી થઈ છે એમ ગણી પાછા ફરે છે અને કેટલાક દરગાહે હાજર થાય છે. કેટલાકને નાણાની જરૂર હોય છે તેને સ્વપ્નામાં કહી દેવાય છે કે, ફલાણા માણસથી એટલા રૂપિયા લેવા અને તેને કહે છે કે, ફલાણા માણસને તેટલા રૂપિયા આપી દે. એમના મૃત્યુ દિવસથી આજ સુધી આ પ્રમાણે ચાલુજ છે.

આ દેશના સુખચેનના દિવસોનો નાશ થતાં પહેલાં ઝીલકઅદ માસની બીજી તારીખે ઘણા પુરૂષ તથા સ્ત્રીઓ તીર્થ માટે અમરૂન જવા નીકળતા હતા. હું લખનાર કહું છું કે, આશરે એક લાખ રૂપિયાનો વહેપારી માલ અહમદાબાદથી તે કસબામાં જાય છે અને ચોતરફના માણસો ત્યાં ભેગા થયેથી લેવડ દેવડ અહમદાબાદી માલની અને કાઠિયાવાડથી આવતા ઘોડા, બળદ, ઉંટની થાય છે. ત્યાં જનારા લોકોનો પહેલો મુકામ સરખેજમાં થાય છે ત્યાં સુધી લોકો જાય છે અને રાત રહી પાછા ફરે છે તેમજ આ મેદનીને પહોંચાડવા સાબરમતી નદી સુધી ઘણા લોકો જાય છે અને મેદનીમાં જતા લોકો કુચ કરી આગળ જાય છે. તારીખ ૧૨ મીએ તેજ માસે ઉરસના દીવસે મલેકની બાબી ફત્તેહશાની દરગાહમાં દરશન ફાતીહાના વાસ્તે શાહપુર દરવાજા બહાર લોકો ભરાય છે.

## શેખુલ ઈસલામ ખ્વાજા અહમદ બિન ડાસન.

શાહેઆલમ સાહેબના મુખ્ય શિષ્ય છે. અને તેમની આજ્ઞા પત્રિકામાં પોતાના હાથે " મિસકીનુલ્લાહ " નું ઉપનામ લખેલું છે. આ પત્રિકાની નકલ રોઝાતે શાહીઆના ઓગણીશમાં પુસ્તકમાં છે. ખ્વાજા અહમદ વિશે

ઘણી કૃપાવાલા લખાણો કરેલા છે અને લખેલું છે કે, તે કંઇ પણ જરૂર તના વખતે કોઇની પાસે જતો નથી. કેમકે સઘળા લોકોને તે મરી ગયેલા જાણે છે. ફરમાવ્યું કે, ખરા મરદની એક આસ્તા છે અને રસ્તામાં જે વીરલો પુરૂષ હશે તેજ જય પામશે. એમના મનમાં ખુદાની બીક ઘણી હતી. અરબી કવિતા કહી પછી કહેવા લાગ્યા કે, યોગની તલવારનો ઘા ખાવો રમત નથી. પાકી આસ્તા હશે તોજ કામ સરશે.

કવિત સાર—એક ભવમાં માશુક રૂપમાં જોડી રકીત બન્યો છે. ત્યારે આશકે પણ સઘળી બ્રહ્માંડી ખટપટથી એકલ બનવું જોઇએ. દરેક જણ આ કામમાં ફત્તેહ મેળવતો નથી. પ્રેમ પંથમાં તો તેજ ચળકી નીકળે છે કે, જે મરદ છે અને સિંહ સમાન પુરૂષ છે.

એમની કબર અહમદાબાદ શહેરમાં શાહપુર દરવાજા પાસે છે.

## સૈયદ બુરહાનના દીકરા સૈયદ ઈસમાઇલ હસકહાની.

સદાચારી અને માન પામેલા કાજી સૈયદ ઇસ્માઇલ હતા. ભરૂચ બંદરના કાજીપણાનો હુદ્દો એમના તાબામાં હતો. જયારે શાહેઆલમ સાહેબ નજરબાર અને સુલતાન પુર જોવાને મનસુબે ત્યાં ગયા. ત્યારે કાજીએ આવી એમના સેવકોના પત્રકમાં પોતાનું નામ નોંધાવ્યું અને શાહેઆલમ સાહેબોના ફકીરોની પેઠે પોતાના દહાડા કાપતા હતા. એક દિવસ શાહેઆલમ સાહેબની સભામાં "પવિત્ર મધુ"ની વાત ચર્ચાઇ એટલે કુરાનનો શ્લોક "તેમને તેમનો પ્રભુ પવિત્ર મધુ પાસે" લાગુ કરવામાં આવ્યો. તે વખતે કાજીએ પુરા પ્રેમથી પ્રશ્ન કર્યો કે, આ પવિત્ર દારૂનું શરીર પણ હશે ? કે એનો અર્થ પ્રભુ પ્રેમ અને હરિજ્ઞાન થાય છે ? અને પીવું એ કંઈ કાર્ય હશે કે જ્ઞાન શક્તિનેજ કહે છે ? તે વખતે હસીને શાહેઆલમ સાહેબ બોલ્યા, કે નહિ આ મધુ શરીર ધરાવે છે અને પીવું એ કૃત્ય થશે. તે વખતે એમણે અરજ કરી કે, આ સંસારમાં પીવું થઇ શકે છે. બીજા ભવમાં એ ક્યાંથી ? ત્યારે તે બોલ્યા કે, આ પ્રમાણેજ થશે. ત્યારે કાજીએ કહ્યું કે, મને આશા છે કે, તેમાંથી એક ઘુંટ મને પણ મળશે. શાહેઆલમ સાહેબે કહ્યું કે, ઘણુંજ ઠીક છે. કેટલીક રાતો મારી પાસે મારી સેવામાં મધ્ય રાતની નિમાજની વખતે હાજર રહો. તે પ્રમાણે કાજી રહેવા લાગ્યા અને દરરોજ વાટ જોતા હતા. જ્યારે તેમનો વખત આવી લાગ્યો ત્યારે શાહેઆલમે તે મધુનું એક ટીપું કાજીના મોઢામાં નાખ્યું. તે ઉપરથી કાજી કહે છે કે, તેનો પહેલો નિસો

જીવને આનંદ આપે છે, અને પ્રભુએ સ્વર્ગ તથા નર્કની હકીકત મને દેખાડી, કાજી શાહેઆલમ સાહેબના સેવક બન્યા હતા ત્યારથી કાજીના હુદ્દાનો પહેરવેશ, માથાનું ફાળીઉં વિગેરે ઉતારી મુકયા. એક દિવસ એમના ગુરૂએ કહ્યું કે, માથે ફેંટો કાં નથી રાખતા? ફેંટો રાખવો જોઇએ. કાજીએ તે પ્રમાણે કરી માથે ફાળીયું બાંધ્યું. લોકોએ જાણ્યું કે, ફાળીયું બાંધવાનો જાથુકનો હુકમ થયો હશે. એક અઠવાડીઆ પછી સુલતાન મેહમુદ બેગડે અરજ કરી કે, કાજી ઇસ્માઇલને આપ હુકમ કરો કે, અહમદાબાદના કાજીની ગાદી કબુલ કરે. જો એ કાજી નહિ થાય તો શહેર ઉજડ થઇ જશે. શાહેઆલમે કહ્યું કે, લોકોના સુખ અર્થે થોડા દહાડાના વાસ્તે કાજીપણું કબુલ કરો. કાજી ઇસ્માઇલે પશ્ચાતાપ કરી કહ્યું કે, મેં મસ્તાન લોકોનો સ્વાદ ચાખ્યો છે. અને ફરીથી હુશીઆર થવાનું શરમ ભરેલું કામ સમજું છું. શાહેઆલમ સાહેબે ઘણી તાકીદ કરી કહ્યું કે, તમારે કબુલ કરવું જોઇએ. ત્યારે લાચાર થઇ કાજીએ અરજ કરી કે, કબુલ કરૂં છું પરંતુ એક શરતની સાથે કે પ્રભુએ જે પ્રેમઅગ્નિ મારામાં પ્રગટ કરેલી છે તે મારા મરતા પહેલાં પ્રભુ ઓછી કરે નહિ. પીરે એક ઘડી વિચાર કરીને કહ્યું કે, પ્રભુને અરજ કરવામાં આવ્યાથી તેણે ઠરાવ્યું છે કે, તે તને પાછો એજ સ્થિતિમાં લાવી મુકશે અને ફકીરોની પંક્તિમાં હિસાબને દહાડે તને ગણશે. એવું કહેવાય છે કે, તેના મરી ગયા પછી શાહેઆલમ સાહેબે તેના ઉપર નિમાજ કરી હતી. એમની કબર બદ્દુપુર અહમદાબાદમાં છે. ઉરસ રબીઉલ અવલ માસની બાવીશમી તારીખે થાય છે.

## મૌલાના મુહમ્મદ સિદ્દિક.

દહ હિકાયત અને શરાઇફ મેહમુદીઆ પુસ્તકોમાં લખેલું છે કે, એમની જન્મભુમી મુલતાન છે અને ઠઠ્ઠા તથા લાહોરમાં પણ એ રહેલા છે. ત્યાં શાહેઆલમ સાહેબના પીરપણા અને પ્રભુ જ્ઞાન માર્ગના વખાણ સાલે ખતરી જામ જુનાથી સાંભળવામાં આવ્યા અને તે તથા તેના બાપ શાહે આલમ સાહેબના સેવક તથા સેવા કરનારા હતા. તેમને પીરે ફરમાવેલું કે, ઇસ્લામની પુરેપુરી રીતિઓ તમારા સંબંધીઓથી પળાતી નથી અને જુની રૂઢીઓ મટતી નથી. તે ઉપરથી મૌલાનાને કહેવામાં આવ્યું કે, જો આ દેશથી ગુજરાતમાં જાઓ અને જેવી રીતે તમારા કાકા ફતેહખાંએ પોતાની કન્યાને કુતબે આલમ સાહેબને આપી હતી તેવીજ રીતે તમે પણ પોતાની કન્યાનું લગ્ન કરી આપો તો હાલ અને માલનો લાભ ભોગવો. તે કલ્યાણી પુરૂષ કદી પણ તેના કહેવાથી આડો ચાલ્યો નહોતો તેથી રાજીખુશીથી તેણે

એ વાત કબુલ મંજુર કરી અને પોતાના પુત્ર જામ ખેરૂદીન અને જામ સલાહોદીનને શાહેઆલમના મોટા શીષ્ય શેખ અબ્દુલ્લાની સેવામાં મુકી બે કન્યાઓ લઇ એમની સાથે ગુજરાત આવવાને નિકળ્યો. એ શેખના દીલમાં એવી ધારણા હતી કે, મુગલી બીબી ઘણી રૂપાળી છે તે શાહેઆલમ સાહેબને પરણાવવી, પરંતુ ઘણીજ ભારે તજવીજ અને સુલતાનની ફરમાશથી બાદશાહજાદાને આપવાને અમીરો તથા પ્રધાનોના એક મતે ઘણા પૈસા અને ભારે વૈભવ ઉપર લલચાઇ જઇ એવું મનમાં આવ્યું કે, આવો જબરો વસીલો મળ્યાથી મારા બાપ દાદાના મુલકને કંઇ નુકશાન અને આફત આવશે નહિ અને સરકારી મહેસુલ માફ થશે. આ બધું થયા પછી અમીરોની સલાહથી સુલતાન મુહમદની સાથે એનું લગ્ન કરી આપ્યું અને તેનાથી સુલતાન મેહમુદ જન્મ્યો. અને બીજી દીકરી બીબી મુરકી શાહેઆલમ સાહેબને અપાઈ અને એમનાથી શાહ ભીકન અને બે દીકરીઓ પેદા થઇ.

શાહેઆલમ સાહેબનો પ્રેમ બીબી મુગલી ઉપર ઘણો હતો; અને કુતબે આલમ સાહેબે પણ ફરમાવ્યું તેથી સુલતાન મુહમદના મરી ગયા પછી તેમજ એ બાઇની બહેન મરી ગયા બાદ શાહેઆલમ સાહેબની સાથે એમનું પુનઃ લગ્ન થયું. સુલતાન મેહમુદ એમના આશરા હેઠળ રહી મોટા થઇ પોતાના બાપ દાદાના તખ્ત ઉપર બેઠા અને રાજસત્તા પોતાના હાથમાં લીધી. આ લઘુ વર્ણનનો વિસ્તાર **मिराते सिकंदरी**માં લખેલો છે.

આ શેખ સાહેબ શાહેઆલમ સાહેબની સેવામાં આવી પહોંચી પગે લાગ્યા અને આજ્ઞા તથા જ્ઞાન પ્રાપ્ત કર્યાં તથા જુના અસાવલમાં આવેલા કુતુબપુરામાં સાબરમતી કિનારે રહેવા લાગ્યા. અને જામનેક સરંજામે ત્યાં કોટ બાંધ્યો જેનું નામ મલેક કોટ આપવામાં આવ્યું. આ શેખની કબર તેજ ઠેકાણે અને મજકુર જામની વસીઅત પ્રમાણે શેખની કબરથી કેટલાક ગજના અંતરે જામની કબર છે અને બીબી મુરકીની કબર બાપની કબરની બાજુમાં છે હવે તે વખતે બુખારી સાદાતની દરગાહનો ઠરાવ થયો નહોતો તે ઉપરથી શાહ ભીકન પૂર્વ તરફ પોતાના નાના કબર પાસે દફન થયા. આ શેખનું મૃત્યુ જીલકઅદ માસની ચૌદમી તારીખે થયું. એમની ઓલાદ ગુજરાત તથા મુલતાનમાં બાકી છે.

## શેખ નુરૂદીન સાહેબ.

જગતગુરૂ માર્ગ ઉપદેશક મૌલાના શેખ નુરૂદીન હાજી શેખ મુહમદના પુત્ર હતા. જમાદીઉલ અવલ માસની તારીખ ૧૦ મી હી૦ સને ૧૦૬૩માં જન્મેલા.

પ્રભુ પ્રાપ્ત બુદ્ધિ અને જન્મની હુશીઆરીના લીધે વિદ્યાભ્યાસ અને પ્રભુ શોધનાનું પુરૂં લક્ષ રાખતા હતા. કહેવત છે કે, કલ્યાણકારી પુત્ર માના પેટથીજ સદાચરણી હોય છે તે પ્રમાણે મહાન પુરૂષ હોવાના ચિન્હો ભલાઈ અને સારાપણાના ગુણો એમના કપાળ ઉપરજ જણાતા હતા. શેખ સાદીની ગુલીસ્તાનની ચોપડી નાનપણમાં અર્થ સાથે પોતાની માતુશ્રી પાસે સાત દિવસમાં શીખી ગયા અને ઘણી ખરી જાહેર વિદ્યાઓનો અભ્યાસ આખૂન સુલેમાનના દીકરા આખુન અહમદની પાસે કરેલો અને પ્રભુ જ્ઞાન, યોગ, કુરાન પાઠ તથા નબી કથન મેહબુબ આલમ સાહેબની પાસે કરેલા, અને શોહોર વરદી ખાનદાનની શિષ્યાજ્ઞા અને બધા સમુદાયોની શિષ્યાજ્ઞા એમનાથી મેળવેલી. તેઓ અરબી ભાષામાં સૌથી ચઢીઆતા હતા અને એમની બરાબર બીજો કોઈ તે વખતે હતો નહિ.

એ વિદ્વાન સાહેબના વખાણ ચાર ખુંટ ધરતીમાં થવા લાગ્યા. દુર દેશાવરથી વિદ્યાર્થીઓ એમની બોધ આપનારી પાઠશાળામાં આવી રહીને વિદ્યાભ્યાસ કરતા હતા. આ પાઠશાળા તેમના એક શિષ્ય અને સેવક શેખુલ ઇસલ્લામખાન અહમદાબાદના સદર સુબાએ એક લાખ કેટલાક હજાર રૂપિયા ખરચી તેમના વાસ્તે બનાવેલી અને તેમની યોગ્યતા પ્રમાણે તેમના પગારો કરી આપવામાં આવતા હતા. એમના શિક્ષણથી હજારો માણસો એમની અકસીર જેવી સોબતમાં રહેવાનો લાભ લેતા હતા. આ પાઠશાળાની બીના હી. સને ૧૧૦૨ માં થઇ હતી. અને ધીમે ધીમે જેમ જેમ ઘરો તથા જમીનો લેવામાં આવતી તેમ તેમ ઇમારતો બંધાતી હતી. તે સને ૧૧૧૧ માં એ પાઠશાળા બંધાઈ રહી. **હોવઅલમસજીદો અસસિરૂ અલતકવા મિંન અવ્વલે વમિન**માંથી મજકુર સાલ નીકળે છે એટલે તે મસજીદ પવિત્રતાઇના પાયાવાળી છે. પહેલા જન્મ દિવસથી અને ઇમારતોનો ઘણો ખરો ભાગ સને ૧૧૧૨ માં પુરો થયો છે. તેની સાલ **મદરસતુન ફીહલહુદા લીલ આલમીન**માંથી એ સન નીકળે છે. એટલે આ એવી પાઠશાળા છે કે, એમાં બેઉ ભવના લોકોને બોધ મળે છે. એક લાખ ચોવીસ હજાર રૂપિયા એની ઇમારતોમાં ખરચ થયું છે અને સાવલી પરગણામાં આવેલું લેવંદરા ગામ ચાંપાનેરની સરકારના તાબાનું નબી સાહેબના મોલુદ ખરચ માટે અને કડી પરગણામાં આવેલું ભડાગામ અને પાટણ તાબાનું રણાસણ અને બે રૂપિયા રોજના ભોજન ખરચની મદદ અર્થે પાઠશાળાના વિદ્યાર્થીઓને જોઇતું આપવા પગાર કરવાના વજીફામાં આપેલા છે.

લખવા મકસદ કે એ સાહેબ પહેલાના મહાન પુરૂષો જેવા ગુણ ધરાવતા હતા. અને તે વખતમાં મહા વિદ્વાન, મોટા જ્ઞાની પાકા સદાચરણી અને પુરા ઉદાર હતા. તેમણે દરેક વિદ્યામાં પુસ્તકો રચેલા છે. ઘણા પુસ્તકોની ટીકા અને નોટો લખી છે. એમની પુસ્તક રચનાનો આંકડો એકસો સીતેર અને તે ઉપરાંત કેટલાક પુસ્તકોનો છે. તેમાંથી અલહમદ અધ્યાયની ટીકાની દશબાર હજાર બેતો છે અને અલમ નામના કુરાનના ત્રીશમાં ભાગની ટીકાની આશરે લગભગ સાઠ હજાર બેતો છે અને તેમજ બીજા રચેલા પુસ્તકોથી એમની વિદ્વતા પ્રકાશી નીકળે છે.

સને ૧૦૪૩ માં મક્કે જઈ હજ કરી હતી અને ત્યાંથી પોતાના દેશમાં પાછા ફર્યા હતા. તે પછી રાત દિવસ ભક્તિ સિવાય બીજું કામ નહોતું. રોજની ભક્તિ ઉપરાંત દરરોજ એક કુરાન પાઠ કરી જતા હતા. દર રાત્રે બેવાર મધ્ય રાતની નીમાજ પઢતા હતા, અને જ્યારે રાત્રે પાસુ ફેરવતા ત્યારે હજાર વખત કલમો અને હજાર વખત દરૂદ પઢી જતાં, પંદર વરસની ઉમરથી મર્યા ત્યાં સુધી ચાળીશ દિવસનો એકાંતવાસ કદીએ ચુકયા નહિ. તેમણે બાદશાહી મદદ ખરચનો પગાર કદી પોતાને વાસ્તે કબુલ કરેલો નહિ. આટલો બધો ઠાઠ છતાં કદીએ નાણું પોતાના હાથમાં ગ્રહણ કરેલું નહિ. એમની ઉમર ૮૧ વરસની પુરી થઈ હતી. તેઓ શાબાન માસની નવમી તારીખ મંગળવારની મધ્ય રાત્રે હી. સને ૧૧૫૫ માં ખુલાતાલાની રહેમતે પહોંચી ગયા. તેમના મૃત્યુની સાલ ઘણા લોકોએ લખેલી છે, તથા તેનું એક પુસ્તક રચવામાં આવ્યું છે તેમાંથી **અફઝલ વ અકમલવારિસે અહલેબેત**માંથી મજકુર સાલ નીકળે છે. એમની કબર એમના દરગાહમાં મજકુર મદરસા નજદિક છે. એમના વંશમાં પાંચ પુત્રો અને ત્રણ પુત્રીઓ હતી.

## શેખ મુહમદ સાલેહ

એમનું લોક પ્રસિદ્ધ નામ પીર બાબા હતું. જન્મ વખતથીજ સુલક્ષણા હતા. વિદ્યા નમ્રતા અને સુઆચારી હતા, એ ઘણા ઉદાર હતા. પોતાના પિતાના સેવક એમની ગાદીના ધણી અને શિષ્ય હતા. પહેલાથી છેવટ સુધી જાહેર વિદ્યાઓ તથા યોગ વેદાંતનો અભ્યાસ એમણે પોતાના પિતાની પાસેજ કરેલો અને સાત વરસની ઉમરે આખું કુરાન તેની છટા સાથે મુખ પાઠ કરી ગયલા.

એ વાત સાંભળી તે વખતના સુબા શાહજાદા બહાદુર મુહમદ આજમશાહે પોતાની રૂબરૂ એમને બોલાવ્યા હતા, અને રહેમાન અદયાય ( સુરત ) વગર ચુકે એમની પાસે પઢાવીને સાંભળી તે ઘણોજ રાજી થયો

અને આશ્ચર્ય પામ્યો. તેણે પોતાની પાસેથી પોશાક અને પોતાની જાગીરમાંથી વીરમગામ તાબાનું તાજપુર ગામ ઇનામમાં આપ્યું અને તે ઇનામનું ફરમાન બહાલીનું હજુરમાંથી મંગાવી આપ્યું. હજુરમાંથી બે વખત તેમને દીલ્લીએ આમંત્રણ થયું હતું. એક તો ફર્રૂખશીઅર બાદશાહના વખતમાં અને બીજુ મુહમદશાહ બાદશાહના વખતમાં, અને દરેક વખતે બે હજાર રૂપિયા વાટખરચીના આપવામાં આવ્યા હતા તથા દરબારમાં તેનું સારી રીતે સનમાન થયું હતું અને બાદશાહની પુરી કૃપાદ્રષ્ટિ એમના ઉપર થયેલી હતી. રોકડ, પોશાક તથા હાથી ઇનામમાં અપાયેલા. આ દેશના ઘણા ખરા વિદ્વાનો એમની વિદ્વતા તથા નિપુણતાને માનતા હતા અને એમના અભિપ્રાયને સર્વથી ઉત્તમ ગણતા હતા. મતલબ કે શુદ્ધતા, આચાર, સ્વભાવ, ઉદારતા, વિદ્યા અને ધીરજના ધણી હતા અને દુર દેશાવરમાં તેમના એ ગુણો પંકાતા હતા. કહેવત છે કે, બાપ તેવા બેટા. જમાદી ઉસ્સાની માસની સોળમી તારીખે હી૰ સને ૧૧૪૭ માં દીલ્લી મુકામે એમની દેહી પડી. ત્યાંથી તેમને લાવી તેમનાં વડા બાપ મુલ્લાં મેહમુદની દરગાહમાં મસજીદ આગળ દફનાવવામાં આવ્યા. એમની સાલ એક અચંબીત રીતે નીકળી છે એમના બાપ મોલાના નુરૂદીને એમને મરી ગયા પછી સ્વપ્નામાં દીઠા અને એમ કહેતા હતા કે, મારા કાળ પછી મને **મુરાદ બક્ષનું** માન નામ મળ્યું છે અને એજ શબ્દમાંથી સાલ પણ નીકળે છે. અને કહ્યું કે, મારા ફાતીઆમાં મીઠી થુલી વાપરવી. જે કોઇ કંઇ માનતા રાખવા ચાહે તે મીઠી થુલી ઉપર મારા નામે ફાતીઓ દેવરાવે. પ્રભુ કરશે તો તેની ઉમેદ બર આવશે. જ્યારે મોલાના એ જાગૃત થઇ મુરાદબક્ષ શબ્દના અક્ષરોની કીંમતનાં આંકડા મુકયા તો સાલના આંકડાની બરોબર થયા. જે કોઈ બાધા રાખે છે તે મીઠી થુલી કામમાં લે છે.

તેમને બે રૂપિયા રોજ પ્રમાણે શિક્ષક અને મુતવલીપણાના પગારમાં બારમી અને અગીઆરમીના કે જે આ હિસાબે બસે ત્રેવીશ રૂપિયા થાય છે અહમદાબાદ સરકારના ખજાનામાંથી દરેક માસના ફાતીઆ ખરચને હુજુરમાંથી અપાતા હતા. અને સારી ગોઠવણથી તે એ કામો કરતા હતા. મહીજ ગામ અહમદાબાદ પરગણાનું એમના નામ ઉપર ઇનામ હતું. તેમને આ પ્રમાણે પુત્રો હતા. ૧ બહાઉલહક ૨ રૂકનુલહક ૩ રજાઉલહક ૪ ફેજુલહક ૫ કાજી નીઝામુદીનખાન ( બીજો ) એવા પાંચ હતા.

**કાજી નીઝામુદીનખાન ( બીજા પુત્ર )**—કાજી નીઝામુદીનખાન

મોઢે પાઠ કરનાર મહા વિદ્વાન, તત્વશોધક, તત્વગ્રહક અને ગણીતમાં મોટા શાસ્ત્રી હતા. સર્વે ગુણોની યોગ્યતા, ગદ્યપદ્યમાં સર્વેથી ચઢીઆતા હતા. શાહજાદાઓ તથા અમીરોની સોબતમાં રહેતા હતા. પોશાક તથા હાથીનું ઇનામ પામેલા. હી૦ સને ૧૧૫૧ માં અહમદાબાદ શહેરના કાજીની ગાદી હજુરમાંથી એમને આપવામાં આવી અને તે પાછા ફરી પોતાના દેશમાં આવ્યા અને શરેહના ઇન્સાફના કામો કરવા લાગ્યા અને અદલ ઇન્સાફના મુકદ્દમાઓ સારી તજવીજથી કરતા.

સને ૧૧૬૦ માં ત્રણ મંદિરો હિંદુ લોકોએ શાહપુરમાં મસજીદની પાસે બનાવેલા તોડી નાખ્યા, એ મંદીરોમાં નીમાજના વખતે શંખ ફુંકતા અને બાંગીને દુઃખ દેતા. હિંદુ લોકોનું હુલ્લડ ઘણું ભારે હતું. ત્યાં આગળ સુબાની મદદ નહિ લેતા તે મંદિરો ઉપર ચઢી ગયા અને તેમને તોડી પાડયા, એ વાત સાંભળી ધર્મી બાદશાહ મુહમદશાહ ઘણો રાજી થયો. ખાસ પોશાક અને એક હાથણી ઇનામમાં મોકલાવી. તે હી૦ સને ૧૧૬૫માં ગુજરી ગયા. પોતાના બાપની બાજુએ પૂર્વ તરફ દાટવામાં આવ્યા. એમને વંશ નહોતો, પુત્રરહીત હતા. **ફજીલતે આલિમ** નામનું પુસ્તક અને **મીઝાનુસ્સાઅત તફસીલુલફુસુલ, હિસાબેએકહવા**, અને બીજા પુસ્તકો એમના યાદગાર રહી ગયા. મુહમદશાહ બાદશાહના ફરમાનથી અહમદાબાદ હવેલી પરગણાંનું બ્યાંચગામ તથા મજપુર પરગણામાંનું નાદેજગામ હાકેમોના પરવાનાની સત્તાથી એમના સંબંધીઓને આપેલા છે.

**ત્રીજા પુત્ર શેખ મેહમુદ**—એમને શેખ બડા જવાન કહેતા હતા. તે હુશીઆર અને લાયક પુરૂષ હતા. તે ભરજુવાનીમાં ગુજરી ગયા હતા. એમને પુત્ર પરીવાર નહોતો. પાંચમી રબીઉલ અવલે તે મરણ પામ્યા. મહીજનું લાબસાપુર એમના સંબંધીઓને ઇનામમાં અપાયલું છે. અને એમના વડીલની દરગાહમાં એમની કબર છે.

**ચોથા પુત્ર શેખ ફખરૂદીન**—તેને શેખ બુજુર્ગ પણ કહેતા. તે માના પેટથીજ બહેરા અને બોબડા હતા, પરંતુ અક્કલ હુશીઆરી તેને ઘણી હતી. અક્ષરો ઘણા સુંદર લખતા હતા. આખું કુરાન ઘણીવાર લખેલું એમનો ત્રીશમો ભાગ મોઢે જોયા વગર લખી જતા.

**પાંચમા પુત્ર અબુલ બસર બહાઉદ્દીન**—નાનપણામાં મરી ગયેલા. અને મોલાનાની પુત્રીઓ પણ સભ્ય શીઅળ અને પતિવ્રતા હતી.

કેટલાક મહાન પુરૂષોની હકીકત લખવામાં મારી ચુક થઈ ગઈ છે,

કેમકે પહેલા સૈયદ લોકોનું વર્ણન કરવું જોઇએ કે જે લોકો આ દેશમાં આવીને વસ્યા અને જેમના પુત્રોની પેઢીઓ ચાલતી આવે છે. હવે તેમનું ટુંક વર્ણન કરૂં છું, દરેક બાપદાદાની વંશાવળી પણ તે સાથે આપું છું, તેમજ તેમના રહેઠાણો પણ કહ્યું છું. ત્યાર પછી તેમાંના દરેકની હકીકત જે જણાઈ આવી છે તે બતાવવામાં આવશે તેથી લખું છું.

૧ **બુખારા સૈયદો**—બુખારી સૈયદોમાં આ દેશમાં કુતબેઆલમ સાહેબનું ખાનદાન તથા શાહેઆલમ સાહેબનું ખાનદાન છે, એમના સિવાય બીજું ખાનદાન જણાયું નથી અને પ્રસિદ્ધ પણ થયું નથી. આ ખાનદાનની હકીકત ઉપર લખવામાં આવી છે.

૨ **કાદરી સૈયદો**—સૈયદ અબદુલ કાદર જેલાનીના પૌત્રો છે તેમાંથી સૈયદ જમાલ પથરી, સૈયદ અબદુલ જલીલ, તથા સૈયદ અબદુલ કાદર પ્રખ્યાત છે અને બીજાઓ પણ હશે.

૩ **શીરાજી સૈયદો**—એમની ત્રણ ટુકડીઓ છે. એક સૈયદ જાફર શીરાજીની અને સૈયદ કમાલુદીન શીરાજીના પુત્રો, જુમા મસજીદ આગળ એમની જુની દરગાહ છે, અને સૈયદ અબુતુરાબ શીરાજી એમાંથી દરેકનું પેઢીનામું તથા સંપ્રદાય જુદાં જુદાં છે.

૪ **રફાઇ સૈયદો**—સૈયદ અહમદ કબીર રફાઇના વંશજોમાંથી સૈયદ અબદુરરહીમ રફાઇની કબર અહમદાબાદના કોટ બહાર સુલતાનપુરમાં છે. અને તેમના પુત્રમાંથી શાહ અલીજી ગામ ધણી વિગેરે છે.

૫ **મશાહદી સૈયદો**—સૈયદ શરફુદીન મશહદી મખદુમ જહાની-આના જમાઇ હતા અને તે ભરૂચમાં સુતેલા છે.

૬ **એદરૂસી સૈયદો**—શરીફ અબુબકર હઝરમુતના રહેવાસીના પુત્ર શરીફ શેખ એદરૂસી જેમની દરગાહ ઝવેરીવાડામાં છે અને તેમના સાહેબજાદાઓ ભરૂચ તથા સુરતમાં સુતેલા છે.

૭ **તિરમીઝી સૈયદો**—એમનો સંબંધ સૈયદ યહયા તિરમિઝીથી છે અને તે મખદુમ જહાનીઆના શીષ્ય હતા. વડોદરામાં માતરીઆ તળાવ ઉપર એમની દરગાહ છે.

૮ **ભકતરી સૈયદો**—મખદુમ સૈયદ બદભકતરીના વંશજો. એ પણ મખદુમ જહાંનીઆના શિષ્ય હતા.

૯ **ઉરેઝી સૈયદો**—સૈયદ બુંદ મીર તથા સૈયદ યાકુબ જે બીબીપુરામાં સુતેલા છે અને તેમના વંશજો ઉરેઝી સૈયદો છે.

## કાદરી સૈયદો.

**સૈયદ જમાલ પથરી.** કાદરી સૈયદ હુસેનના પુત્ર—એમનું પેઢી નામું સૈયદ અબદુલકાદર જેલાની સાહેબજાદા પીરના પુત્ર સૈયદ અબદુલ વહાબ સાહેબ સુધી જઈ પુરૂં થાય છે. એમની માતુશ્રી હરમુઝના રસ્તે થઈને દક્ષિણમાં આવેલા અને પથરી અહમદનગર તાબાનું ગામ છે ત્યાં આવી રહેલા, એ લોકોને ઉપદેશ આપતા, સુલતાન બહાદુર ગુજરાતી કોઇ ચઢાઈ અર્થે દક્ષિણમાં ગયલા અને પાછા ફરતી વખતે સૈયદ જમાલને ઘણા માન મરતબાથી ગુજરાતમાં લાવેલા. દરગાહની ઈમારત એમના વાસ્તે બનાવીને તૈયાર કરી હતી. અને તેમાં એમને રાખ્યા હતા. સૈયદ સાહેબને પાંચ પુત્રો હતા. સૈયદ અમીનુલ્લા, સૈયદ અતીમુલ્લા સુરી, સૈયદ હુસેન તથા સૈયદ બદરૂદીન, સૈયદ અંતીમ બુદ્ધિવાળા પુરૂષ હતા. તે લોકોને શીખવવાનું કામ કરતા હતા. બાપના મરી ગયા પછી ગાદીએ બેઠા. સૈયદ જમાલની કબર રાયખડ આગળ શહેરમાં છે. સને ૯૭૧ હીજરીમાં ગુજરી ગયા. આ સૈયદનો ઉરસ શાબાન માસની ત્રેવીશમી તારીખે થાય છે.

**સૈયદ ગ્યાસુદ્દીન**—સૈયદ અબદુલ વહાબના પુત્ર સૈયદ અબદુલ જલીલના તે પુત્ર થાય છે. એમને લોકો શાહજી કહેતા. એમની દરગાહ ખાનપુરમાં કુતબુદીન શાહીના રોજા પાસે છે. એમનું પેઢીનામું હજરત સૈયદ અબદુલ કાદરના સાહેબજાદા સૈયદ અબદુલ જબાર સાહેબને જઇ મળે છે. સૈયદ ગ્યાસુદીન તથા સૈયદ અબદુલ વહાબના પિતા ગુજરાતમાં આવી શહીદ થયા. અહમદાબાદ તાબે સરસેવીમાં તેમની કબરો છે. એમની કરામતો જગત પ્રસિદ્ધ છે. સૈયદ ગ્યાસુદીનનું ઉરસ ૧૩ મી મોહરમને દહાડે થાય છે અને એમના પુત્ર સૈયદ અબદુલ જલીલનું ઉરસ: સફર માસની ત્રીજી તારીખે થાય છે.

**સૈયદ કુતબુદ્દીન**—ગુજરાતમાં આવેલા અને એમના પૌત્ર અબદુલ ખાલીક સાહેબની દરગાહ શહેરમાં જમાલપુરની અંદર છે. એમનું પેઢીનામું હજરત સૈયદ અબદુલ કાદરના પુત્ર સૈયદ અબદુલ વહાબે જઇ પહોંચે છે. ધોળકા તાબાના ખાનપુર તથા ચુહાર ગામો અબદુલ ખાલીકના નામની જાગીરમાં છે.

## શીરાજી સૈયદો.

**સૈયદ અહમદ સૈયદ જાફરના દીકરા—**એમની કબર શહેરની અંદર આસ્ટોડીઆ દરવાજા પાસે છે. શીરાજી ખરા પેઢીનામાવાળા સૈયદ શીરાજી છે. એમના વડીલ પુરૂષ સૈયદ મેહમુદ શીરાજથી આવી સીંધમાં રહ્યા હતા. એમના પૌત્ર સૈયદ જાફર સિંધથી અત્રે આવ્યા અને કેટલાક દિવસ રહી તેમના પુત્ર સૈયદ અહમદ ત્યાંથી રવાને થઇ અત્રે આવી સાબરના દરવાજા આગળ રહ્યા અને તેમને સૈયદ સાહેબે પોતાની ગાદી ઉપર બેસાડયા. પછી પોતે સિંધ તરફ પાછા ફર્યા. આ સૈયદ સાહેબને બીજી વિદ્યાઓનો અભ્યાસ છતાં કુરાન પાઠ કરવાની છટા વખાણવા લાયક હતી. સૈયદ અહમદ જાફરની ઘણી કરામતો જોવામાં આવી છે. તેમણે મોટી મોટી માહીતીઓ મેળવેલી, તેઓ ત્યાગી અને એકાંતવાસી હતા. તેમણે ભક્તિમાં ભાતભાતની મહેનતો કરેલી. નીમાજની બે રકાતમાં અર્ધું કુરાન પુરૂં કરતા હતા. ભારે મહેનત કરવાના હેતુથી જમીનના રસ્તે મક્કા ગયેલા અને ત્યાં ગયા પછી જો ભોજન ન મળે તો છાના માના ઝાડના પાંદડા ખાઇ પોતાની ભુખને મારતા હતા. તેઓ કીંમતી વસ્ત્ર પહેરતા હતા અને જો અધિકારીઓ પગાર કરી આપતા તો એ કબુલ કરતા નહોતા.

જે વખતે હુમાયુ શાહે ગુજરાત જીતી લીધું તે વખતે ઘણા ખરા વિદ્વાનો તથા પીર લોકો અહીં અહમદાબાદથી નીકળી બીજી જગાએ જતા રહ્યા. પરંતુ એ પોતાના સગા સંબંધીઓ સહીત અત્રેજ રહ્યા. દરેક જણાને ગુપ્ત રીતે એ શેર ધાન આપતા. તેમણે ચાલીસ વરસ એકાંતવાસમાં કાઢયા. શુક્રવાર તથા ઇદની નીમાજના વાસ્તે માત્ર બહાર નીકળતા હતા. અને વખતો વખતની નીમાજ જમાત સાથે પોતાના ઘરના ઉમ્બરા આગળ પઢતા હતા. આ બધું હુશીઆરીની વખતે કરતા હતા અને બેભાન સ્થિતિમાં તથા પ્રભુ પ્રેમ પ્રગટ થતી વખતે કોઇ માણસ એમની હકીકતથી વાકેફગાર થઇ શકતો નહોતો. એક વખતે બાર વરસ સુધી શુકર તથા ઇદોની નીમાજ વખતે પણ બહાર આવ્યા નહોતા.

આ બાર વરસ બહાર નહિ આવવાનો બનાવ તે વખતે બન્યો હતો કે જે વખતે સાંગા રાણાએ ચીતોડથી આવી અહમદનગરમાં લુંટ કરી હતી અને કેટલીક સૈયદાણીઓને કેદ કરી લઇ ગયો હતો તથા તેમને તાલીમ અપાવી નાચતાં ગાતાં શીખવ્યું હતું. આ ઉપરથી સૈયદ અહમદે એકાંતવાસ લીધો હતો. પાકી બાધા રાખી હતી કે, જ્યાં સુધી ગુજરાતી

હાકમ એનો બદલો નહિ લે ત્યાં સુધી એકાંતથી બહાર પગ નહિં મૂકવો. જ્યારે સુલતાન બહાદુરે ચીતોડની જીત મેળવી તે વખતે એ પોતે બહાર આવ્યા. એક વખતે પોતાના સેવકના કહેવા ઉપરથી ગેર મોસમી કેરીઓ સુલતાન મેહેમુદ બેગડાની ઇચ્છા પ્રમાણે મોકલી હતી. તે દરબારમાં હાજર રહેલા લોકોને વહેંચી આપતા દરેકને બે બે પહોંચી. તા. ૧૬ સફર માસ હી૦ સને ૯૪૪ માં એમનો કાળ થયો.

**સૈયદ અબુતુરાબ શીરાજી**—એમના વડીલ પુરૂષ શાહમીર શીરાજથી મુહમદાબાદ ઉર્ફે ચાંપાનેરમાં આવી હી૦ સને આડસો અઠાણું ૮૯૮ માં સુલતાન મેહમુદ બેગડાના વખતમાં આવી રહેલા. એમની દરગાહ ત્યાં છે. આ લોકો ગુજરાતી સુલતાનોના કહેવા પ્રમાણે અહમદાબાદમાં આવી પરૂ વસાવી રહેવા લાગ્યા. તેઓ અકબર બાદશાહની તરફથી હાજીઓના સંઘપતિ બનેલા, અને તે પ્રસંગે હજ પઢવા મક્કે ગયેલા અને ત્યાંથી નબી પગલા લઈ આવેલાં એ વિશે ઉપર લખવામાં આવેલું છે. હી૦ સને ૧૦૦૩ની સાલમાં જમાદીઉલ અવ્વલમાસની તેરમી તારીખે એમનો કાળ થયો. તેમના નવા વસાવેલા અસાવલમાં એમની કબર અને તે ઉપર ઘુમટ તથા દરગાહ છે.

**સૈયદ કમાલુદ્દીન શીરાજી**—શાહ મીર શીરાજીના પુત્ર છે. જુના અસાવલની જુમામસજીદ પાછળ એમની કબર છે. એમનો ઉરસ સવાલ માસની ચોદમી તારીખે થાય છે.

## રફાઇ સૈયદો.

**સૈયદ અબદુરહીમ**—સૈયદ અહમદ કબીરના વંશમાં છે. રાયપુર દરવાજા બહાર સુલતાનપુરૂ એમનું વસાવેલું છે અને એમની કબર પણ ત્યાંજ છે. ઉરસ ચૌદમી શવ્વાલે થાય છે.

**શાહ અલીજી ગામ ધણી**—અબદુર્રહીમ સાહેબના પૌત્ર છે. એમણે યોગ વેદાંતમાં એક કવિત પુસ્તક રચેલું છે, તેની બોલી ગુજરાતી હિંદી છે. અને તે અર્થમાં મગરબી સાહેબના ફારસી કાવ્ય સમાન છે. એમની દરગાહ શાહ ગંજનીની દરગાહ પાસે રાયખડમાં છે. એમનો કાળ તારીખ ચોદ માહે જમાદીઉલઅવલ સને ૯૭૩ માં થયો. તેમની ઉમર સતોતેર વરસની હતી.

**શાહ અલીજી નાદિરૂલ્લા**—એમનું નામ સૈયદ અબદુલ કાદર અને તેમના બાપનું નામ સૈયદ મુસ્તફા, અને તે શાહ અલીજી ગામધણીના પુત્ર છે. એમની કબર તેજ ઘુમટમાં છે. ઉરસ અઢારમી તારીખે સફર માસમાં થાય છે.

## એદરૂસી સૈયદો.

**સૈયદ અબદુલાના પુત્ર શરીફ સૈયદ એદરૂસી**—એમની દરગાહ શહેરની અંદર ઝવેરીવાડામાં છે. એવું કહે છે કે એમનામાં નમ્રતા તથા સભ્યતાના ગુણો પરિપૂર્ણ હતા. અને એવું કહેતા હતા કે, કોઈ માણસ મારા પગ ચુમે છે તો મને એવું લાગે છે કે જાણે તેણે મારી આંખોમાં તીર માર્યા અને કોઇ હાથ ચુમે છે તો જાણે તેણે મને થપડ મારી. એમનો કાળ તારીખ ૨૫ રમજાનને દહાડે થયો. તેમના રચેલા ઘણા પુસ્તકોમાંથી **અકદેનબ્બી** નામનું આ દેશમાં ઘણું પ્રસિદ્ધ છે. એમના પુત્ર સૈયદ અબદુલ્લા ભરૂચમાં અને પૌત્ર સૈયદ મેહેમુદ સુરતમાં સુતેલા છે.

## મશહદી સૈયદો.

**સૈયદ મુહંમદ મુરાદશાહ**—મેહબુબ આલમ સાહેબના શાગરીદ હતા, એમની કબર નવતાડમાં છે.[1]

## ઉરેઝી સૈયદો.

**સૈયદ ખુંદમીર**—સૈયદ બડાના પુત્ર અને સૈયદ યાકુબના પૌત્ર છે તેમના કાકા સૈયદ શાદીના સેવક તથા શિષ્ય હતા. સૈયદ શાદી સૈયદ યાકુબના દીકરા અને સૈયદ મેહેમુદ કબીરના અને સૈયદ મેહેમુદ કબીર નીઝામુદ્દીન અવલીઆના સેવક સૈયદ હુસેન ખુંગ સવારના ભાઈ થાય તે ઇરાન દેશથી આવી પાટણમાં રહી પડેલા.

એવું કહેવાય છે કે, જ્યારે બાળ અવસ્થામાં સૈયદ ખુંદમીર ધાવવાનું ચાહે ત્યારે તેમની માતુશ્રી બીબીજી વજુ કરી એક દુગાનો પઢી ( મોં હાથ ધોઈ દંડવત કરી ) પ્રભુની પ્રાર્થના કરતા કે, ઓ ઇશ્વર ! આ બાળક જો તારા બારમાં વખણાઈ જવા જેવો હોય તો એને ઉગારજે નહિંતર એને માટી ભેગો માટી કરી નાંખ. ત્યાર પછી ધવડાવતા હતા. એ જ્યારે અઢી વરસના થયા ત્યારે એમના પિતાજી ગુજરી ગયા અને માતાજીએ પાળી

---

૧ સૈયદ કરમ હુસેન ઉછવાલાની સામાનાવાદમાં શરફુદીન મશહદીએ આ પ્રમાણે પેઢીનામું રજુ કર્યાથી ૮૭ વરસમાં આઠ દાદા બતાવ્યા છે કે દરેકની ઉમર ૧૦–૬ માસ લગભગ થાય છે. જે વંશ પરિવાર થવો શરેહ તથા વૈદકથી કેવળ ઉલટું છે.

તેમજ મમશાદદેજુરી અનસારીને સૈયદ બનાવી પેઢીનામામાં ઠોકી ઘાલ્યાથી એમની સૈયદી કેવળ જુઠી પડી છે.

પરવરશ કર્યા અને કાકા એમની ઉપર નજર રાખતા. એ જાહેર તથા છુપા ભાગમાં સદગુણી હતા. તેમણે અગીઆર વરસની ઉમરે પોતાની ગાદીએ બેસાડી પોતે બીજા ભવમાં રવાને થઈ ગયા. ત્યાર પછી બીજા પિત્રાઈઓના ઝઘડાના લીધે સૈયદ હુસેનની સ્વપ્ન આજ્ઞા પ્રમાણે પોતાની માતુશ્રીને લઈને પાટણથી નીકળી અહમદાબાદને વતન બનાવ્યું અને અહીં ઘર ખટલો કરી ગ્રહસ્થ થયા.

સૈયદ બુરહાનુદ્દીન કુતબે આલમની સેવામાં જઈ જ્ઞાનમાર્ગે વિદ્યાભ્યાસી તેમજ સૈયદ અબદુલ ફતાહને પણ ગુરૂ બનાવ્યા, સૈયદ અબદુલ ફતાહે સૈયદ અલાઉદ્દીનથી અને તેમણે સૈયદ મુહમદ ગેસુદરાજથી માર્ગોપદેશ લીધેલો. સૈયદ ખુંદમીર કહેતા હતા કે મને જે જ્ઞાન મળ્યું છે તેના મેં ત્રણ ભાગ કર્યા છે એક ભાગ મેં પોતે મારા વાસ્તે રાખ્યો છે અને બીજો પુત્ર પરિવારના વાસ્તે અને ત્રીજો જે સારા માણસો હોય તો તેમને આપીશ.

એવું કહે છે કે, સુલતાન એહમદનો વઝીર મલેક શાબાન એમને ઘણું માનતો હતો. અને એ પણ એની ઉપર ઘણો ભાવ રાખતા હતા. તે ઉપર તેના દીકરા મલેક ખુશ બાશને કહ્યું હતું કે, મને કામકાજ ઘણા રહે છે તેથી દરરોજ હું સૈયદ સાહેબની સેવામાં જઈ શકતો નથી. તેથી તું જજે અને આશીરવાદ લેતો રહેજે. એક દિવસે બીબીજીએ પોતાના દીકરાને કહ્યું કે, દરગાહ બનાવવાને મલેક શાબાનની પાસે જગ્યા માગો. એમણે મલેક ખુશ બાશને કહેવાથી તેણે ઉત્તર દીધો કે, મેં એક દરગાહ મારી વાસ્તે બનાવી છે જો પસંદ આવે તો તે આપને ભેટ કરૂં છું. ગાડી જોડી બીબીજી સાહેબ તે તરફ ગયા. અને ત્યાંના ફુલ ચુંટી સુંઘીને બોલ્યા કે આ મારી જગ્યા છે. મલેક ખુશ બાશે ત્યાં ઘુમટ તૈયાર કરેલો હતો. તેથી અરજ કરી કે, એની અંદર તમારે ઘોર કરવી ત્યારે ઉત્તર દીધો કે, જે કોઇ તમારા અમારામાંથી પહેલાં મરે તે તે ઘુમટમાં દટાય. પ્રભુ ઇચ્છાના લીધે મલેક ખુશ બાશ પહેલા મરી ગયા તેને તેમાં રાખ્યા. સૈયદ ખુંદમીર રબીઉસ્સાનીની ૧૦ મી તારીખે સને ૮૭૪ હીજરીમાં ગુજરી ગયા. બીબીપુરામાં એમના માતુશ્રીના મકબરામાં રાખવામાં આવ્યા.

**બીબીજી સાહેબ**--એ એમના પુત્ર સૈયદ ખુંદમીરના સેવક છે. એમનું ખાન ઉપર નામ હતું અને એ માન નામ પ્રભુ દરબારમાંથી એમને મળેલું અને તેમના બાપ એક પવિત્ર માણસ હતા. તેમની માતુશ્રી મૌલાના જીઆની દીકરી મુગલી છે.

એવું કહે છે કે, એ બીબી ઘણી ધર્મી, પતિવ્રતા, અને શીયળ હતી. પીર લોકોથી પ્રભુ જ્ઞાનનો માર્ગ એમને પહોંચેલો, જ્યારે એમના સ્વામી ગુજરી ગયા હતા તે વખતે એમના પુત્રની ઉમર અઢી વરસની હતી. તે બાળકને પરવરશ કરીને ઉછેર્યો. જ્યારે યોગ્યતા લાયક થયા ત્યારે પ્રભુ ઓળખવાનો લાભ આપ્યો. અને એમના હાથે સેવા પ્રતિજ્ઞા કરી.

એક દિવસે પોતાના પિતાના હાથમાં એક મહોર આપી કે ચૌટે જઈ લુગડું વેચાતું લઇ આવો. તેમના હાથમાંથી મહોર પડી ગઇ તેથી તેણે ભોંયમાં જોવા માંડયું તો બે મહોરો દીઠી તેથી તે બેઉને ધૂળમાં નાંખી દઈ ઘેર આવ્યા. ત્યારે બીબીએ પુછયું કે, લુગડું કેમ નહિ લાવ્યા? ત્યારે ઉત્તર દીધો કે, મહોર હાથમાંથી પડી ગઇ જ્યારે તેને જોવા માંડી તો બે મહોરો દીઠી. ત્યારે મેં વિચાર કર્યો કે, રખેને કોઈ બીજાનો હક મારા હાથમાં આવી જાય તે ઉપરથી બેઉને મૂકી દીધી. બીબીએ કહ્યું કે, હાથમાંથી પડી ગઇ કે, તરત મારી પાસે આવી, અને આ ગોખમાં જુઓ એ રહી. તારીખ ૪ જમાદીઉસ્સાની માસમાં ગુજરી ગયા. હવે એજ ચોથી તારીખે સૈયદ ખુંદમીર પણ મરી ગયા હતા તે ઉપરથી એમનો ઉરસ પાંચમીએ ઠરાવ્યો. અને લોકોમાં એજ તારીખ ઠરી ગઇ. બીબીપુરામાં પોતાના રોજામાં દફન થયા.

## સૈયદ યાકુબ ચિસ્તી.

એમણે પાપ પ્રતિજ્ઞા એમના પીતા સૈયદ ખુંદમીર આગળ કરેલી, બાળપણામાં એ ઘણા રૂટડા તથા રૂપવંત હતા તેથી મલેક ઇખતિઆરે તેમને દત્તક લેવાની નજર રાખવા માંડી. સૈયદ ખુંદમીરને મન ઉપર પ્રેરણા થઇ તેથી સુંદર વસ્ત્ર પહેરાવી મલેકની પાસે મોકલી દીધા અને કહ્યું કે, એને તમારા પુત્ર વ્યવહારમાં સોંપી દીધો. મલેક એમને પોતાની પાસે રાખવા લાગ્યા. ગુપ્ત તથા ઉઘાડી વિદ્યા શીખવી દીધી અને ઘણીજ કૃપાને લીધે એમને સૈયદ ( કલ્યાણી ) ઉપનામ આપ્યું. એક દિવસ ઘણી મહેરબાની થઇ અને તે વખતે પોતાના માથામાં ઘાલેલી ટોપી સૈયદ યાકુબને આપવા ધારેલું, તે લેવાની તેમણે ના પાડી અને કહ્યું કે, આ મહેરબાની મારા ભાઈ મલેક મીસકીનને કરવી. આ મીસકીન મલેકનો દીકરો હતો.

જ્યારે એ પોતાના ઘેર ગયા અને સૈયદ ખુંદમીર એનાથી વાકેફ થયા ત્યારે પોતાની રૂબરૂ બોલાવી ભારે ઠપકો દીધો અને કહ્યું કે, મેં તને જે કામના વાસ્તે એમને હવાલે કર્યો હતો તેવો અવસર આજ આવ્યો

અને તે અવસર તેં ગુમાવી દીધો. થોડાક નાણા આપી કહ્યું કે, એનો મેવો ખરીદ કરી મલેક સાહેબની સેવામાં પહોંચી જાઓ અને અરજ કરો કે, મારી તો મોટી આશાઓ છે અને તે આશાઓ મને પુરી કરી આપો, જ્યારે તે મલેક સાહેબની રૂબરૂમાં પહોંચ્યા, ત્યારે સર્વ કહી સંભળાવી અરજ કરી. ત્યારે મલેકે કહ્યું કે, અરે કામના ધણી કલ્યાણી પુત્ર આ તારૂં કામ નથી. કામના અધિકારી કરતાં પણ તું વધારે છે પોતાની સનમુખે બોલાવી જ્ઞાન માર્ગની માહિતીના રસ્તા બતાવી દીધા. અને પોતાના હાથે પોતાની ટોપી એમના મસ્તક ઉપર મુકી દીધી. અને કહ્યું કે, જો લેણ દેવાનું કામ મારા અધિકારમાં હોત તો મારા પુત્રને આપત, પરંતુ હું ઇશ્વરી દ્રવ્યનો સંભાળનાર છું. જ્યાં હુકમ થાય છે ત્યાં આપું છું. પ્રભુના હજારો ઉપકાર છે કે, તને આપવાની આજ્ઞા થઇ છે. તું મારા પુત્ર કરતાં પણ અધિક છો અને સૈયદ યાકુબને મલેક મિસકીન વિશે વસીયતો કરી અને કહ્યું કે, મેં તમને શીખવ્યા હવે તમે તમારી તરફથી એને શીખવજો. એમણે પોતાની ટોપી મલેક માસકીનને આપી.

પીર પુસ્તકમાં લખેલું છે કે, શાહેઆલમ સાહેબ અને સૈયદ યાકુબની વચ્ચે ઘણી ઘાટી દોસ્તી હતી. સીતેર વખતે એવું બન્યું છે કે, આ બેઉ સાહેબે શરીરમાંથી પેરણો કાઢી ગળે મળેલા અને પેરણો બદલેલા અને એકે બીજાનું પેરણ પહેરેલું, અને કહેતા હતા કે, આ પેરણો શીષ્યપણા (ખીલાફત) ના છે એ પણ કહેવાય છે કે, આ સાહેબ ઘણા સદાચારી હતા. વિદ્વાનો, બાદશાહો અને રાજકર્તા, દરવેશો, અને વેદાંતી ભકતો વિગેરે માણસો એમની સેવામાં હાજર રહેતા હતા. અને દરેક પોતાના ગજા પ્રમાણે લાભ મેળવી જતા હતા.

રાગની મીજલસમાં લોકોને પ્રભુ પ્રેમ ઘણો વ્યાપી જતો અને તે લોકો બેભાન બની પ્રેમરસ પીતા હતા. અને તેમની પાસે જે કંઇ હોય તે સઘળું ગવૈયાને આપી દેતા. ઘણા આશાવંત એ મીજલસોમાં હાજર રહેતા અને તેમની આશાઓ પુરી થતી હતી. એ તેમનું ફરમાવવું છે કે, મિજલસની ઘડી ચુકવી મોત કરતાં પણ દરવેશોને વધારે દુઃખદાયક છે. મોત કરતાં ફોત (ચુકવું) વધારે દુઃખ ભરેલું છે. એવું કહેલું છે તેમાં એજ ભેદ છે. એમણે તારીખ ૧૨ જીલકઅદ સને ૯૧૭ હીજરીમાં દેહી ત્યાગ કર્યો.

## શેખ વજીહુદીન અહમદ અલવી સાહેબ.

એ શેખ વજીહુદીન અહમદશેખ નસરૂલ્લાહે અલવીના પુત્ર અને શોધક શીરોમણી અને તત્વ શોધકના પ્રમુખ હતા. એમના વખણાયલા શરીરમાં ગુપ્ત અને પ્રત્યક્ષ સદગુણો સમાયલા હતા. એમના વંશના માણસો પોતાનું પેઢીનામું એમના સુધી લાવી મુકે છે. મુહંમદ દુલજવાદ ઇમામ હુમામના દીકરા મુહંમદ અરીજે પહોંચ્યા છે કે, સૈયદ બહાવદીન મક્કી સાહેબ વજીહુદીનના વડીલ બીજા સુલતાન મહેમુદના૰ વખતમાં અરબસ્તાનમાંથી હિંદુસ્તાનમાં આવેલા અને મુહમદાબાદ ઉર્ફે ચાંપાનેરમાં આવી ઘર કરી રહી સંસાર કર્યો હતો અને પુત્ર પરિવારના પિતા થયા હતા. તે વખતનો સુલતાન હમેશાં ગુપ્ત અને ખુલ્લી રીતે તેમની બરદાસ રાખતો હતો, કેમકે તે ઘણા પવિત્ર પુરૂપ હતા. તે મુહમદાબાદમાં પરલોકે ગયા.

એમના પૌત્રોમાંથી સૈયદ ઇમામોદ્દીન વીરમગામ તાબે પાટડીની કાજી પણાની ગાદી ઉપર સુલતાની હુકમથી કામ કરતા હતા. અને શાહવજીહુદીન મુહમદાબાદમાં હી૰ સને ૯૧૦ ના મોહરમ માસમાં જન્મ્યા હતા. શેરવં શબ્દ ઉપરથી તેમનું જન્મ વરસ નીકળે છે. પાંચ વરસની ઉમરથી તેત્રીશ વરસની ઉમર સુધી વિદ્યા સંપાદન કરવામાં એ રોકાયા હતા અને છેલ્લા અંતકાળ સુધી અહમદાબાદમાં લોકોને શીખવવાનું કામ કરતા હતા. એમણે ઘણા પુસ્તકો રચેલા, વિષયો લખેલા, ટીકાઓ કરેલી, અને ઘણા ખરા શીખવાના ધોરણી પુસ્તકોની નોટો કરેલી તે એમનું સંભારણું રહી ગયું છે. લોકોમાં એ ઘણા નીપૂણ વખણાઈ ગયા છે. લોકોના ટોળેટોળા એમની સેવામાં હાજર રહી લાભ મેળવતા હતા. એમની છુપી ભક્તિ પણ પુરેપુરી હતી. કોઈ ઠેકાણે જતા આવતા નહોતા. તે પાટણમાં રહેલા શાહકાજન ચીસ્તીના સેવક હતા પરંતુ એમણે ભક્તિ જ્ઞાન શેખ મુહંમદ ગવાલીઅરીથી મેળવેલું હતું. અને યોગ માર્ગમાં એમના ધોરણે વરતાવો કરેલો છે અને એમનીજ પાસે પોતાનું કાર્ય સિદ્ધ કરેલું છે.

જ્યારે મુહંમદ ગોસ અહમદાબાદમાં આવ્યા ત્યારે જ્ઞાના તથા પ્રત્યક્ષ પ્રભુ જ્ઞાનના ધણી શેખ અલીમુતકીએ કેટલાક વિદ્વાનોના મતથી કેટલાક અહંકારી ઉંચા શબ્દો ઉચારવાના કારણથી મુહંમદગોસને મારી નાંખવાનું મેહજર લખ્યું હતું. એની ઉપર શાહ વજીહુદીનની સહી નથી તેથી તે વખતના સુલતાને કહ્યું કે, એ સહી કરે તો હું હુકમ દઉં, શાહ વજીહુદીન જે વખતે મુહંમદ ગોસના ઘેર ગયા. ત્યારે તેમને જોતાં વારજ

તે મોહીત થઈ ગયા અને તે કાગળને ફાડી નાંખ્યો અને શેખઅલીને કહ્યું કે, એ સાહેબના ગુણોના સાહિત્ય ઉપર તમારૂં ધ્યાન દોરાયું નથી. અને કહેવા લાગ્યા કે, ઉઘાડી રીતે શરેહનું કામ શેખઅલીના જેવું કરવું જોઇએ. અને અંદરખાને ભક્તિભાવમાં મારા ગુરૂ જેવું થવું જોઇએ.

ભરૂંસાદાર ખબર લેતાં એમ સિદ્ધ થયું છે કે, શેખ મુહમદ ગોસ વૈરાટ વિગેરે ઉપાસનાઓના વિદ્વાન હતા. અને તેમાં પુરેપુરા જ્ઞાની હતા. શાહ વજીહુદીન સાહેબ અઠયાસી વરસની ઉમરે મોહરમ માસની છેલ્લી તારીખે આ ભવથી પહેલા ભવમાં જઈ મુકામ કર્યો. એમનું વરસ " **શેખ વજીહુદીન** " થી નીકળે છે, અને શહેર કોટની અંદર ખાનપુરમાં જે ઠેકાણે એમની વિશાળ પાઠશાળા હતી તે એમની આરામ ભૂમી થઇ છે.

એમના એક સેવક અને શિષ્ય સાદકખાને પાઠશાળા તથા ઘુમટ બનાવી ધર્માદા કામ કરેલું અને તેમના પૌત્ર શેખ અહમદે ટાંકુ તથા મસજીદ બનાવરાવી છે. તેમના વંશના લોકો પોતાના વડીલોનો ધડો લઇ હંમેશા વિદ્યાભ્યાસ અને જ્ઞાન માર્ગની શોધને લક્ષ આપી વિદ્વાન બનતા આવેલા છે અને ઔરંગાબાદ તથા તેના ફરતા મુકામો તેમજ બુરહાનપુરમાં પણ એમના વંશના લોકોનો વાસ છે. હવેલી પ્રગણામાંનું ગામ બારેજડી તથા ધ્રુટક જમીનો એમના કુળના માણસોના ભરણ પોશણમાં બાદશાહી સનંદોથી ઇનામમાં આપેલ છે. અને સવા રૂપિયો રોજ અહમદાબાદ વસાવનાર સુલતાન અહમદના લંગરની સાથે પાઠશાળાના વિદ્યાર્થીઓ તથા મુસાફરોના ખરચને વાસ્તે ઠરાવી આપેલો છે.

આ વખતે આ દેશની ગડબડના લીધે એ લોકોને ખાવાના સાંસા પડે છે અને રહેલ સહેલ એમના લોકોમાં ઘણી તંગી લાચારી આવી પડી છે. એમની કબર ઉપર દર્શનાર્થે ઘણા લોકો જાય છે.

## નુરબક્ષી સૈયદો.

**સૈયદ મુહંમદ નુરબક્ષ જોનપુરી શજુ શહીદ**—મોટા મોટા અવલીઆમાં શ્રેષ્ટ અને કુળવંત લોકોમાં ચઢીઆતા સૈયદ મુહંમદ નુરબખશ છે. કબરવીઆ ખાનદાન (સંપ્રદાય) ની ઝંડી એમના હાથે ઉપડતી હતી. અને શેખ નજમુદીન કુબરાના ખલીફા (ગાદી યોગ્ય) હતા. ઘણાં પુસ્તકો રચનાર તથા કરામતોના ધણી હતા. યોગ્ય વેદાંત તથા તત્વજ્ઞાનમાં ઘણા માહિતગાર હતા. એમની ખ્યાતી પહેલા જોનપુરમાં થઈ અને તે ભૂમિમાં

કરામતોના કારણથી પ્રસિદ્ધ થયા. હિંદુસ્તાનમાં એમના ઘણા સેવકો છે, મુખ્ય કરી ધાનદાર જીલ્લામાં એમનું નામ પંકાયું અને તે તરફ મનની વલણ થઈ અને દેશાટન કરતાં કરતાં અહમદાબાદ તરફ આવી લાગ્યા.

લોકો તેમનામાં મોહિત થઈ ગયા. શહેર, ગામડાં અને કસ્બાના ઘણા લોકો એમના સેવક બન્યા. પાલણપુર અને સરહદની પ્રજા, વીરમગામ પરગણું, માંડલ વિગેરેના ઘણા લોકો એમના ભાવ રાખે છે. ધીમે ધીમે એમની કરામતો જાહેર જોઈ તેમને મુહમદ મેહદીના પદવી આપી અને વખતે નહી આવનાર મેહદી અવતાર એજ છે એવું માનવા લાગ્યા. અને આ પૃથ્વીનો અંતકાળ છે તેથી આ વખતે તેઓ પ્રગટ થયા છે, તે એજ મુહંમદ છે કે અંતકાળે ફરી આવનાર હતા. અને આ આસ્તા એમના મગજમાં જામી ગઈ. અને તેમના ગુરૂએ આ પ્રમાણે આજ્ઞા નહોતી કરી, ધર્મ આ નવી આસ્તા છે, એમના મુરીદો (ચેલા) ગુજરાતી સુલતાનોમાંથી સુલતાન મહેમુદ, સુલતાન મુઝફ્ફર ગુજરાતનો છેલ્લો સુલતાન, એતેમાદખાન વજીર, શેરખાન, મુસાખાન પોલાદી પાલનપુરના અમલદારે આ વાત ગ્રહણ કરી કે મેહદી તો એજ છે અને આ શહેરના કેટલાક ધંધાદારીઓ એજ આસ્તાને શરણે છે.

જે વખતે પોતાના પિતા શાહજહાં બાદશાહના વખતમાં શાહજાદા બહાદુર ઔરંગઝેબ ગુજરાતની સુબાગીરી ઉપર આવેલા, તે વખતે સૈયદ રાજુ વિગેરે સૈયદો પાલણપુરની સરહદથી આવેલા, અને સરકારી નોકરીમાં રહેલા હતા. અને એમની પાસે ઘણે ઉંચે દરજ્જે ચઢેલા અને હુજુરી હતા. શાહજાદો એમને ઘણું આપતો અને પૂર્ણ લક્ષ આપતો, ઘણી વખત એમની સાથે વાતો કરતો. એક દિવસે હાજર રહેલા લોકોમાં બાદશાહજાદાના મોઢામાંથી વચન નીકળ કે, સૈયદ રાજુ મોટો માણસ અને બહાદુર છે. હાજરીઓમાંથી કેટલાક એમની આસ્તાના વાકેફગાર લોકોએ અરજ કરી કે, એમની આસ્તા ખોટી છે અને એમનો મેહદવી પંથ છે અને કહે છે કે, આવનાર મેહદી આવીને ગયો અને ઇસ્લામીઓની એ વિશે એવી આસ્તા છે કે, મેહદીના પ્રગટ થયા પછી તોબા (પશ્ચાતાપ) કબુલ થાય નહિં. તેથી નીમાજ પઢી એ ખુદા પાસે દુવા (વિનંતિ કરી મતલબ માગવી) કરતા નથી. શાહજાદે કહ્યું કે, કોઇ અવસરે સભામાં પરિક્ષા કરવી જોઇએ.

એક વખતે સૈયદ રાજુ વિગેરે બીજા સૈયદો દરબારમાં હાજર થયા. તે વખતે એ આવનાર મેહદીનું વર્ણન ચરચાવવામાં આવ્યું. દરેક જણે ઇસ્લામી ધર્મ પ્રમાણે ઉત્તર આપ્યો. સૈયદ રાજુએ કહ્યું કે. મેહદી આવીને ગયા.

અને હવે આવવાના નથી. શાહજાદા વિદ્વાનોની તરફ જોઇને બોલ્યા કે આ વિશે તમે શું કહો છો? તે લોકોએ જવાબ દીધો કે, પુસ્તકોમાં લખેલું છે કે, ખોટા વેશધારી ( દજ્જાલો ) ઘણા થયા છે. અને દુનિયામાં નિકળ્યા છે. અને તેમને મારનારાને મેહદી કહે છે. જો એ આસ્તા પ્રમાણે મહેદી કહે તો ઠીક છે નહિંતર તે આવનાર ખરો વાયદા થયેલો મેહદી પ્રુથ્વિના અંત-કાળે આવશે.

આ લોકો સૈયદ મુહમદ હૈદરબક્ષને મેહદી કહે છે તેનું કારણ શું અને સાબીતી શી છે? સૈયદ રાજુએ જવાબ દીધો કે, અમારી સાબીતી વાઢી નાખતી તલવાર છે એવો અમારા ગુરૂનો હુકમ છે. તે અહીં સુધી કહેતામાં ઘણી ગરમા ગરમી આવી ગઈ. શાહજાદે સભા વીસરજન કરી અને એમને વિદાય કર્યા પછી કેટલાક દહાડે નોકરીમાંથી કાઢી મૂકયા. સૈયદ પોતાના સાથીઓને લઈ શહેરમાંથી નીકળી ગુલાબ બાગમાં આવી રહ્યા. તેમણે બીજે દિવસે વિચાર્યું કે,આવી માઠી હાલતથી બરતરફ થઇ અહીંથી રવાને થવું, લાજભરેલું અને શરમનું કામ છે. તેમજ અમારા પંથના રસ્તાથી એ ઘણું ખોટું કામ છે. હવે મારે ચારે બાજુથી તુરબક્ષ જાતના લોકો તથા મુરીદોને ભેગા કરી એક મોટી લડાઇ કરવી. તે પછી તેમણે પાલણપુર વિગેરે ઠેકાણે લખાણો કર્યા, તથા શહેરમાં તેમના જે લોકો હતા તેમને પણ કહાવ્યું. હવે ધંધાદારી વિગેરે જે લોકો પાસે હતા તે એકદમ ભેગા થઇ ગયા. શાહજાદાને એની ખબર થઈ ત્યારે (કવિતસાર—ઝરાની આવક તેની પ્રથમ વેણુથી ઝાલવી જયારે ભરાઇ જાય તો હાથી પણ ખાલી કરી શકે નહિ.:) આલીમોને બોલાવીને પૂછયું કે એ બાબતમાં એ લોકોની સાથે શું કરવું જોઇએ ? તે લોકોએ જવાબ દીધો કે, એ માણસો નવીનતા પંથી છે અને મારી નાખવા લાયક નથી. પહેલા એમને ચેતવણી આપવી કે, તમારે અહીંથી પોતપોતાના ઘરે જતું રહેવું, અને જો કોઈ માથા ફરેલ વગર અદબની વાતો કરે તો મારી નાખવા જોઇએ. આ વાત ઉપરથી એક અમલદાર કાજીના જાહેરનામા સાથે તેમની તરફ રવાના થઇ ગયો અને હુકમ કર્યો કે, તમે નોકરીમાંથી બરતરફ થયા છો, તો તમારે અહીંથી કુચ કરી જતા રહેવું જોઇએ કેમકે અહીં રહેવું અને થોભવું ઠીક નથી. તેઓએ ઉત્તર આપ્યો નહિ અને ગયા પણ નહિ. પછી શાહજાદાએ એક ભરૂસાદાર માણસને મોકલ્યો. તેણે કહ્યું કે, શાહજાદાનો હુકમ છે કે, તમારે અત્રેથી જતા રહેવું અને વગર સ્વાર્થે તમારૂં અહીં થોભવું સુલતાની કેરને

પાત્ર થશે, અને તેનો ઉપાય તમારાથી થશે નહિ. તે લોકોએ કહ્યું કે, પીરને હુકમ એજ છે અને બીજી વાત અમને કબુલ મંજુર નથી. એ સાંભળી સુલતાનની લાગણી દુઃખાઈ આવી. તેથી એ લોકો ઉપર કઠણ મનના લશ્કરી નોકરોને જવાનો હુકમ કર્યો, અને કહ્યું કે, તંબુની રાસો કાપી નાંખી એમને જબરદસ્તીથી ઉભા કરી કાઢી મૂકો, થોડુંક લશ્કર તેમની પાછળ મોકલ્યું કે જો અભિમાન આણી લડવા તૈયાર થઇ જાય તો તેમને કાપી નાંખવા, જ્યારે ખીજમતગારોએ રાસો કાપી નાખી ત્યારે તે લોકોએ તલવારો તાણી દીધી તેથી જે ફોજને નીમવામાં આવી હતી તે ફોજ લડવા મંડી ગઈ. આ વખતે લડાઈની ખબર શાહજાદાને પહોંચી ત્યારે શહેરમાંથી બીજી ફોજ મદદે મોકલી. તેણે તે ભટકાતા ધર્મવાળામાંથી એકેએકને કાપી નાંખ્યો, દુરથી એ લોકો કુમક અર્થે આવેલા અને સાધારણ લોકો હાથમાં લાકડીઓ ઝાલી ભેગા થયા હતા. તે જીવની બીકમાં નાશી જઇ કોરાણે ખશી ગયા અને સૈયદ રાજુ તથા તેમના સાથીઓમાંથી એકેએક કતલ થઇ ગયા અને શુન્યકાર સંસાર ભણી ઉચાલા ભરી ગયા. આ લોકોના ઇમાન પ્રમાણે રાજુ શહીદ (ધર્મની લડાઇમાં માર્યા ગયા) કહેવાયા.

આ શહેરમાં ધંધાદારી લોકો પીંજારા, પાયા કરનાર, વસમો બનાવનાર, દુધ વેચનાર સાબલીઆ ઘણા ખરા મેહદવી છે, અને પાલણપુર, ધોળકા, વિરમગામ, દસાડા અને માંડલમાં તમામ લોકો એ ઇમાનને ખરૂં માને છે. આ લોકોને નુરબક્ષી કહે છે પરંતુ એ લોકો ઘણાખરા અજ્ઞાન છે. હદીસ તથા ફીકાની (ધર્મશાસ્ત્રની) એમને ખબર નથી. ટંટા બખેડા સિવાય બીજું કંઇ કામ આવડતું નથી. થોડા સરખા વાદવિવાદમાં લડવા લાગી જાય છે.[૧]

## ચિશ્તી ખાનવાદા (સંપ્રદાય)

ચિસ્તી ઘરાણાના મોટા પીર અજમેરવાસી ખ્વાજા સાહેબ છે તેમને બધા તરફની યોગ્ય વંશાવળીઓ જઇ મળે છે..( ૨ ) કાદરી એટલે બગદાદવાળા વડા પીરને જઈ મળનારા કાદરી ( ૩ ) સોહોરવરદી શેખ શહાબુદીન સોહોરવરદી તથા હિંદુસ્તાનમાં બહાઉદીન જકરીઆ, મખદુમ જહાનીઆ, શાહેઆલમ સાહેબ વિગેરે છે. ( ૪ ) સત્તારી શાહ વજીહુદીન સાહેબ

---

૧ દહાડે દહાડે એ લોકોની સંખ્યા ઓછી થતી જાય છે, ગુજરાતમાં પાલણપુર, ડભોઇ, ચોર વડોદરા, વડોદરા, રૂપાલ વગેરે ગામોમાં એ મતના કેટલાક માણસો છે.

તથા મુહમદ ગોસ ગુવાલીઅરી છે. આ ચાર સંપ્રદાયવાળા લોકો આ દેશમાં જોવામાં આવે છે, શેખ સાદી સોહરવરદી હતા. અને અમીર ખુશરૂ ચિસ્તી, સુલતાન અહમદ તથા મેહમુદ બેગડા ચિસ્તીઓ હતા. બાકીના બાદશાહો સોહોર વરદી જણાય છે.

**શહબાર કુલ્લા ચિસ્તી**—સુલતાનુલ મશાયખ ( ધર્મગુરૂઓના મહારાજા ) નિઝામુદ્દીન અવલીઆ ( દીલ્લીવાળા ) ના સેવક તથા શિષ્ય છે. ( મુરીદ તથા ખલીફા ) ઇડરીઆ દરવાજા બહાર હાજીપુરાની પાસે, એમની દરગાહ છે. જ્યારે શાહેઆલમ સાહેબને પરમેશ્વરના દરબારથી શાહે-આલમ ( જંગી રાજા ) નું માન નામ મળ્યું અને પેગમ્બર સાહેબે ખબર આપી કે, પ્રભુએ તને શાહેઆલમ નામ આપ્યું છે, તે વેળાએ એમણે જાહેર કર્યું કે, હું એ નામને શી રીતે પ્રગટ કરૂં, ત્યારે કહ્યું કે, તારે તારા પીર અને પિતા કુતબે આલમ સાહેબના પાસે જવું તે તને શાહબાર કુલ્લા ચિસ્તીની પાસે મોકલશે અને આ ખિતાબ ત્યાંથી પ્રસિદ્ધ થશે.

ટુંકામાં શાહેઆલમ ત્યાં ગયા, એમણે શાહેઆલમને જોતાંજ હસીને કહ્યું કે, આવો શાહેઆલમ. તમારે શાહબાર કુલ્લાની પાસે જવું અને વિદાય થવાની રજા આપી, તે વખતે શાહબાર કુલ્લા પોતાના રોજાની દીવાલ ચણાવતા હતા. અને મુરીદ લોકો ઇંટો માટી વિગેરે આપતા હતા. શાહેઆલમ પણ પોતાના માથા ઉપર ભાર ઉંચકીને લાવ્યા અને તે ગારનું તગારૂં હતું, જ્યારે શાહ બારકુલ્લાએ આ પ્રમાણે જોયું ત્યારે ફરમાવ્યું કે, આવો શાહેઆલમ તમને બાદશાહી છત્ર શોભે છે, તેમને પાસે બેસાડી જ્ઞાન માર્ગની ઓળખ કરાવી દીધી અને દીવાલ ઉપરથી હેઠળ લાવી તેમના નાના ભાઇ શાહ અતાકુલ્લા કને લઇ ગયા, ત્યાં જઇ જુએ છે તો ચવલા રાંધેલી એક દેગ તૈયાર છે તે ઉંચકાવીને લાવ્યા, અને શાહેઆલમને આપી અને સેવકોને કહ્યું કે, એમની સાથે જાઓ અને જ્યારે જે જગાએ આકાશની હેઠળ અને પૃથ્વીની ઉપર શાહેઆલમ શાહેઆલમ સાદ થાય ત્યાંથી પાછા ફરજો. શાહેઆલમ ચવલાની દેગ માથા ઉપર ઉંચકીને કુતબેઆલમ સાહેબ તરફ જવાને નીકળ્યા.

જ્યારે બજાર વચ્ચે શહેર અંદર ત્રણ દરવાજામાં પહોંચ્યા. ત્યારે એક આંધળો, અપંગ, બોબડો, ઢોલ લઇને ભીખ માગતો હતો. જ્યારે એ તેની નજીક નીકળ્યા ત્યારે પ્રભુએ તેને પગ, જીભ, કાન, તથા આંખો આપવાની કૃપા કરી, તે ઉભો થઈ ગયો, અને શાહેઆલમ કહેવા લાગ્યો અને બીજા

માણસો અને દુકાનદારો આકાશ હેઠળ અને પૃથ્વી ઉપર શાહેઆલમ શાહેઆલમ પોકારી ઉઠયા. શાહેઆલમ શાહ બારકુલ્લાના સેવકો ભણી જોઇને બોલ્યા કે હવે તમો પાછા જાઓ કેમકે તમને અહીં સુધીનો હુકમ હતો. સેવકો પાછા ફર્યા શાહેઆલમ કુતબેઆલમ સાહેબની સેવામાં પહોંચ્યા અને વીતેલું સઘળું કહી સંભળાવ્યું, અને ચોલાની દેગ સનમુખે મૂકી અને પ્રખ્યાત કહેવત "ચિસ્તીઉને પકાઈ અને બુખારીઉને ખાઇ" ની મુળ મતલબ એ છે. ૧

**મુસા સુહાગ**—લોક પ્રસિદ્ધ એ વાત છે કે, ચિસ્તી ઘરાણામાં મુરીદ હતા, હાથમાં ચુડીઓ ઘાલતા હતા અને નાચનાર ગાનારના ટોળા ભેગા ફરતા હતા. તે આવા પહેરવેશમાં પોતાની સાધના અને યોગ જ્ઞાનને છુપું રાખતા હતા. રોઝાતશાહીમાં લખેલું છે કે, મીયાં મુસા સુહાગી નામથી ઓળખાતા અહમદાબાદની હદમાં રહેતા હતા અને હાથમાં બંગડીઓ ઘાલતા હતા. જે દિવસે એમનો કાળ થયો તે દિવસે શાહેઆલમ સાહેબને ખુદાએ જાણ કરાવી. તેમણે પોતાના મુખ્ય ખલીફા મીઆં મખદુમને હુકમ કર્યો કે, મીયાં મુસા ગુજરી ગયા છે, તમે વહેલાસર જાઓ અને તેમના કફન દફનના કામમાં ભાગ લો, અને ખબર રાખવી કે, કોઈ એમની બંગડીઓ કાઢે નહિ. તે જેવા જીવતા હતા: તેવાજ તેમને દાટજો.

જેવી રીતે તે જીવતાં સ્ત્રીના વસ્ત્રમાં પોતાને ગુપ્ત રાખતા હતા. તેમજ મરી ગયા પછી પણ એમની કબરની કોઇને ખબર નથી. શાહી બાગ જતાં એક વંડામાં ચાર કબરો એકજ સરખી છે, તેમાં કોઇને ખબર નથી કે એમની કબર કઇ છે! એ ભેદની ખુદાને ખબર! દશમી રજબે એમનો ઉરસ થાય છે.૨

## શેખ હસન મુહંમદ ચિસ્તી.

અબુ સાલેહ શેખ મુહંમદ પ્રસિદ્ધ નામ શેખ હસન મુહંમદ શેખ

---

૧ શાહેઆલમ અને બારકુલ્લા સાહેબનો કેવો સંબંધ હતો તે ઉપરથી જણાય છે અને કહેવત ચિસ્તીઉને પકાઈ વિગેરે એક અભિમાન અને અજ્ઞાનિઓનું કથન છે તેમજ "વાહ ખાત ટટકી ઘસાઈ" પણ એક અઘટિત ઉતર છે.

૨ એવું પણ સંભળાય છે કે, શાહેઆલમ સાહેબે એમને નવરાવ્યા છે અને કબર કરાવી છે. પછી ત્યાંથી આવતા મેહદી કુવા આગળ નીમાજની વખત થયાથી એ કુવાનું પાણી ઉપર આવી ગયું. હાલ સંદલ શાહપુરના ચિસ્તીઓ તરફથી ચઢે છે અને હૈદરાબાદના ઉરસના રૂપીઆ પણ શાહપુરમાં આવી ફકીરોને મળે છે.

અહમદમીયાંજીના પુત્ર અને શેખ અહમદ શેખ નસીરૂદીન સાનીના પુત્ર, પ્રભુ જ્ઞાન તથા ધર્મશાત્ર એટલે જાહેર અને ગુપ્ત જ્ઞાનમાં શ્રુષ્ટિમાં એમની જોડના થોડાક જણ હશે. પાંચ અથવા ૭ વરસની ઉમરે ખીલાફત તથા ઇરાદત શેખ જમાલુદીન જમનથી પામેલા અને શેખ મુહંમદઅલી નુરબક્ષ સાહેબથી કાદરીઆ નુરબક્ષીઆ તેફુરીઆ અને બીજા સંપ્રદાયોની ખીલાફત મળી હતી. આ મુહંમદ અલી સાહેબ ઘણા સદાચરણી અને પવિત્ર માણુસ હતા. તે અગમ નીગમની હકીકત–ભૂત તથા ભવિષ્યની બરાબર કહી બતાવતા હતા. અને કુરાન તકાસુર અધ્યાય (સુરતથી) છેલ્લાં સુધી એમની પાસે શીખેલા અને ઉમરે પહોંચ્યા પછી પોતાના પિતાજી પાસેથી પણ ખીલાફત મળેલી, જન્મ વખતથીજ પવિત્ર, નિર્દોષ માણુસ હતા. બાપના જીવતામાંજ એમની કીર્તિ વ્યાપી ગઇ, નાની ઉમરથીજ લોકોના ઇમાન એમની ઉપર ઠરેલા હતા. સુલતાન મેહમુદ શહીદ અને બીજા અમીરો એમને ઘણું માનતા હતા.

અસારવા વિગેરે ચૌદ ગામો શેખ સાહેબના વજીફામાં આપેલા હતા. અને શાહપુર જે દરવાજાની બહાર છે અને રૂકનુલ મુલ્કનો ચકલો (હાલ શાહપુરનો ચકલો) આ શેખના ખરચમાં આપેલા હતા. જેવી રીતે પ્રભુ જ્ઞાન અને ગુપ્ત ભક્તિ હતી તેમજ ઉઘાડી રીતે ધન દોલત પણ ઘણી રાખતા હતા. વલી લોકોના ઉરસ તથા દરવેશોને ખવરાવવામાં ઘણું ખરચ કરતા હતા. તે ખરચતા પણ કંઈ રકમ વધતી જતી, અને શાહપુર દરવાજાની અંદર મોટી મસજીદ–એ જે શેખ સાહેબની બનાવેલી છે. આઠ નવ વરસની મુદતમાં તૈયાર થયેલી અને એક લાખ રૂપિયાની તેની ઉપર લાગત આવેલી છે, એ બંધાતામાં રાજ ફેરફાર થઇ ગયો અને શેખ સાહેબની માલમતાની લુટફાટ થઇ ગઇ. કેટલીક દીવાલો તથા મુનારાના તમામ રહી ગયા. મસજીદ બનાવવાનું વરસ કવિતમાં કોતરાવી કમાનની ડાબી બાજુએ ચોઢયું છે તે આ પ્રમાણે છે. કવિતસાર—દુનિયાના ઇશ્વરી સત્તાધારી શેખ હસને આ મસજીદ બનાવી, કેમકે ભક્તિ કરનાર ક્યાં જઈ આ શેખ સાહેબની દુવા માગે આ ઉંચી પંક્તિનું મકાન જ્યારે શેખે બાંધ્યું. ત્યારે તેનું વરસ આકાશ વાણીથી " બિનાય શેખ " લખવામાં આવ્યું.

બિનાય શેખમાંથી સાલ નીકળે છે, મુહમદી તફસીર કુરાનની ટિકા કવિતમાં લખેલી. એ સાહેબની રચના વિદ્વાનોમાં પસંદ થઇ ગઇ છે. અને બેઝાવી તફસીર (કુરાનની ટીકા) ઉપર પણ નોટો લખેલી છે અને બીજી

નોટો વિગેરે પણ છે. એકતાળીશ વરસ સુધી ગાદી ઉપર રહ્યા. તેમાંથી સતાવીશ વરસ બાપની રૂબરૂ અને ચૌદ વરસ એમના ગુજર્યા બાદ. એમનો જન્મ હી૦ સન ૯૨૩. તારીખ ૨૮ માંહે જીલકઅદ શનીવાર હી૦સને ૯૮૨ ના દિવસે દુનિયાને મૂકી, ઉમર ૫૯ વરસ. [1]

**મીયાં શેખ મુહમદ ચિસ્તી.**—ખુદાની ગુપ્ત સત્તા ધરાવનારાના પ્રમુખ ખુદાઈ જ્ઞાનવાળામાં સર્વ શ્રેષ્ટ સમસુદીન અબદુલ હસન શેખ મુહમદ ચિસ્તી ખુદાના સરજાવેલા માણસોમાં એક આશ્ચર્ય જેવા માણસ હતા. જે કરામતો એમનાથી બહાર પડી છે તે વર્ણન રૂપી ઘેરાથી ઘણી વધારે અને વિસ્તીર્ણ છે, એમનો જન્મ સને ૯૫૬ માં છે, અને વિદ્યાભ્યાસ તથા યોગ વિગેરે પોતાના પિતાજી પાસેજ કરેલો અને બીજે કોઇ ઠેકાણેથી કંઈ લીધેલું નથી. પિતાજીના ગુજર્યા પછી તેમના આત્માથી સ્વપ્નામાં મળી અઘરા પ્રશ્નો સાફ કરી લીધેલા.

સૈયદ જલાલ માહેઆલમ સાહેબથી મુલાકાત કરી હતી. તે સાહેબે ઘણો આવકાર આપ્યો હતો. અને એમના વિષે કહ્યું હતું કે, ઘણા લોકો એમનાથી લાભ લેશે. એમની કરામતની ખ્યાતી શ્રૃષ્ટિમાં ચારે તરફ પ્રસરાશે; સુફી યોગ વેદાંતી પુસ્તકો એમનાથી ઘણા રચાશે અને એમનું લખાણ તથા ભાષણ યોગી લોકોના વિવાદોનો ચુકાદો કરી આપશે.

જ્યારે બાપની જગાએ ગાદી ઉપર બેઠા ત્યારે ખુલ્લી ફકીરી ગ્રહણ કીધી. કેટલાક મુરીદો તથા મિત્રોએ અરજ કરી કે, ગુજરાતી સુલતાનોએ જાગીરની જે સનંદો આપના બાપ દાદાને આપી છે. તે લઈ જઇ અકબરશાહને દેખાડી તેમને નવેસરથી છોડાવવાની ગોઠવણ કરીએ જેથી અમારા રોટલા સેહજથી મળી આવે અને મનને નિરાંત થાય. ત્યારે એમણે ઉત્તર દીધો કે, ફકીરને શી જરૂર છે કે, ફરીથી આ સંસારી બાદશાહની પળસી કરે અને ખરો

[1] આ હકીકત એમના કાકા જમાલુદીન જમન સાહેબની અત્રે દાખલ કરી છે એમનો આ પુત્ર પરિવાર નહોતો (એમના છ સંતાન હતા. ચાર દિકરા અને બે દિકરીઓ, શેખ કમાલ મુહંમદ બાપની જગાએ ગાદી ઉપર બેઠા અને કુતુબના મરતબા ઉપર પહોંચેલા, શેખ કુતુબ મહંમદ બુરહાનપુર જઇને વસ્યા હતા. અને ત્યાંજ ગુજરી ગયા. શેખ બાજન સાહેબના રોજાની પાસે એમની કબર છે, અને એક પુત્ર શેખ મુહંમદ સાલેહ હતા. અને દીકરીઓ બીબી ખદીજા તથા બીબી આ શા ઉર્ફે અઝીમા એ ઘણી શીઅળ પતિવ્રતા પવિત્ર કરામતવાળા સદાએ ખુદાની રટના ભક્તિ અને કુરાન વાંચતા રહેતા હતા.)

પાલણુહાર ખરા અવિચળ રાજવાળા બાદશાહને મૂકી દે, આ વિશે એ લોકોએ ઘણી મહેનત કરી પણ એમણે કબુલ કર્યું નહિ. છેવટે એ સનંદોને લઇને મસજીદના હોજમાં ધોઇને નાંખી દીધી. જ્યારે એમની ફકીરી ચળકી નીકળી એટલે શત્રુંઓને બળાપો થયો. ત્યારે શહેરમાંથી નીકળી સાબરમતી નદીના કીનારા ઉપર આવી મલેક મકસુદની મસજીદમાં એકાંત વાસ રહેવા લાગ્યા. તે શુક્રવારની નીમાજ વખતે શહેરમાં પોતાની દરગાહમાં આવતા હતા. કોઇ કોઇ વખતે તો ચાલીશ દિવસ સુધી ત્યાં ધ્યાન બાંધી રહી જતા. કેટલાક વરસ એવીજ રીતે કાઢયા. અને યોગ સાધનાઓ પુરી કરી દીધી. કેટલાક વરસે કરામતો જાહેર થવા લાગી અને લોકો ઇમાન લાવ્યા તથા મુરીદ થયા. ત્યારે શહેરમાં રહેવા લાગ્યા અને યોગ તથા ધર્મશાસ્ત્ર વિગેરે શીખવવા લાગ્યા.

પીર લોકોના ઉરસોમાં ઘણી વખતે વગર સાજનું રાગ સાંભળતા હતા, એ વખતે એમની સ્થિતિ બદલાઇ જતી હતી. અને આંખમાંથી આંસુ વહેતા હતા. એવું કહે છે કે, એમને આકાશવાણી થઇ કે, શેખ મુહંમદ આ વખતનો કુતુબ છે. તે પ્રમાણે તા. ૨૯ માહે રમજાન સને ૧૦૦૨ હીજરીમાં આ શેખ સાહેબે પોતાના વલી નામના મુરીદને કહ્યું કે, થોડોક સાકર લાવી વહાણામાં નીમાજની વખતે હાજર રહેજે. હું ઇસારો કરૂં એટલે શરીફ સાહેબને આપજે, હવે સતાવીશમી તારીખે ઝવેરીવાડાના રોઝાવાળા શરીફ શેખ એદરૂસીએ આવી શેખ મુહંમદ સાહેબની સાથે મુલાકાત કરી અને વહાણાની નિમાજ પઢી ફાતીઓ વિગેરે પુરો કરી બધાની આગળ આવી શેખ મુહમદ સાહેબથી હાથ મેળવી કહ્યું કે, કુતબીયતની મુબારકબાદી આપું છું અને ગૈ તરફથી સાદ સંભળાતો હતો કે, શેખ કુતુબ, તે પછી સાકરની પ્રસાદી આપી અને શરીફે તે પ્રસાદ સઘળા હાજર રહેલા લોકોને વહેંચી આપી અને પહોર દહાડો ચઢે રજા લઇ ઘેર ગયા.

એવું કહે છે કે, એક વખત ખ્વાજા નસીરૂદ્દીન ચરાગે દેહલી તથા બીજા દીલ્લીના પીરોના દર્શન કરવા દીલ્લી આવેલા. ખ્વાજા નસીરૂદીનની દરગાહમાં તે વખતે કોઇ મુજાવર હાજર નહોતો. એમણે પોતાના સેવકોને પણ બહાર મુકી દીધા અને પોતે ઘુમટની અંદર આવ્યા. એટલામાં એકદમ ચરાગ દેહલીની એક પત્થરાની કબર એકદમ ફાટી ગઇ અને આ સાહેબ કબરની અંદર ઉતરી પડયા. કોઇ મુજાવર આંખ અખાડે જોતો હતો. તેણે આ બનાવ જોયો. અને બીજાઓને ખબર કરી. ઘુમટ અંદર સેવકો તથા મુજા-

વરો આવીને અચંબામાં ઉભા થઇ ગયા. એ બે ઘડી સુધી કબરની અંદર રહ્યા હતા. તે પછી નીકળ્યા તે વખતે એમનો ચહેરો ચંદ્ર સૂર્ય સમાન ચળકી ઉઠયો હતો. એ વાત દીલ્હી દેશમાં પ્રસિદ્ધ છે. અને હમણા સુધી તે એક પથ્થરની વચ્ચે પડેલી ફાટ જોવામાં આવે છે. જ્યારે આ વાત દીલ્હીમાં ચર્ચાઇ ગઇ ત્યારે ત્યાંના અમીરોએ આ વેળાએ અજમેર મુકામે પડેલા જહાંગીર બાદશાહને અરજ કરી કે, આવો વલી આ વખતે દીલ્લીમાં આવ્યો છે. બાદશાહે આ વાત સાંભળી એક ફરમાન લખી મોકલ્યું કે, જ્યારે એ પાછા ફરતા અજમેરમાં ખ્વાજા સાહેબના દર્શન કરવા આવે ત્યારે એમને રાહ ખરચ તથા સરંજામ આપી અહીં મોકલવા, અને કહેવું કે, મને મળે. જ્યારે એ અજમેરમાં આવ્યા ત્યારે દરગાહને સલામ તથા પગે લાગી બાદશાહને મળીને તેજ દિવસે રવાના થઈ ગયા. જોકે, બાદશાહે બીજી જાગીર આપવાની અરજ કરેલી પરંતુ એમણે કબુલ કરેલું નહિ. પણ એક ગામ જે બાદશાહજાદાની જાગીરમાં હતું તે કબુલ કરવાનો બાદશાહે આગ્રહ કર્યો.

એવું કહે છે કે, સને ૧૦૨૭ માં જહાંગીર બાદશાહ અમદાવાદમાં પધાર્યા હતા તે વખતે સૈયદ એહમદ કાદરીની મધ્યસ્તપણાથી એમની મુલાકાત કરી હતી.. એક દિવસ એ બાદશાહને મળવા આવેલા તે વેળાએ બાદશાહ વાઘોનો તમાસો કરતો હતો. એટલામાં એક વાઘ તલપ મારીને પાંજરૂં તોડી બહાર નીકળી આવ્યો. બધા લોકો તે જોઇ નાશીને સંતાઈ ગયા અને આ શેખમુહંમદ સાહેબ તેજ જગાએ ઉભા થઈ રહ્યા. વાઘ કુતરાની માફક આગળ આવી પોતાનું માથું એમના પગ ઉપર મુકી લાડ કરતો હતો.

રવીવારે પહોર દિવસ ચઢયે રબીઉલ અવ્વલ માસની નવમી તારીખે પોતાની દરગાહમાં પૂર્વ તરફ ભૂમીદાઘ પામ્યા.

**વાશીલે હક મુહમદે ચિસ્તી**—આ શેખ મહંમદ સાહેબને ચાર પુત્રો હતા. પહેલાનું નામ શેખ હસન મુહંમદ હતું તે હંમેશા પ્રભુ કને માગતા હતા કે મને ઇમાનની સલામતીથી મારા પિતાની જીંદગીમાં ઉઠાવી લેજે. કેમકે, એમના વિયોગનું દુઃખ સહન કરવાનું મારામાં જોર નથી. જ્યારે એમની દેહી મુકવાની ખબર એમને થઇ ત્યારે બેભાન થઈ ધરતીએ પડયા અને ત્રીજે દિવસે સંસારને મુકી પ્રાણ ત્યાગ કર્યો.

બીજા પુત્ર શેખ મુહંમદ હતા. આ સાહેબજાદા એમને ઘણા વહાલા હતા. તે એકાંતવાસમાં બહુ રહેતા અને કોઇ જગાએ જતા આવતા નહોતા. તે છઠે વરસે રબીઉલ અવ્વલ માસમાં ગુજરી ગયા.

ત્રીજા પુત્ર શેખ સીરાજુદીન હતા. તે ઘરના મુખત્યાર અને સઘળું કામ એમને હવાલે હતું તેમણે પોતાના પિતાની વસીઅત પ્રમાણે પોતાના ભત્રીજા શેખ યહયા સાહેબને બાપની ગાદી ઉપર બેસાડ્યા અને પોતે ગાદી ઉપર બેઠા નહિ અને સાતમી તારીખે હી૦ સને ૧૦૫૦ માં પરલોક પામ્યા.

ચોથા પુત્ર શેખ અઝીઝુલ્લા નામના હતા એમને શેખ સીરાજુદીન સાહેબે પાળી પરવરસ કરેલા.

**મીયાં શેખ યહયા ચિસ્તી**—પીર લોકોમાં શેખ ઓલીઆમાં પ્રમુખ, સદાચરણીઓમાં સર્વોત્તમ, મક્કા મદીનાના પ્રવિણ પુરૂષ બેઉ દ્વારોના દર્શન કરનાર શેખ મુહેયુદીન અબુ યુસુફ યહયા ચિસ્તિ શેખ મેહેમુદના પુત્ર અને શેખ મુહમદ સાહેબના પૌત્ર પ્રાચીન કાળના પીરો જેવા ગુણ ધરાવનાર આ પીર હતા ખરૂં જોતાં જુના પીરોમાં પણ એમના જેવા ભાગ્યેજ હતા. એમનો જન્મ ગુરૂવાર તારીખ ૨૦ માહે રમજાન હી૦ સને ૧૦૧૦ માં થયો હતો. વીસ વરસની ઉમરે જાહેર અને છાની વિદ્યાઓનો અભ્યાસ પોતાના વડીલની પાસે કરીને પરવાર્યા હતા. અને ક્રિયાઓ તથા તપો છેકછેડા સુધી કરેલા. કુરાનના હાફીઝ ( પોઢે પાઠ ) પણ હતા એમના દાદાના જીવતાં કેટલાક વખત સુધી શેખખાન તથા ઇસાતરખાનની નોકરીમાં પણ રહેલા. પરંતુ ખુદાની બંદગી અને આચાર વિચાર જવા દેતા નહોતા.

સુરતની મુલકગીરીના વખતે એક દિવસે એક ગામ ઉપર ઘેરો નાંખી લુટ કરવામાં આવી તે વખતે તે બધા લશ્કરી લોકો ગામમાંથી દાણા ઘાસ વિગેરે લુંટી લાવી પોતે અને ઘોડાને ખવરાવવા લાગ્યા. આ સાહેબ ઘોડાની લગામ ઝાલી એક ખુણામાં કોરાણે બેશી રહ્યા. એમના સોબતી લોકોએ ઘણો આગ્રહ કર્યો કે, તમે પણ ખાઓ અને ઘોડાને પણ ખવરાવો અને આ જગા સિવાય બીજે ઠેકાણે કંઇ મળવાનું નથી. એમણે માન્યું નહિ અને ભુખ્યાને ભુખ્યા ઉંઘી રહ્યા. એકાએક એબ ગેબથી એક માણસ આવી લાગ્યો અને તેના એક હાથમાં ચુરમાના મુઠીઆ જે ખજુરો કહેવાય છે તે હતા. અને બીજા હાથમાં ઘાસનો ભારો હતો. તે એમને આપ્યો જેનો ઉપયોગ કરી પોતે તથા ઘોડો ધરાઇ ગયા. પછી માલુમ પડ્યું કે તે માણસ ખ્વાજા ખીજર હતો.

એમના વડીલના ગુજરી ગયા પછી એ ગાદીએ બેઠા અને કોઇ ઠેકાણે જવા આવવાનું કામ છોડી દીધું. મુહંમદ ઓરંગઝેબ બાદશાહે અહમદાબાદની સુબેગીરીના વખતે પોતાના શિક્ષક મલેક નીઝામને એમની સેવામાં

મોકલાવી આશીર્વાદની માગણી કરેલી, આ પીર સાહેબે ઉત્તર કહેવરાવ્યો કે, દરવેશોની મુલાકાતનો સાર એમનો આશીર્વાદ છે, અને હું ફ:ર અહીં રહી આશીરવાદ દઉં છું. જો બાદશાહ પ્રભુ છાયા છે અને તે:ા હુકમને માન આપવું જોઇએ એમ હોય તો તેમ કરાશે. પરંતુ અસરકા:; આશીર્વાદ તો મનથી એમજ અપાશે. છેવટે બાદશાહ એમની સેવામાં આવી પહોંચ્યો, અને અરજ કરી કે, પેગમ્બર સાહેબના દીનની ચઢીઆતી કળા રહે એવો આશીરવાદ ઘો, એમણે કહ્યું કે, પ્રભુ ચાહે તો એજ થશે. એમણે કહ્યું હતું તેજ પ્રમાણે થયું, કે ઔરંગઝેબ બાદશાહ થયો. અને દીનની મદદ જોઇતી રીતે તેના વખતમાં આવી.

ત્યાર પછી જ્યાં સુધી શાહજાદાપણામાં હતા ત્યાં સુધી એમની સેવામાં બસો રૂપિયા દરવરસે મોકલતા હતા. અને બાદશાહ થયા પછી દર વરસે એક હજાર રૂપિયા રોકડા, ખુરજી કમરપટો અને પોતાના હાથનો લખેલો પત્ર મોકલવામાં આવતો હતો.

આ શેખ યહયા સાહેબને મોલુદ ( ઓચ્છવ ) તથા વગર વાજીંત્રના રાગ ઉપર ઘણો પ્રેમ હતો. અને આ ધારો ચિસ્તી ખાનદાનમાં વધારે વહાલો છે, પીરોના ઉરસો અને મિજલસોમાં હંમેશા એ લોકોમાં રાગ થતો રહે છે, એવા રાગો નહિ થવા દેવાની બાદશાહની ઘણી તાકીદ હતી. તેથી મહોતસીબ ( ધર્મ આજ્ઞા પળાવનાર ) અધિકારીએ મોલુદ પઢનાર અને ગવૈયાઓથી મુચરકા લીધા હતા કે કોઇ ઠેકાણે મોલુદ પઢવો નહિ અને રાગ રંગ કરવો નહિ, તેથી એ બે વાના દરેક ઠેકાણે બંધ પડયા હતા. પરંતુ આ શેખ સાહેબની દરગાહમાં હંમેશા મોલુદ પઢાવવામાં આવતો એથી મહોતસીબ તથા બીજા લોકોને ઘણું માઠું લાગતું હતું. એક દિવસે મહોતસીબે ઠરાવ કર્યો કે, મોલુદ પઢનારાઓને પકડી એમની દરગાહથી બહાર કાઢવા તથા પુરી શિક્ષા અને શિખામણ આપવી, આ ખોટે મનસુબે આવી મીર અરબના ઘરમાં બેઠો. જ્યારે એ ખબર શેખ સાહેબને પહોંચી ત્યારે એમણે પોતાના મુરીદોને કહ્યું કે, બધા હથીઆર બાંધી તૈયાર થઇને બેસો. જો મહોતસીબ આ તરફ ખોટે મનસુબે આવે તો મારી દેજો અને પોતે પણ નીમચા નામની તલવાર લઇને બેઠા. જ્યારે એ ખબર મીર અરબ તથા મહોતસીબને પહોંચી ત્યારે મીર અરબે કહ્યું કે, પ્રથમ હું જઇને શેખ સાહેબને સમજુત આપું છું. જો માનશે તો ઠીક નહિંતર પછી તમે જાણો અને તમારૂં કામ જાણે, મીર અરબે એમની સેવામાં આવીને

જાહેર કર્યુ કે, મહોતસીબ આ મનસુબે આવ્યો છે તેથી હું ધારૂં છું કે, કેટલાક દિવસ આ ઈરાદો બંધ રાખવો, અને બાદશાહનો હુકમ લઇને ચાલુ કરશો, શેખ એ સાંભળી ભારે ગુસ્સામાં આવી ગયા અને કહેવા લાગ્યા કે, બાદશાહ કોણ છે? હું બાદશાહ છું જેને ચાહું તેને તખ્ત ઉપર બેસાડું છું. જાઓ અને મહોતસીબને કહો કે, વેળાસર આવે. મીર અરબ ઉઠીને આવ્યો અને વીતેલી હકીકત જાહેર કરી અને કહ્યું કે, હમણું તારૂં ધારેલું પુરૂ પડી શકતું નથી. ત્યાંથી ઉઠીને તે પોતે આવ્યો. શેખે આ કામને દંગા ફીસાદનું મુળ દર્શાવી શેખ નિઝામના પુત્ર શેખ અબદુલાની માર્ફતે કેટલીવાર લખી બાદશાહની હજુરમાં મોકલ્યું પરંતુ અબરૂલ્લાએ તેને વખારે નાખ્યા સરખી આનાકાની કરી દીધી. અને શેખના દુશ્મનોએ બાદશાહ સુધી એમના પત્રો પહોંચવા દીધા નહિ. છેવટે એમણે સૈયદ અલી રઝવીખાનની માર્ફતે એક પત્ર મોકલ્યો. એમણે બાદશાહની રૂબરૂમાં મૂક્યો. બાદશાહે એ પત્રનું ચુંબન કર્યું અને મસ્તકે મુકી ઘણી માફી માગી અને ચાર પત્ર તેના વિશે મોકલ્યા. એક તો તે વખતના સુબા રાજા જશવંતસિંહને, એક કાઝી મુહંમદ શરીફ ઉપર એક દીવાન નિઝામુદીન અહમદ ઉપર અને એક બહાઉદીનબક્ષી ઉપર મોકલ્યો કે, મીર બાકર મહોતસીબને પુરી તાકીદ કરી કહેવું કે, ફરીથી એ કામ કરે નહિ. એટલે ફરીથી આવા કામોમાં હાથ ઘાલે નહિ અને મતફેર વિશયમાં શરેહની પકડ કરે નહિ. તમે ચારે જણે જઇ મારા તરફથી આ કામની માફી માગવી અને એક હજાર રૂપિયા તથા ચાર તોલા અત્તર એમની સેવામાં ભેટ મૂકવા.

આ ચારે જણે મહોતસીબને ઘણી તાકીદે આ કામની મનાઇ કરી અને સેવામાં આવી માફી માગી મોકલેલી વસ્તુઓ ભેટ મુકી. ત્યાર પછી કોઇ માણસ કોઇ માણસથી મોલુદ તથા રાગના વાસ્તે તકરાર નહોતો કરતો.

એ વખત આ શેખ સાહેબ મક્કે હજ કરવા ગયેલા પહેલી વખતે એમના માતુશ્રી એમને કોઇ પ્રકારે આજ્ઞા આપતા નહોતા કેમકે તે કહેતા હતા કે, જો તમારા ગયા પછી હું વૃદ્ધ ડોશીનું મોત આવી જાય તો કોણ કફન દફન કરશે? તમારો ભાઇ શેખ ફરીદ પણ અહીં નથી દક્ષિણ દેશમાં ગયો છે. બનતી ખાતરી કરીને કહ્યું કે, અમે બેઉ ભાઇઓ હજ કરી વેળાસર તમારી સેવામાં આવી પહોંચીએ છીએ તે પ્રમાણે હજ કરી મદીનામાં નબી સાહેબના રોજાના દર્શન કરી વહેલાસર માતુશ્રીની સેવામાં આવી પહોંચ્યા.

માતાની દેહી પડયા પછી પાછા મક્કા મદીનાની પ્રેમ અગ્નિ પ્રગટી

ઉઠી અને ત્યાંજ જઇ વસવાને મનસુબે લોકોને જાણ કરવા સિવાય જળ માર્ગે જવા સારૂ ખાડીઆના મોલાના કાસીમની મસજીદમાં વાસો કર્યો.શહેરના ઘણા માણસો તેમને વિદાય કરવા ત્યાં આવ્યા. અહીંઆ એક અબદુલ વાહીદ નામનો વહોરો હતો. તે જાહેર વિદ્યાઓમાં માહિતગાર અને પવિત્રાઈ તથા આચારમાં પ્રખ્યાત પુરૂષ હતો. તેમજ યોગવેદાંતી સુફી મતવાળાને ધિઃકારતો હતો. અને રાગ સાંભળનારાઓનો પાકો દુશ્મન હતો. જ્યારે તેમના પાડોશમાં આ શેખ સાહેબ આવી ઉતર્યા. તે વખતે અબદુલવાહીદની ટાળીના માણસોએ કહ્યું કે, આ શેખ સાહેબ મક્કે જાય છે, અને આપણા પાડોશમાં ઉતર્યા છે તેથી એમને મળવા જવું જોઇએ. એ રાગ દુશ્મન હતો અને આ પીર રાગ મિત્ર મોલુદ સાંભળનાર હતા તેથી તેણે કહ્યું કે, એમને મળવા શું જાઉં! એતો ગેં ગેં સાંભળે છે, અને મોલુદ તથા રાગને એ શબ્દોમાં વખોડી કાઢ્યા અને પોતાના પુસ્તકોના અભ્યાસનું અભિમાન આણી અહંકારી મદમાં પડી ગયો. એ અરસામાં સેવકોએ આવીને અરજ કરી કે, ફલાણા માણસે આવા શબ્દો ઉચાર્યા છે, શેખ સાહેબે એને મળવાનું માંડીવાળી ઘણા રીસે ભરાયા અને કહ્યું કે, આ શેખ પોતે ગેં ગેં કરશે.

હવે તેજ દિવસે સંધ્યાકાળની એટલે મગરેબની નિમાજની વખતે મુલ્લાં અબદુલ વાહિદ ઇમામ બની નિમાજ પઢાવવા લાગ્યો અને જ્યારે તે ગેરીલ મગદુબે શબ્દ ઉપર પહોંચ્યો, ત્યારે ગેં ગેં કરવા લાગ્યો. તેણે પોતાને જાળવી ઘણી મહેનત કરી કે, ગેરીલ મગદુબે કહે પણ તે બની શકયું નહિ.છેવટે નિમાજ અધુરી મૂકી પોતાની જગાએ બીજાને ઉભો કર્યો ત્યાર પછી જ્યારે નિમાજ પઢાવતો ત્યારે તેજ પ્રમાણે ગેં ગેં કરતો પણ આગળ વધી શકતો નહિ. એમનો સાદ રહી જતો પણ નિમાજની અંદર બોલી શકતો નહિ. તે જીવ્યો ત્યાં સુધી એમજ રહ્યો. આ વાત ઘણેખરે ઠેકાણે સાંભળવામાં આવી છે અને નાના મોટામાં પ્રખ્યાત છે.

જ્યારે અહીંથી રવાના થઇ સુરત બંદરે પહોંચ્યા ત્યારે લોકોએ કહ્યું કે, વહાણમાં પેશાબ જાજરૂ અને વજુ કરવાની ઘણી તસ્દી પહોંચે છે, ત્યારે એ પીર સાહેબે ઉત્તર દીધો કે, એ કામ શું કરવા કરવું પડે કે, આ જરૂ-રીઆતનો ખપ પડે. જ્યારે એ વહાણમાં બેઠા ત્યારે ખુંનની કારી સિવાય કાંઇ નહોતા પીતા અને નિદ્રા, પેશાબ જાજરૂ કરેલું નહિ. જે વજુથી સ્વાર થયા હતા તેથી જદ્દે પહોંચ્યા. રસ્તામાં ચાળીશ દિવસ વિતી ગયા હતા. આ પીરની આ કરામત પ્રસિદ્ધ છે. પગના દરદના લીધે કદી મક્કા અને કોદ મદી-

નામાં રહેતા હતા. એક વરસ મક્કામાં અને એક વરસ મદીનામાં રહેતા હતા. તે ચૌદ વરસ ત્યાં રહ્યા. નિમાજ પઢતા મસ્તક ભોય ઉપર મુકી (સિજદામાં) રવીવારે સફર માસની ૨૭ સતાવીશમી તારીખે સને ૧૧૧૧ હીજરીમાં જંનતનસીન થયા. ત્રીજા ખલીફા હજરત ઉસમાનના રોજા પાસે એમની કબર મદીનામાં છે, એમની ઉમર ૯૧ વરસની હતી. એમની ઓલાદ હાલ છે.

**શેખ અલી મુત્તકી**—શેખ અબુ મુહંમદના અને તે શેખ હસનના શેખ હસન શેખ રાજાના સલમાન ફરસીના વંશમાં હતાં. શેખ મહંમદ ચિસ્તી સાહેબના મુરીદ તથા ખલીફા હતા. પવિત્રતા અને શુદ્ધતામાં એમના જેવો બીજો તે વખતે કોઇ નહોતો, કોઇના ઘરનું રાંધેલું નહોતા ખાતા પરંતુ પોતાના પીરના ઘેર કદી તેમને મળવા જતા ત્યાં ખાતા હતા, અને તેમની ખોરાકી સદાએ એવી હતી કે, ભાજી પાલાવાળા નદી કિનારે આવીને લીલોતરી ધોતા હતા. અને તેમાંથી નકામો ભાગ કાઢી નાંખી દેતા, એ ફેંકી દીધેલી ભાજીને લાવી હાંલ્લામાં બાફીને ખાતા હતા. તે ઘણા વિદ્વાન હતા. કેટલાક તેમના રચેલા પુસ્તકો પણ છે, એમની કરામતો પ્રસીદ્ધ છે, છેલ્લા દહાડામાં પગે અચકી પડયા હતા. અને ફરવા હરવાની સત્તા નહોતી. તારીખ ૧૧ રજબ હી૦ સને ૧૦૪૦ માં ગુજરી ગયા. એમની કબર જુના અસાવલમાં શાહ ભીકનના રોજાની સામે છે.

**મખદુમ શેખ અઝીઝુલ્લા**—તે લોકોમાં મુતવક્કલ અલલ્લા કહેવાય છે, ખુદા ઉપર ભરૂંસો રાખનાર એ કરામતના ધણી અને ખુદાઇ જ્ઞાનવાળા યોગી હતા. એમના પુત્રો ઘણું કરી વિદ્વાનો થયેલા છે, એમની કબર મેદાનપુરમાં છે, સફર માસની ૨૩ ત્રેવીશમી તારીખે ગુજરી ગયા

**મખદુમ શેખ રહેમતુલ્લા**—શેખ અઝીઝુલ્લા સાહેબના પુત્ર છે, સિદ્દિકી છે, એ ઘણા શુદ્ધ માણસ હતા. સુલતાન મેહમુદ બેગડો એમનો મુરીદ હતો. એમના વસાવેલા શેખપુરમાં એમનો રોજો છે ( એ ફારૂકી છે સિદ્દિકી નથી. )

**ખુશતરા બીબી**—શેખ અઝીઝુલ્લાના પુત્ર શેખ શાહુલ્લાના દિકરા શેખ રફીઉલ્લાની દીકરી હતા. અને સગાઇથી શેખ મુહંમદ ચિસ્તીની માશી છે, એ બાઈ ઉત્તમ પ્રકારના ભકત હતા. અને જ્ઞાનીઓમાં પહેલી પંક્તિના હતા. એમની ઉમર લાંબી થઇ હતી.

જ્યારે જહાંગીર બાદશાહ હી૦ સને ૧૦૨૦ માં અહેમદાબાદ આવ્યો

હતો. ત્યારે બીબી સાહેબને બોલાવી મળવાનું કહેલું. ત્યારે તેમણે ઉત્તર વાળેલો કે, અમે પડદે બેસનાર સ્ત્રીઓ છીએ, અમારે બાદશાહોથી મળવાની કાંઈ જરૂર નથી. જો આશીર્વાદ ચાહતા હોવ તો, વગર દીઠે કરૂં છું, બાદશાહે માફ કરી આસ્તાર્વંત બન્યો, એમની કબર નશીરાબાદમાં શેખ અત્તાઉલ્લા વલદે શેખ નસરૂલ્લા ચિસ્તીના રોજામાં છે.

**મીયાંખાં ચિસ્તી**—ત્યાગીઓના પ્રમુખ હતા. સાબરમતી ઉપર સુલતાનપુરામાં ઓરડી બનાવી પ્રભુ ભક્તિ કરતા હતા. મલેક ° મકસુદની બનાવેલી મોટી પત્થરની મસજીદની પાસે એમની કબર છે, આવી રીતે, એમનું પીર પેઢીનામું ખ્વાજા નસીરૂદીન ચરાગ દેહલી સાહેબને જઇ મળે છે.

મીયાંખાં ચિસ્તી ( એમના પીર ) શેખ નિજામુદ્દીન નારનોલી, જેમની કબર ખુર્દ ( નાના ) ખટુમાં છે, અને તે ખ્વાજા ખાતુનઅલી નાગોરી ચિસ્તીના મુરીદ અને તે ખ્વાજા ઇસ્માઇલ બીન ખ્વાજા હુસેન સરમસ્ત ચીસ્તી ફારૂકીના મુરીદ અને તે ખ્વાજા હસન સરમસ્ત બીન ખ્વાજા સલારના મુરીદ અને તે ખ્વાજા ઇખત્યારૂદીન ઉમરના મુરીદ અને તે ખ્વાજા શાદીના મુરીદ અને તે ખ્વાજા નસીરૂદીન ચરાગ દેહલીના મુરીદ.

એમનો એવો ધારો હતો કે, કોઇથી મળતા નહોતા જો કોઇ મળવા આવે તો અંદરથી પુછે કે, તમે કોણ છો ? જો પોતાનું નામ બતાવે તો પુછે કે, કદી મારાથી મળ્યા છો? જો એમ કહે કે હું કદી મળ્યો નથી તો ઓરડીનું બારણું ઉઘાડી થોડીકવાર અંદર બેસાડે, પછી કાઢી મૂકે, જો કોઈ કહે કે, એકવાર મળેલો છું. તો કહે કે હું ફકીર તેવોજ કે જેવી રીતે તમે મને જોયા છે તેવોજ છું. હવે ફરીથી જોવાની શી જરૂર છે ?

એક દિવસે શેખ મુહંમદ ચિસ્તી સાહેબ પોતાના પિતાની રજા લઇ મીયાંખાં ચિસ્તીને મળવા ગયેલા અને સાંકળ ઠોકી. ધારા પ્રમાણે માંહેથી ઉત્તર મળ્યો કે, કોણ છે ? તે વખતે શેખ મુહંમદ સાહેબે મનના ઉભરાથી ઉત્તર દીધો કે, હમણાં હમણાં સુધી કોણ કોણમાંજ છોવ ? મીયાંખાં થોડીકવાર સુધી વિચારમાં ડુબી ગયા. પછી ઠંડા નિસાસા મુકી કહેવા લાગ્યા. આવો માલુમ પડ્યું કે, શેખ હસન મુહંમદના પુત્ર આવ્યા છે, ઓરડીનું બારણું ઉઘાડી વાતો કરવા લાગ્યા. આ વાતનો મરમ પ્રભુ જાણે શું છે, જમાદીઉલ અવ્વલની પાંચમી તારીખે એ ગુજરી ગયા.

**મીયાં ગેબનશાહ**—આ દીવાના હતા. અને લોકોમાં બાબા ગેબી

કહેવાતા. ઘણી વખત શેખ મુહંમદ ચિસ્તીની સેવામાં આવતા હતા. તે ઘણા બુઝુર્ગ આયુષ હતા.

જે વખતે સુલતાન મુઝફ્ફર અહમદાબાદમાં આવ્યો. અને અકબર બાદશાહના નોકરોથી તખ્ત લઇ લીધું અને આ દેશ તેના કબજામાં ગયો ત્યારે શેખ સાલેહ મહંમદ બીન શેખ હસન બાબા ગેબી આગળ આશીરવાદ અર્થે ગયો, ત્યારે બાબા ગેબીએ કહ્યું, શું સુલતાન મુઝફ્ફર આવ્યો. મુઝફ્ફર તો હુંજ છું. છેવટે થોડા દિવસમાં મુઝફ્ફરે હાર ખાધી અને નાશી ગયો છેવટે પકડાયો અને મરાયો, આ બાબાની કબર શાહપુર દરવાજા બહાર છે. એમને લોકો ગેબનશાહ કહે છે, માનતામાં લોકો અડદ જવારની રોટલી અને બકરીની છાતી રાંધીને લાવે છે અને એમના દર્શન કરી આશાએ પહોંચે છે. ત્રેવીશમી રજબને દિવસે ઉરસ થાય છે.

## પરચુરણ પીર લોકો.

જેઓમાંના કેટલાક આ દેશમાં સુતેલા છે અને કેટલાક આ શહેરમાં છે કેટલાકે આ સુબાના પરગણા તથા કસ્બામાં દેહ મુકી છે અને કેટલાક દેશાવરથી અત્રે આવી પાછા ફરી અહીંથી રવાને થયા છે.

**મોટા શેખઅલી મુત્તકી**—એ શેખ હિસામુદીનના પુત્ર અને તે અબ્દુલ મલક મુત્તકીઉલ કાદરી અશશાઝલી ઉલમદનીઉલ ચિસ્તિના પુત્ર થાય, એમના વડીલ જોનપુરમાં રહેતા હતા. અને એમની જન્મભૂમી બુરહાનપુર છે, એ સાત આઠ વરસની ઉમરના હશે. તે વખતે એમના પિતાશ્રી શાહ બાબન ચિસ્તીની સેવામાં લઇ ગયા હતા. અને મુરીદ કરાવ્યા હતા. અને તેટલામાંજ ત્યાં ગુજરી ગયેલા. એ મનુષ્ય દેહધારણ કરવાના કારણથી સહેલ તમાશા ઘણું જોતા હતા. અને જુવાન થયા પછી બાદશાહો અને ધર્મ ગુરૂઓને પસંદ પડયા હતા. અને થોડો ઘણો સંસારી માલ મેળવ્યો હતો. એવામાં પ્રભુએ પોતાના ભણી એમને તાણ્યા અને દુનિયા નાશવંત છે એમ ધારી તેના ઉપરથી મન ઉઠાવી લીધું. અને શેખ અબ્દુલ હકીમ શાહ બાજનના સાહેબજાદાની સેવામાં હાજર થઈ ચિસ્તીઆ ખાનદાનમાં મુરીદ થઇ ખિલાફતનો ઝભો પહેર્યો અને ત્યાંથી મુલતાન ભણી ગયા. અને શેખ હિસામુદીન મુત્તકીની સોબતમાં રહેવા લાગ્યા. એમની સોબતમાં યોગ વેદાંત આચાર વિચારની મદદ લીધી. બે વરસમાં બેઝાવી અને એનુલ ઇલમની કુરાન ટિકાઓનો અભ્યાસ કર્યો અને મક્કે હજ કરવા જવાનો મનસુબો કર્યો

અને ત્યાં જઇ શેખ અબુલ હસન બકરીની સોબતમાં રહ્યા અને એમનું શિક્ષણ લીધું તેમજ ત્યાં રહેતા બીજા વિદ્વાનો તથા પીર લોકોની સોબતનો લાભ મેળવ્યો અને મુહંમદુરખાવિના દીકરા શેખ મુહંમદથી કાદરીઆ, શાઝલીઆ, મદનીઆ, મગરેબીઆની ખીલાફતનો ઝબો પહેર્યો અને મક્કામાં રહેવા લાગ્યા અને યોગ વેદાંત ( તસવ્વુફ ) તથા હદીસ ( નબી કથન ) ના તે વખતમાં મળી આવતા સઘળા પુસ્તકો તથા ગ્રંથો હોંશે વાંચી ગયા. અને જલાલુદીન સ્યુતીનું જમઅલજુમુ નામના પુસ્તકને ક વર્ગી હદીસોથી રચી અને કથન તથા કૃત્યરૂપથી હદીસો ગોઠવીને પ્રકરણની રીતોમાં લાવી મુકી, અને ફિકા ( ધર્મશાસ્ત્ર ) ના વિષયો પ્રમાણે ગોઠવણ કરીને ફરીથી તે વિશે મહેનત કરી પછી તે કામને પડતું મૂકયું. એમના સઘળા પુસ્તકોમાં મુખ્ય **તલકીનુત્તરીક** છે કે જે લખવાને પ્રભુ આજ્ઞા થયેલી અને બીજું પુસ્તક, **હુકમ કબીર નામનું** છે, જેમાં યોગ વેદાંતના સાર મળી આવે છે. શેખ ઇબ્નિતેહજર તે વખતે મક્કાના બધા વિદ્વાનોમાં સર્વોતમ અને મોટા શાસ્ત્રી હતો. તે એમનો ગુરૂ શિક્ષક હતો. અને ઘણી વખતે તે કહેતો કે એ મારા શિષ્ય નહિ પણ શિક્ષક છે. અને આ શેખનો તે મુરીદ થયો હતો અને તેને ખીલાફત આપવામાં આવી હતી. આ શેખ થેલીઓ રાખતા હતા તેમાંથી એકમાં ખાવા પીવાના વાસણો તથા જણસો હતી. જેમકે ચોખા અડદ ઘી વીગેરે અને બીજામાં કુરાન અને ખપના કેટલાક પુસ્તકો; અને પાણીની મશક ઘણી મોટી, અને પોતાના હાથે રાંધતા હતા. અને કામ કરવામાં કોઇની મદદ માગતા નહોતા પણ જરૂરની વખતે પૈસા આપી કામ લેતા હતા.

સુલતાન બહાદુરના વખતમાં અહમદાબાદમાં પગલાં કર્યા હતા. સુલતાને એમની પૂર્ણ વિદ્યાના વખાણ સાંભળી મીલાપ આકર્ષણમાં ઘણો વધારો કર્યો હતો અને મળવાની અરજ કરી, આ સાહેબે તે કબુલ કર્યું નહીં, અને હંમેશાં ઓરડીના બારણાં વાશી કોઇને અંદર પેસવા નહોતા દેતા. જ્યારે સુલતાનની ચાહના અતિ ઘણી થઇ ગઈ ત્યારે સિંધમાંથી આવી મદીના જવાના મનસુબે અહમદાબાદમાં રહેલા. કાજી હાજી અબદુલા સિંધીને અરજ કરી, આ કાજી આ શેખ સાહેબથી ઘણી માયા રાખતા હતા. અને ઘણું માનતા હતા. તેણે કહ્યું કે, એકવાર તો સુલતાનની અરજ માન્ય કરવી જોઇએ. જો મરજીમાં આવે તો તેની સાથે વાત કરજો અને મરજીમાં ના આવે તો ના કરશો. એ સાહેબે ઉત્તર દીધો કે, તેની ચાલચલણમાં કેટલાક નાદુરસ્ત કામો તેના વસ્ત્ર વિગેરેને જોતાં જાહેર રીતે વખોડવા લાયક છે. તો

તેને જોવાનું કામ શી રીતે કરી શકું. અને તેને ન કરવાના કામથી રોકવાનું અને કરવું જોઇએ તે કામ કરવાનું શી રીતે ના પાડી શકું. નોકરો જે જાણે છે તે પ્રમાણે કહે છે, જ્યારે સુલતાન એમની સેવામાં આવ્યો ત્યારે જે શીખામણ આપવી હતી તે આપી. બીજા દિવસે ગુજરાતી સુલતાને એક કરોડ ટકા ભેટ દાખલ મોકલ્યા. તે સઘળા રૂપિયા કાજી અબદુલ્લાને આપી દીધા અને કહ્યું કે બાદશાહની મુલાકાત અને આ રૂપિયા તમારી મારૂતે મળ્યા છે એથી એમનો સંબંધ તમારી સાથે છે.

શેખ સાહેબની સુન્નતો તથા નબી સાહેબની હદીસોની એમની સદાએ સુગલ રહેતી. એમની ક્રિયાઓ હંમેશાં સુન્નતો તથા હદીસ પ્રમાણે વર્તવાની હતી. અને તે વખતના સઘળા પીર લોકો તથા મોટા માણસો એમને માનતા હતા, અને મહેનતના પૈસાથી ખોરાક ચલાવતા. અને ઘણી વખતે એવું બનેલું કે, કુવાની અંદર પાણી હતું અને હરણ કુવા આગળ આવી તરસ્યા ઉભા રહેતા. તે પાણીનું વાસણ લઇને કાંઠા ઉપર મુકતા એટલે પાણી ભરાઇને ઉપર આવી જતું, તે પશુઓ ધરાઇને પાણી પીતા હતા. સુલતાન મેહેમુદ ગુજરાતી ઘણી ખરી વખતે એમની સેવામાં હાજર થતો. આ સાહેબને પાણી વીશે ઘણો વહેમ રહેતો અને કોઇપણ રીતે આ વહેમ ટળતો નહોતો, એમણે થાળી લોટો મંગાવી પોતાની ટોપીને ત્રણવાર ધોઈ તેમાં નાખી દીધી અને ચોથી વખત ધોવાનું પાણી જાળવી રાખ્યું અને કહ્યું કે, બાબા મહેમુદ આ પાણી શરેહ પ્રમાણે શુદ્ધ અને ચોકખું છે, અને તેમાં વહેમો ઉભા કરવા શૈતાની શંકાઓ છે, આ પાણીને પીઓ અને તેથી કંઇ શંકા ઉભી થઈ નહિ. એમનો જન્મ સને ૮૮૫ હીજરીમાં અને જમાદીઉલ અવલ માસની બીજી તારીખે હી૰ સન ૯૭૫માં કાળ થયો. તેમનીઉમ્મર ૯૦ વરસની થઇ હતી. તેમની કબર મદીનામાં છે.

**શેખ અબદુલ વહહાબ સાહેબ**—શેખ અબદુલ વહહાબ શેખ વલી ઉલ્લા હુલ મુત્તકીઉલ કાદરી ઉલહનફીઉલ મંદવીઉલ મક્કીના દીકરા હતા. તે શેખ અબદુલહક દેહેલવીના પીર થાય. એ માંડુગઢમાં જન્મ પામ્યા હતા. એમના પિતા માંડુગઢના મોટા માણુસ હતા. અને તે ભૂમિમાં હુલ્લડો થવાના કારણથી બુરહાનપુરમાં આવી રહ્યા હતા. તેમના મા બાપ એમની બાળ અવસ્થામાં ગુજરી ગયા હતા. અને ફકીરી તથા કુંવારાપણાના લીધે દેશાટણના દુઃખો સહન કરતા હતા. એમણે ગુજરાત દેશ દક્ષિણ લંકા તથા સરહિંદ દ્વીપની ઘણી મુસાફરી કરી હતી. તે ૨૯ વરસની ઉમરે

મક્કે પહોંચ્યા હતા. અહીં એમના બાપની ઓળખાણના લીધે તથા એમનાથી પહેલાંથી આવ્યાના કારણથી એમના આવવાની ખબર સાંભળી શેખ અલી મુત્તકી મળવાને આવ્યા અને ઘણી મહેરબાની કરી અને પોતાની પાસે પોતાના વાસમાં રહેવાને વિનંતી કરી. બેપરવાઇના કારણથી તેમણે પહેલી મુલાકાતમાં એ વાત મંજુર કરી નહિ પણ પછી તેમની આશુ કૃપાઓ જોઈ સોબતમાં આવી રહ્યા હતા. તે તેમના પુસ્તકો રચવાનું લખાણ કરતા અને લખેલાને મેળવી જોવાનું કામ કરતા અને લખવાનું ઘણું કામ કરતા હતા. કોઇ કોઇ વખતે રાત્રે હજાર દોહરા ( બેતો ) લખતા હતા. દિવસનું લખાણ તો એ કરતાં જુદુજ હતું. એમની સેવા અને આજ્ઞા એવી પાળતા હતા કે, જાણે ખરા મનથી ગુરૂલીન થઈ ગયા હોય (ફનાફિશશેખ) આ પીરની સેવામાં બાર વરસ રહ્યા અને ચુંવાલીશ હજે પઢી હતી. અને તેટલી મુદ્દત મક્કામાં રહ્યા હતા.

એક વરસે પીરના મરી ગયા પછી કેટલાક સગા સંબંધી ઉપકારાર્થે અહમદાબાદમાં આવેલા અને મેહદવી લોકો એમની સાથે જુની અદાવત રાખતા હતા તેના તોફાનના લીધે તેજ વરસે મક્કા જતા રહ્યા હતા. અને તે હજની વેળા ચુકયા નહિ. મક્કા મદીનાના લોકો તથા મીસર અને યમન દેશના પીર લોકો એકમતે એમને વલી અને ઉંચી પ્રકૃતિના માણસ માને છે.

**મલેક મુહમ્મદ ઇખ્તીઆર અને શેખ કબીરૂદ્દીન**—સુલતાન મેહમુદ બેગડાનો એ એક અમીર છે. જ્યારે સુલતાન મેહમુદ તખ્ત ઉપર બેઠો ત્યારે દરેકને ખાનનો ખીતાબ આપ્યો હતો. મલેક મુહમદ ઇખ્તીઆરે ખાનનો ખીતાબ કબુલ કરેલો નહિ અને કહ્યું કે મારૂં નામ મુહમદ છે તેથી એના કરતાં બીજો ખીતાબ સારો હશે. પરંતુ જાગીર વિગેરે અમીરીની કબુલ કરી તેનો ઉપયોગ કરવા લાગ્યા. એક કાળ એના ઉપર વીતી ગયો.

એક વખતે આ મલેક પાલખીમાં બેશી મહેમાનપુરની તરફ જતા હતા. આ તાપનો વખત હતો તેથી એક આંબલીના ઝાડ હેઠળ ઉતરી વિસામો લીધો. ત્યાં મસજીદના એક ખુણામાં બેશી એક મુલ્લાં બાળકોને શીખવે છે તે જોયું. આ મુલ્લાં શેખ હમીદુદ્દીન નાગોરીનો પૌત્ર હતો અને એનું નામ શેખ કબીરૂદ્દીન હતું. એક ઘડી ઉંઘ લઇ ઉઠીને આ મુલ્લાંની સાથે બપોરની નિમાજ પઢી. તે પઢી રહ્યા પછી આ મુલ્લાં સાહેબે કૃપાદ્રષ્ટિ કરી મલેક ભણી જોયું અને મલેકના મનને પોતાની તરફ તાણી લીધું. મલેક બેભાન થઇ ગયા. ત્યાર પછી ભાન આવ્યેથી ઉઠયા અને પોતાના ઘેર પાછા ફર્યા. સવારે ફરીથી

તે ઊંઘ્યા અને પાડોશીની પાસે ગયા. એવીજ રીતે દરરોજ એ મુલ્લાં સાહેબની સેવામાં જતાં હતાં. એક દિવસે આ પીર મુલ્લાંએ કહ્યું કે, તમે ગ્રહસ્થ છો અને શા વાસ્તે અને શું કરવા અહીં આવો છો. એ વાત એકાંતમાં કહી કહ્યું કે તમારા કામો પડતા મૂકો છો? જો ખુદાને શોધવાનો મનસુબો હોય તો ઠીક, નહિંતર તમારે તસદી લેવી નહિ. મલેકે કહ્યું કે આજ હું મારા મનની સલાહ લઉં છું કે, કઇ તરફની મને એ આજ્ઞા આપે છે? મારે કયું કામ કરવું અને કયું મૂકવું તે પૂછી જોઉં છું. શેખ સાહેબે કહ્યું, વારૂ, ઠીક છે.

મલેક પોતાના ઘેર આવ્યા અને દરેક જણના પગાર અને લહેણું ચૂકવી આપ્યું અને તેની ઉપર વધારે પણ આપ્યું. સઘળા દાસ દાસીઓને બોલાવ્યા અને જેમની ઇચ્છા પરણવાની હતી તેમને પરણાવી દીધા અને જેમની ઇચ્છા છુટા થવાની હતી તેમને છુટા કર્યા. રોકડ તથા જણસની યાદી લખી સુલતાનની સેવામાં મોકલી દીધી અને અરજ કરી કે, સુલતાનના પ્રતાપે મને મનની કોઇ પણ હોંશ અને આશા રહી નથી, હવે મેં દુનિયાનો ત્યાગ કરી તેને છેલી સલામ કરી છે. જેને સરકારની મરજી તેને આ આપી દેશો. સુલતાને જાણ્યું કે કંઇ ઇતરાજીથી એવી વાતો એના મોમાંથી નીકળે છે તે ઉપરથી ઘણા દિલાસા દીધા અને પુરૂં લક્ષ આપ્યું નહિ. મલેકે કહ્યું કે, સુલતાનની સેવામાં મારી એક આખી ઉમર વીતી ગઇ, હવે મારી એવી આશા છે કે, તેની નોકરી કરૂં કે જે બાદશાહોના મસ્તકો ઉપર રાજનું તાજ મૂકે છે. આટલું કહી ત્યાંથી ઉઠી તે પોતાને ઘેર આવ્યા.

સુલતાને મલેકના મિત્ર દરિયાખાન તથા અલફખાનને બોલાવી વિતેલું વર્ણન કરી દીધું. એ બેઉએ અરજ કરી કે, તેમને અમે સમજાવીએ છીએ. સુલતાને યાદીનો કાગળ એમને આપ્યો. પછી એ બેઉ મલેકના ઘેર આવ્યા, મલેકે એમનો મનસુબો જાણી લઇ કહ્યું કે, જરા થોભજો હું આવું છુ. એટલામાં હજામને બોલાવી કહ્યું કે મારૂં માથું દાઢી અને મુછો બોડી નાખ. કેમકે તેમને ખાતરી હતી કે એ ખોરાકથી મોટા થયેલા છે તો એમને કાઢી નાખવા ઠીક છે, હજામે સઘળું બોડી નાખ્યું.

પછી પોતાની સ્ત્રીને બોલાવીને કહ્યું કે, જે મીલકત તમારી પાસે છે તે તમને આપી અને હું રજા આપું છું કે, તમે તમારા મા બાપને ઘેર વિદાય થાઓ, અને જો પુરૂષ કરવાની ઇચ્છા હોય તો તમને અધિકાર છે, અમે તો ખુદા તરફ જવા નીકળ્યા છીએ. અને સંસાર તથા બાળ બચ્ચા સ્ત્રીનો ત્યાગ કર્યો છે. તે બાઇએ ઉત્તર દીધો કે, જો ખુદા જાણી જવાના રસ્તામાં

સ્ત્રીનો ત્યાગ છે તો હું કાંઇ કહી શકતી નથી. અને જો મને રાખવાનું બનતું હોય તો તમે જ્યાં પગ મુકશો ત્યાં હું પણ આપનો સંગ કરીશ અને સાથે રેહીશ.

કવિત—છાયાની પેઠે તમે જ્યાં જાઓ ત્યાં હું પણ રહીશ, જે વખતે નાશવંત ગ્રહસ્થ ધર્મમાં મને કાળજાની કોર કહેતા. અને અવીનાશી દ્રવ્ય પ્રાપ્ત થયા પછી મારાથી વિરાગ ખોળે છે. જો મારા ઉપર મન હોય તો સાથે રહેવાની આજ્ઞા આપશો. તેમણે કહ્યું કે દરદાગીના કાઢી દુર કરો અને આ જુના વસ્ત્રને પહેરી લો. એ બાઇએ એમજ કર્યું.

ત્યાર પછી મલેકે સ્ત્રીનો હાથ ઝાલી ધોળે દહાડે દરીઆખાન તથા અલેફખાનની સામા નીકળીને ચાલતા થયા અને પોતાના પીરના ઘર તરફ રવાના થઇ ગયા. મિત્રો તે જોઇ અચંબામાં પડી ગયા. અને એ હકીકત તથા પેલો કાગળ સુલતાનની રૂબરૂ લાવી મૂક્યો. અને કહેવા લાગ્યા કે, એને તો ભુત વળગ્યું છે. અને એમને ઘેલછા વ્યાપી ગઇ છે. ટુંકામાં એવી રીતે મલેક પીરની પાસે પહોંચી ગયા.

કવિત—ભલે પધાર્યા કે તમારા આવ્યાથી કીંમતી હજારો પ્રાણ દરેક ડગલે વારી નાખવા જોઇએ.

પીર ઉઠયા અને મલેકની બીબીનો હાથ ઝાલી પોતાની સ્ત્રી પાસે લઇ ગયા અને કહ્યું કે, આ બાઇ આ વખતના ઇબરાહીમ અદદમની સ્ત્રી છે એની સંગતને બહુ કીમતી કરી માનો અને એમની સેવા કરવામાં કંઇ બાકી રાખશો નહિ. પછી તે પીર મલેકને જ્ઞાન ધ્યાન શીખવવા લાગ્યા. મલેક સાધના ઉપાસનાઓમાં જોઈતી મહેનત કરતા ને આત્મજ્ઞાનનો ઘણો શ્રમ લેતા. એવું કહે છે કે, દરરોજ બજારમાં થઇ સાબરમતીથી પીરને વાસ્તે પોતાના માથા ઉપર સાબરમતીનું પાણી લાવતા હતા. લોકો તેમનું આ કામ જોઇ તે ગાંડો થયો છે એવા શબ્દો કહેતા હતા. કેટલાક દિવસ વિત્યા પછી લોકો તેમનામાં મોહિત થતા ચાલ્યા અને તે નિપુણ પુરૂષ છે એવું માનવા લાગ્યા. તે ત્યાં સુધી વધી ગયું કે, હજારો માણસો તેમને પગે લાગવા હાજર થતા હતા. અને દર્શનની આતુરતાથી વાટ જોઇ બેશી રહેતા હતા.

હવે આ મલેક પીરનું કામ ભંગ થવા લાગ્યું તે વાત તેને પસંદ પડી નહિ તેથી તે લોકોને દુર કરવા મલેકે યુક્તિ રચી તે એવી રીતે કે, એકથી કંઇ વસ્તુ લે અને બીજાને આપી દે, તેથી ધીમે ધીમે લોકોના મન એમની ઉપરથી ઉઠી ગયા અને એમની પાસે લોકો આવતા બંધ થયા. તેથી મલેકનું

કામ સંગીત થવા લાગ્યું. ખુદાએ તેને મુહંમદ ઇખ્તિયારના નામથી જગતમાં પ્રસિદ્ધ કર્યો. એમણે ખુદા સિવાય બીજા બધાથી મન ઉઠાવી લીધું.

એવું કહે છે કે, શાહે આલમ સાહેબના મુરીદોમાંથી કોઇએ મલેકની સેવા કરવા માડી તે ઉપરથી કોઇએ શાહે આલમ સાહેબને અરજ કરી કે, આપના ફલાણા મુરીદ મલેકની સેવા કરવા માંડી છે અને આત્મશોધનું કામ એમની પાસે કરે છે અને પોતાનું કાર્ય એમની પાસેથી સિદ્ધ થશે એવું માને છે. શાહે આલમ સાહેબે ફરમાવ્યું કે, શી અડચણ છે અને આ કવિત પોતાના મોઢામાથી ઉચ્ચારવા લાગ્યા.

કવિત—એઉ ભવમાં જે કલ્યાણી થવા ઇચ્છતો હોય તે મુહંમદ ઇખત્યાર ની સેવા કરશે.

એક દિવસે શાહેઆલમ સાહેબ અને મલેક સાહેબ રસ્તામાં મળ્યા. અને એકે બીજાની પાસેથી ઝબ્બો માગ્યો. ત્યારે મલેક બોલ્યા. બક્ષીશનું કામ શાહ એટલે બાદશાહનું છે. શાહેઆલમ સાહેબે કહ્યું કે, મલેક એટલે પણ શાહ એટલે બાદશાહ થાય છે. છેવટે શાહેઆલમ સાહેબે મલેકને પેરણ આપ્યું અને એમણે પોતાની ટોપી એમના સામા મુકી. શેખ કબીરૂદ્દીન તથા મલેક મુહમદ ઇખત્યારની કબરો વહોરાઓના મકબરા પાસે સરસપુર તથા રાજપુરની વચ્ચે છે.

**અફ્ઝલખાં શહીદ બંબાની**—સુલતાન મેહમુદ શહીદના વજીરોમાંથી એક વજીર હતા. અને સંસારી વૈભવ તથા ઠાઠમાઠ છતાં એમનું પુરૂં લક્ષ ધર્મ અને આત્મા સુધારા ઉપરજ હતું. એવું કહે છે કે, જ્યારે અધિકારીની ગાદી ઉપર બેસતા ત્યારે એક ખીજમતગાર એમનું કફન લઇને એમની આગળ ઉભો રહેતો અને કહેતો કે, અફ્જલખાન અભિમાની થતો નહિ. ખબરદારી રાખ, મોત આગળ આવે છે; અને એ પ્યાલો ચાખવાનો છે. આ હુકુમત અને અધિકાર ઉધારના છે. છેવટે મોત અને નાશ નજરમાં રાખી કામ કર કે કાલે ખુદા પાસે તને પકડાપકડી થાય નહિ. આવી રીતે દરેક વખતે શીખામણ અને બોધના પોકારો તે કરતા અને એ બીકથી થર થર કંપીને કામ કરતા હતા.

જે વખતે બુરહાન લુણહરામે બીજા સુલતાન મેહેમુદને શહીદ કર્યા, આસેફખાન તથા ખુદાવંદખાનને તેડાવીને મારી નાખ્યા અને ત્યાર પછી જ્યારે અફ્જલખાનને બોલાવ્યા ત્યારે બુરહાનની દ્રષ્ટિ એમના ઉપર પડી કે તુરતજ એમના વખાણ કરવા લાગ્યો અને કહ્યું કે, તમે મારો

હાથ ઝાલો તો હું તમોને છેક છેવટ સુધીના માનને પહોંચાડી દઇશ. તે વખતે અફ્જલખાં સાહેબે કહ્યું કે, તારા મગજમાં કેવી હવા ભરાઇ ગઈ છે કે તું આવી વ્યર્થ વાતો કરે છે. જ્યારે તે એમની સોબત મેળવવાને નિરાશ થયો ત્યારે એમને પણ મારી નાખ્યા. આ બનાવ અહમદાબાદ શહેરમાં ગુરૂવારની રાત્રે જમાદીઉલ અવ્વલ માસની તેરમી તારીખે હી. સન ૯૬૧ માં બન્યો. એમની કબર અહમદાબાદના કોટની બહાર રાયપુર તથા સારંગપુરની વચ્ચે છે. એમની કબરના દર્શન લોકોના મનની ધારણા પામવાને અને આશાએ પહોંચાડવાને ઘણા ગુણકારી છે.

એમના ભાઈ મલેક ઝૈનુલ આબીદીનની કબર એમની પાસે પૂર્વ ભણી છે. એ સાહેબ મુરીદ તથા ખલીફા મીયાં કુતુબુદીન શાહીના છે. તે જ્ઞાન ધ્યાન તથા કરામતોના ધણી હતા. એમની દરગાહ પત્થરની બતાવેલી મોટી ધર્મશાળાની અંદર છે. અફ્જલપુર એમનું વસાવેલું. તે એમના વંશવાળાના કબજા ભોગવટામાં હતું. હાલ તે ઉજડ પડેલું છે. પત્થરની મસજીદ કે જે મકબરાની પાસે છે તે એમની બનાવેલી છે. તે ઘણી રૂપાળી અને સુંદર બનાવટની છે એનો ઘાટ ઘણો રૂપાળો હતો જે વખતે નજમુદૌલાના છોકરા મોમીનખાંએ અહમદાબાદ શહેર ઉપર કબજો કર્યો હતો તે વખતે મરેઠાઓએ આવીને ઘેરો ઘાલ્યો. આ મસજીદ કોટની પાસે હતી તેથી એવા મનસુબે કે, મરેઠાઓ આવીને મોરચાબંધી કરે નહિ અને એમાં ભરાઇ ન બેસે તેથી આખી મસજીદમાં કાંઠા ભરી દઇ બાળી નાખી અને તેને પાયમાલ કરી દીધી.

અરે પ્રભુ! તેના ઉપર કેટલા નાણા ખરચાયા હશે! આ બનાવી તે તો ચાલતા થયા. એક બીજી મસજીદ જમાલપુરમાં સરદારખાનની દરગાહની પાસે જે છે તે પણ અફ્જલખાન બંબાનીની છે.

**ચાર અહમદ અને બાર બાબા.**

**ચાર અહમદ** (જે અહમદાબાદના કોટના મદદગાર હતા.)

૧ શેખ અહમદ ખટ્ટ, જે સરખેજમાં છે અને જેમની થોડીક હકીકત ઉપર લખવામાં આવી છે.

૨ સુલતાન અહમદ, શહેર અહમદાબાદ વસાવનાર.

૩ મલેક અહમદ, જે કાલુપુર દરવાજાની નજીક સુતેલા છે.

૪ કાજી અહમદ, જેમનું વર્ણન પાટણના પીરોના વર્ણન સાથે આવે છે.

બાર બાબા.

| | | |
|---|---|---|
| ૧ બાબા બાજુ | | |
| ૨ બાબા લાડ | } | ધોળકામાં છે. |
| ૩ બાબા કરામત | | |
| ૪ બાબાઅલી શેર | } | સરખેજમાં છે, બાબા અલી શેર |
| ૫ બાબા મેહેમુદ | | મસ્તાન હતા અને નગ્ન રહેતા હતા. |

જે વખતે ગંજબખ્સ સાહેબ મળવા આવતા ત્યારે કહેતા લુધડું લાવો. આ શરિહનો કોટ આવે છે. ઉરસ દશમી જમાદીઉલ અવ્વલના દિવસે થાય છે.

૬ બાબા તવકુલ—નસીરાબાદ ( કોચરબ ) માં. ઉરસ ૧૯ મી મોહરમના દિવસે થાય છે.

૭ બાબા ઝોલી—એમનું નામ અબુ મુહમદ છે. મંઝુરીમાં છે, તા. ૧૦ સફરના દિવસે ઉરસ થાય છે.

૮ બાબા અહમદ ભકરી—એટલે બાવા નાલબંદ, એ નાલબંદ નહોતા, ખાસ બજારમાં નાલબંદોની જુની મસજીદ છે. અને નાલબંદો આખો દિવસ ત્યાં બેસે છે તેથી એમ કહેવાય છે. તેમનો ઉરસ ઝીલકાદની ૧૯ મી તારીખે થાય છે તે નિઝામુદીન ઓલીઆના ખલીફા છે.

૯ બાબા લવા—હલીમની ખડકી નજીક.

૧૦ બાબા ઢાકલ—શહેર બહાર શાહપુર દીલ્લી દરવાજાની વચમાં. તા. ૯ રજબે ઉરસ થાય છે.

૧૧ બાબા સમા—વીરમગામ પ્રગણામાં છે.

૧૨ બાબા કમાલ માલવી—એ શેખ કમાલ માલવીના નામથી ઓળખાય છે. એમની કબર અલીમપુરામાં મલેક અલીમની મસજીદ પાછળ છે. **મીરાતે સિકંદરી**માં લખેલું છે કે, આ ઘણા પ્રવીણ પુરૂષ હતા. માલવાના બાદશાહ સુલતાન મેહેમુદ ખીલજી ફકીર ફકરાને ઘણું માનતો હતો. જ્યાં જ્યાં સારા સારા જ્ઞાની ધ્યાની કરામતવાળાનું સાંભળતો ત્યાં ભેટો નજરાણા મોકલી એમની મરજી સંપાદન કરતો હતો. તેમ એમની સાથે પણ પહેલાની ઓળખાણ હતી, સદાએ રોકડ તથા ભેટ મોકલતો હતો અને આશીરવાદ માગતો કે, પ્રભુ મને મારી ગુજરાતની બાદશાહત થવાનો આશીરવાદ માગો. આ મારી આશા પુરી થયા પછી તમારી દરગાહ અને સેવકોના ખરચ માટે ગંજબક્ષ સાહેબના વજીફા પ્રમાણે ત્રણ કરોડ ટકા ગુજતીનો ઠરાવ કરીશ અને પાંચસો સોનાના ટકા ભારે તોલના ભેટ દાખલ સેવામાં મોકલી દીધા.

સુલતાન અહમદના દીકરા સુલતાન મુહમદને કેટલાક લોકોએ ખબર કરી કે, શેખ કમાલ ફકીર દરવેશની ડીંગો હાંકે છે અને કુંવારા રહી એકાંતવાસમાં ભક્તિનો વેશ બતાવે છે અને મહોર મોતી અને નાણાના મોહીત છે કે, સુલતાન મેહમુદે જે સોનું મોકલ્યું છે તેને કુરાન કવરમાં રાખે છે. એ વાતની પુછપરછ કરતાં ખરી સાબીતી મળી અને તે નાગા સુલતાન મુહમદે ખુંચાવી લીધા. આથી એ પીરનું મન ઘણું દુઃખ્યું અને અહોનિશ પ્રભુ વિનંતી કરી એવું માગતા કે સુલતાન મુહમદ રવાને થઇ જાય અને તેની જગાએ સુલતાન મેહેમુદ કાયમ થાય અને સુલતાન મેહેમુદને લખ્યું કે, ગુજરાત તરફ રવાના થાઓ. તે એંશી હજાર સ્વારોની સાથે ગુજરાત જીતવા બહાર પડયો. તે ઇતિહાસ જે પ્રમાણે કહે છે તે કામની બાબતમાં એવું બન્યું કે, અમીરોએ સુલતાન મુહમદને પદભ્રષ્ટ કર્યો અને સુલતાને તેના પુત્ર સુલતાન કુતુબુદીનને રાજ્યાભિષેક કર્યો. જ્યારે સુલતાન મેહમુદના આવવાની તથા તેના મોટી સંખ્યાના લશ્કરની વખતે વખતે ખબર આવવા લાગી. તે વખતે સુલતાન કુતુબુદીને કુતબેઆલમ સાહેબનો આશીરવાદ માગ્યો અને એમની સેવામાં હાજર થઇ એમનો મુરીદ થયો અને અરજ કરી કે, આ દેશની બાદશાહત આપના બુજુરગીની કૃપાથી અપાયલી છે અને મેહમુદ ખીલજી આ દેશ ઉપર ચઢી આવ્યો છે તે વાત હાલ પસગાઇ ગઈ છે. હું આશા રાખું છું કે, તેનું તોફાન સહેલથી આપની કૃપા દ્રષ્ટિના લીધે મટી જઈ દુર થશે. તેમણે ઉત્તર આપ્યો કે, તમે નિરાંત રાખો. પ્રભુ મોટો શક્તિમાન છે પરંતુ દરવેશ ફકીરને દુઃખ દેવાથી આ બનાવ બનેલો જણાય છે અને તે તમારા પિતાજીના વગર વિચારના કૃત્યથી એની ઉત્પતિ છે એવું ઓષધ પણ કરવામાં આવશે. અને ફરમાવ્યું કે, કોઇ શેખ કમાલ પાસે જઈ માફી માગી આવો. હાજર રહેલા લોકોએ કહ્યું કે, આ કામના વાસ્તે શાહ મંઝન એટલે શાહેઆલમ સિવાય બીજો કોઇ પણ યોગ્ય પુરૂષ નથી. ત્યારે એ બોલ્યા કે, ખરી વાત. તેમને જોઇ બોલ્યા, કે ભાઈ તમે જાઓ, એમને મારો આશીરવાદ કહો અને મારી માગીને કહેજો કે, બાપના ગુન્હાની દીકરાને શિક્ષા થતી નથી. કેમકે પ્રભુએ કુરાનમાં કહ્યું છે કે, એકનો ભાર બીજો ઉંચકી શકતો નથી. માટે સુલતાન મેહમુદને લખો કે, સલાહ કરી પાછો ફરે. બાપની આજ્ઞા પ્રમાણે શાહેઆલમ સાહેબ પીર કલામ પાસે આવી સંદેશો કહ્યો. એમણે કબુલ કર્યું નહિ. તેમણે પાછા ફરી આવીને પિતાજીને અરજ કરી. તેમણે ફરીથી એમની સેવામાં મોકલ્યા. એવી રીતે ત્રણવાર નમ્રતા પૂર્વક વિનંતિનું કામ પુરૂં થયું.

છેલી વખતે શેખ કમાલને રીસ ચઢી ગઈ અને કડવુ શબ્દો વાપરવા લાગ્યા અને કહ્યું કે, સાત વરસ સુધી ભક્તિ કરી ખુદાની પાસે અરજ કરેલી કે, ગુજરાતનું રાજ મેહમુદ ખીલજીને મળે અને તે પ્રમાણે મેં તેને અપાવ્યું. હવે કમરયું જેના બાપે મારા ઉપર જુલમ કરેલો તેના દીકરાને ગુજરાતનો બાદશાહ બનાવી રાખવો અને ફકીર દરવેશના દોસ્ત મેહેમુદ ખીલજીની આશા પુરી થયા સિવાય પાછો કાઢું એતો થઇ શકતું નથી. અને હે સૈયદ પુત્ર! મીયાં બુરહાનુદીનને આશીર્વાદ પહોંચાડી કહો કે, કમાનમાંથી તીર નીકળી ગયું છે હવે તે પાછું કમાનમાં આવે એ અશક્ય છે. શાહેઆલમ સાહેબ હસીને બોલ્યા.

કવિત—ખુદાએ ઓલીઆઓને એવી સત્તા આપી છે કે, છુટેલા તીરને પાછો લાવી મૂકે.

આ સાંભળી પીર કમાલને રીસ ચઢી અને કહેવા લાગ્યા કે, આ બાળકનો ખેલ નથી. માટે મહફુઝા ખુદા પાટી ઉપર નજર નાખી જુઓ કે, ગુજર દેશ રાંક બાદશાહોના હાથમાંથી નીકળી જઇ મેહમુદ ખીલજી નામ ઉપર કાયમ થયો છે. અને હાથ ઉંચો કરી મુઠી મારી એક કાગળ હાથમાં લાવીને શાહેઆલમ સાહેબને આપ્યો અને કહ્યુ કે, ગુજર દેશના રાજનું આ ફરમાન છે. એમાં મેહમુદ ખીલજીના નામ ઉપર રાજ લખેલું છે. હવે એ બાબતમાં વધારે ગડબડથી કંઈ લાભ થશે નહિ. હવે પાછા ફરી જાઓ અને તમારા પિતાશ્રીને તેની ખબર કરો. એ સાંભળી હાસમી લોહી ગરમાઇ ગયું, તરતજ તે કાગળના કકડે કકડા કરી નાખ્યા અને કહેવા લાગ્યા કે, વિધાતરા ભવનનું આ લખાણુ કુતબેઆલમ સાહેબની સલાહ સિવાય કબુલ મંજુર નથી.

આ વખતે પીર કમાલ બેહોશ થઇ જઈ કહેવા લાગ્યા કે, હે સૈયદ પુત્ર! જોર કર્યું એટલુંજ કહીને સંસારમાંથી પરવારી ગયા. આ બનાવ હી. ૮૫૫ માં બન્યો જ્યારે કુતબે આલમ સાહેબને એ ખબર થઇ ત્યારે બોલ્યા કે, મીયાં મંઝલ તાકીદ કરી એમાં જરા ઢીલ કરવી હતી. સુલતાન મેહમુદ ખીલજીની છેવટની કારકીર્દી વિસ્તારથી તે ઇતિહાસમાં વર્ણવેલી છે. ખુદા તે ભેદ જાણે.

**શેખ કમાલ કીરાની**—એક દિવસે કુતબે આલમ સાહેબ આ શેખ કમાલને મળવા ગયા હતા, તે વહાણુનો વખત હતો તેથી કાળા મણકાની તસબી ફેરવતા હતા. તે જોઇ શેખ કમાલે કહ્યું કે, તસબીના કાળા મણકા ફકીરોના વારસામાં છે ત્યારે તેણે કહ્યું કે, કોઈ માણસે મોઢા ગણી રાખ્યા

હોય તેના વિશે શું કહો છો. શેખ કમાલે માથા ઉપર એક હાથ મારીને કહ્યું કે, કમાલની શી મગદુર છે કે, તમારા વારસાની ફકીરીની વાત પોતાની જીભે ઉચારે, પરંતુ આ વાણા રાખવાનું આ જાહેર ફકીરોની ફકીરીની એક નિશાની છે તેથીજ મેં મર્યાદા વિના વાત કરી તેની માફી ચાહું છું. કુતબે આલમ સાહેબે તસબી મુકી દીધી અને શેખ કમાલે પણ પોતાની તસબી સામી મુકી. શેખની તસબી મુંગાની હતી. હવે બેઉના મણકા મેળવી દઇને કાળા રાતા મણકાની તસબીઓ બનાવી. એક કુતબેઆલમ સાહેબે લીધી અને એક શેખ કમાલે, શેખ કમાલ મુરીદ તથા ખલીફા નેમતુલ્લા વલીના હતા અને તે શેખ યાકુઇના મુરીદ તથા ખલીફા છે. એમની કબર એહેરામપુરમાં છે.

**શેખ શીરાજ**—સૈયદ જાફર બદરે આલમે સદ હીકાયતે શાહી (શાહે આલમની સો વાર્તાઓ ) લખી છે તેમાં આ પ્રમાણે તેની હકીકત વર્ણન કરવામાં આવી છે. એક દિવસે શાહે આલમ સાહેબે શેખ શીરાજને ફરમાવ્યું કે, એક દહાડે સુલતાન મેહમુદ બેગડાને આત્મશોધનમાં તમારી જરૂર પડશે. અને તે પ્રેમના રોગની દવા તમારાથી થશે તે વખતે તમારે આના કાની કરવી નહિ. અને એની આશા પ્રમાણે કામ કરી આપજો.

શેખ શીરાજે પોતાની ભક્તિ, વૈદકના પહેરવેશમાં સંતાડી હતી. એ કુતબે આલમ સાહેબના મુરીદ હતા અને કુતબેઆલમ સાહેબના ખલીફા મંઝુરીમાં કબરવાળા શેખ અલી ખતીબની શિક્ષા મેળવેલી હતી.

એક કાળ વિત્યા પછી સુલતાનને આત્મ શોધનનો રોગ પેદા થયો અને શાહેઆલમ સાહેબે તેની સીફારસ હકીમ શીરાજની કરેલી હતી તે સાંભરી આવી, તેથી તેમને શોધવા માંડયા. હવે એતો વૈદકનું :કામ કરતા હતા. તેથી એમને શોધી કાઢવાનું બનતું નહોતું. એથી એમનું મન ઘણું ઉચાટમાં રહેતું હતું. પછી બાદશાહના ખીજમતગારોમાંથી કોઇ માંદો પડયો અને ઓષધ કરવાને શહેરના વૈદ્યોને બોલાવ્યા પણ કોઇથી ફાયદો થયો નહિ. પછી તેના માણસો હકીમ શીરાજને લઇ ગયા. તેના ઇલાજથી તે સાજો થઇ બાદશાહને સલામ કરવા ગયો, હકીમે તેને એકાંતમાં કહેલું કે, જો સુલતાન પૂછે કે, તારૂં ઓસડ કોણે કર્યું તો તે વખતે કહેજે અને મારૂં નામ બતાવજે પણ તે એકાંતમાં કહેજે. એ હકીમ તેજ છે કે જેની શાહેઆલમ સાહેબે આપને સીફારસ કરી હતી. અને જો સુલતાન મને મળવાનું કહે તો કહેજે કે, મને બોલાવી વૈદ્યોમાં નોકર રાખે અને વૈદ્યોને જે પ્રમાણે સલુકાઇ કરતા હોય તે પ્રમાણે મારી પણ કરવી. જો આત્માના

ખ્વાજની ખુશી હોય તો મને કોઇ વખતે એકાંતે બોલાવતા રહેવું. શાહે આલમ સાહેબના હુકમ પ્રમાણે મતલબની વાત આવી મળશે.

ટુંકમાં જ્યારે ખીજમતગારની માર્ફતે સુલતાનની સલામ થઇ ત્યારે સુલતાને બીમારીની હકીકત અને તેનું ઔષધ પૂછ્યું. તેણે સઘળી હકીકત માંડીને કહી બતાવી. કેટલાક દહાડા પછી એકાંતમાં બોલાવ્યા. અને તેમના પગ ઉપર મસ્તક મુકી દઇ ઘણું રડવા લાગ્યા અને પોતાની હકીકત જાહેર કરી. હકીમે પૂછ્યું કે, ખુદાઈ પ્રેમ તમને કેટલો છે? બાદશાહે જવાબ દીધો કે, હરિ ઉપકારથી મને એટલો પ્રેમ છે કે, આ મારા બાપદાદાની ચાલતી આવેલી બાદશાહતનો હું બાદશાહ છતાં બજારમાં લુગડું અને રોટલા વિગેરેની ભીક્ષા માગવાને હું લાંછનનું કામ ન જાણું ને એમ કરૂં, જો એજ રસ્તે ખુદા મળતો હોય તો ચુકું નહિ અને બજારના લોકો મને ઇંટાલા મારે અને કાંકરા ફેંકે અને જે ખુદાઈ પ્રેમ તમને પ્રાપ્ત છે તેના દશમાંથી દશમાં ભાગનો મને મળે તો તે આ રાજ કરતાં અને ખરૂં પુછો તો આખા જગતના રાજ કરતાં વધારે સારૂં છે. ત્યારે હકીમે કહ્યું કે, પરમેશ્વરનો પાડ માનો અને હવે રાજ ત્યાગની જરૂર નથી. અને બાદશાહને આત્માનો રસ્તો દેખાડી શિક્ષા આપવા લાગ્યો અને તેની આશા પુરી કરી. રબ્બીઉલઅવ્વલ માસની છઠી તારીખે શેખ શીરાજનો ઉરસ થાય છે. મીરાતે સીકંદરીમાં સુલતાન મેહેમુદને બોધ આપવાનું કામ અંતરથી વર્ણન કરેલું છે.

**શેખ પીર**—એહમદાબાદની બહાર અહમદપુરમાં એમની કબર છે. એ શેખ મહંમદ ગોસ સત્તારીના મુરીદ તથા ખલીફા છે. એમના મુરીદ મેહમુદના દીકરા શેખ ફતહુલ્લાએ એક પુસ્તક એમના ચરિત્રનું લખેલું છે. તે પરથી જણાય છે કે, શેખ પીર શેખ જલાલના દીકરા અને શેખ જલાલ શેખ જાફર ચિસ્તીના દીકરા છે. એમનું વતન ચાંપાનેર છે. અને શેખ મહંમદ પીર પોતાનું કાર્ય સિદ્ધ કરવા અને મુરીદ તથા ખલીફા થવાના મનસુબે પોતાના ઘેરથી નીકળી આવેલાં અને ઘણી મુસાફરીઓ કરેલી અને મક્કે હજ પઢેલા અને ઘણા લાભો મેળવેલા. એમના પિતા તથા વડીલે શીખામણ દીધી હતી કે, જેટલો વખત મળે તેટલો વખત કુરાન વાંચવામાં વાપરવો અને પાણીથી વજુ અથવા માટીથી તયમ્મુમ કરતા રહેવું. મહાન પુરૂષોએ જે લાભ આજ સુધી મેળવેલા છે તે કુરાનથીજ મેળવેલા છે. અને શેખ શહાબુદીન શોહેરવરદીએ આ કામની ઘણી તાકીદ કરેલી. શેખ પીર એમના પીરની સાથે અહમદાબાદ આવેલા, અહીં ગ્રહસ્થાશ્રમ કરેલો અને

અહીંજ મરી ગયા. શેખ સેફુલ્લા વિગેરે એમની ઓલાદના માણસો શુદ્ધ આચરણના હતા.

**મૌલાના સદરજહાં**—એમની કબર તુરગંજમાં છે. એવું કહે છે કે, મીયાં મખદુમ મૌલાના સદરજહાંની પાસે દરરોજ જતા હતા અને જે વખતે શાહેઆલમ સાહેબની કંઇ હકીકત એમના સામે કહેવામાં આવતી ત્યારે બેઅદબની ઇનકાર કરતા હતા અને મીયાં મખદુમે એવું નિશ્ચય કરેલું કે એમની પાસે હું કદી નહિ જાઉં.

જ્યારે શાહેઆલમ સાહેબની સેવામાં આવ્યા ત્યારે હસીને તેમણે કહ્યું કે આજ મૌલાનાની પાસે જઇ પાઠ કર્યો છે? તેમણે કહ્યું કે, હાજી, તે વખતે શાહેઆલમ સાહેબે કહ્યું કે, કદીએ મૌલાનાની સોબતનો ત્યાગ કરવો નહિ. એમની સોબતમાં ઘણો લાભ છે અને આ વખતે તે ઘણો કીમતી પુરૂષ છે. આવો જ્યારે દરરોજ હુકમ થતો ત્યારે મીયાં મખદુમ લાચાર થઇ મૌલાનાની પાસે જતા. આ વાત વારંવાર બનતી. એક દિવસે મૌલાનાએ શાહેઆલમ સાહેબની ઘણી નીંદા કરી તે સાંભળી મીયાં મખદુમ રોઈ પડયા. તે રડવાનું કારણ મૌલાનાએ પુછયું. ત્યારે મખદુમે કહ્યું કે, મને તમારા વાસ્તે રડવું આવે છે. એમણે પૂછ્યું કેમ? ત્યારે કહ્યું કે, ખરી વંશાવળીના સૈયદ, કૃત્ય, ચાલચલણ, અને પવિત્રતાઈમાં પેગમ્બર સાહેબ સમાન તમારા વખતમાં અને તમારા શહેરમાં છે. છતાં તમે તેમની સેવાનો લાભ લેતા નથી. એટલુંજ નહિ પણ એમની નિંદા કરવામાં ચુકતા નથી. ત્યારે મૌલાનાએ વિચાર કરીને કહ્યું કે, જો તમારા પીર મારી સાથે ચાર શરતો કરે તો હું મળવાને આવું. પ્રથમ તે હીરગળી લુગડા પહેરે છે જ્યારે હું આવું છું ત્યારે પેગમ્બર સાહેબના જેવા લુગડા પહેરે. ભોંય પાથરણા કસબી હોય છે જે દિવસે હું આવું તે દિવસે તેવા નહિ હોવા જોઇએ. મીયાં મખદુમે કહ્યું કે, એમનો પહેરવેશ અને ભોંય પાથરણા શરેહ પ્રમાણેજ હોય છે અને જે પહેરવેશથી ઘરમાં બેસે છે તેજ વસ્ત્રે બહાર આવે છે અને બહાર આવ્યા પછી ખુદા ચાહે તેવા ખેલ કરે છે. તે પ્રમાણે લોકોને હીરગળી લુગડા નજરે આવે છે. મૌલાનાએ કહ્યું કે, મારી સાથે વિધાપૂર્વક વાત કરે અને એવી વાત ન કરે કે, ખરા ઇમાનવાળામાં કોઇ પ્રકારે તકરાર ઉત્પન્ન કરે. દરેક માણસને જતી વખતે કંઇ નાણું આપે છે તે મને આપે નહિ. કેમકે એ મહેનત કરીને પૈસા લાવતા નથી. એ લોકોથી વસુલ કરેલા નાણા હોવા જોઇએ. અને તે માલ હલાલ નથી. જો એ ચાર શરતો કબુલ

કરે તો હું આવું છું. મખદુમે કહ્યું કે, પ્રભુનું નામ લઇ ચાલો જઇએ. હવે એમાં વાર કરવી ઠીક નથી. મૌલાનાએ કહ્યું પહેલા તમે જઇ એમને ખબર કરો. જો કબુલ કરે તો આવું છું. મખદુમે કહ્યું કે, તમે જે શરતો અહીં કહી બતાવી તે પરમેશ્વરે એમને જણાવી દીધી. સંદેશો કહાવવાની જરૂર નથી. મૌલાનાએ કહ્યું, ઓ પરમેશ્વર તમારી એમની ઉપર એટલી બધી આસ્તા છે.

ટુંકામાં મૌલાના અને માયાં મખદુમ સ્વાર થઇ શહેરમાંથી રસુલાબાદ આવ્યા તો મૌલાનાએ કહ્યું કે, તમે જઇને ખબર કરો. મખદુમે કહ્યું કે, જો હું જઇશ તો તમને શંકા ઉત્પન્ન થશે કે, મેં જઇને એમને ચેતવી દીધા હશે. દરવાનને કહ્યું કે, ખબર કર, દરવાને ખબર કરી અને ઉત્તર મળ્યો કે, દીવાનખાનામાં બેસો. જ્યારે દીવાનખાનામાં આવ્યા તો જોયું કે સાદડી પાથરેલી છે તે ખજુરીની વણેલી છે. મૌલાનાએ મખદુમને કહ્યું કે, એ તો ઠીક થયું, મખદુમે કહ્યું કે, ખુદા ચાહે તો બધું ઠીક થશે. થોડીક વાર પછી શાહેઆલમ સાહેબ આવ્યા. મૌલાના તેમને જઈ ભેટયા. ત્યારે જોયું કે એક લુંગીનું પોતીયું પહેરેલું છે, કામળ ઓઢેલી છે અને પાઘડી પણ કામળની માથે મૂકી છે. મૌલાનાએ ઇસારો કરી કહ્યું કે, એ ઠીક થયા. શાહેઆલમ સાહેબે કહ્યું કે, ફરિસ્તા ( દુતો ) ના પણ દર્શન થશે કે નહિ ? મૌલાનાએ કહ્યું કે, ના. ત્યારે શાહેઆલમ કુરાનની આયાત (શ્લોક) બોલ્યા. "જે કોઇ માણસ ખુદાના દર્શન કરવા ઇચ્છતો હોય તેણે સુકૃત્ય કરવા જોઇએ ને ખુદાઇ સેવામાં બીજાને ભાગીદાર બનાવવો નહિ." એ સાધારણ આજ્ઞા છે. હવે કહો કેમ નહિ થાય ? મૌલાનાએ કહ્યું કે, ફરિસ્તાઓ સુક્ષ્મ શરીરે છે એમનાથી પ્રકાશ સહન થઇ શકે નહિ. માણસ માટી વિગેરેનું તત્વ ધરાવે છે તેથી સહન કરી શકે તે અને એમ તો પ્રભુ સત્તાવાળો છે. કોઇ બીજા સાધન ઉભા કરી ફરિસ્તાને પણ દર્શન દે. મૌલાનાએ કહ્યું કે, અમે આધાર લઇને આસ્તા બાંધનાર છીએ. અને એ વિશે કંઇ આધારનો આધાર નથી. પણ કેટલાક કહે છે કે, જીબ્રીલ ફરિસ્તાને દર્શન મળશે. કેમકે કામળીમાં દાખલ થયા હતા. ત્યારે શાહે આલમે કહ્યું કે, કેમ વર્ણન થએલું નથી. ઇમામ ફકરૂદીન રાઝી પોતાના પુસ્તક "ઇસબાત રોયત" દર્શન સત્યતામાં કહે છે કે, જીબ્રીલને દર્શન થશે. તેમજ મીકાઇલ ઇસરાફીલ અને ઇઝરાઇલને તથા અરશ ઉંચકનારા અને સઘળા ફરિસ્તાને થશે. એ પુસ્તક મંગાવી ખરૂં દેખાડી આપ્યું. હમણાં સુધી એ વિષય ઉપર મારી નજર ગઇ નથી. પછી શાહેઆલમ સાહેબે કહ્યું કે, કુરાનમાં ફરમા-

વેલું છે કે, " જો પ્રભુ ભોંય ઉપર ખોરાકી વિશાળ કરે માણસોને વાસ્તે તો હુલ્લડવાળા અને અમે જોઇએ છીએ કે સુલેમાન, યુસુફ અને સિકંદરને ખોરાકી પુષ્કળ મળી હતી. તે તુફાની નહોતા એતો પ્રભુના ખરા ચાકર હતા. તો તોફાની અને પુષ્કળતાનો શો સંબંધ રહ્યો. મૌલાનાએ જવાબ દીધો. ત્યારે શાહેઆલમ સાહેબે કહ્યું કે, આ જવાબ ફલાણી તફસીરમાં લખેલો છે. હું તે વીશે વાંધો લઉં છું. મૌલાનાએ તે વાંધાનો ઉત્તર દીધો નહિ અને સવાલથી જુદોજ ઉત્તર દીધો. તે પણ શાહેઆલમ સાહેબે કોઈ તફસીરમાં છે એમ સાબીત કર્યું અને તેને રદ કરી દીધો. તે અહીં સુધી કે, મૌલાનાએ દશ જવાબ દીધા. તે બધી ટીકાઓમાંના હતા તે કહી સંભળાવી રદ કર્યા. મૌલાના થાકી ગયા. અને શાહેઆલમથી તે સાંભળવાની વિનંતી કરી.

શાહેઆલમ સાહેબે ફરમાવ્યું કે, અરબ્બી પુસ્તકોમાં ઠરાવેલું છે કે, જ્યારે ક્રિયાપદને કર્મની સાથે વર્ણન કરવામાં આવે છે ત્યારે ક્રિયાપદ કર્તા થઇ જાય છે. જેમકે, બનલ અમીરો મદીન તન. જ્યારે એમ કહેવાય કે, મોટા મદીનાની બીના અમીરથી છે તેમ અહીં બસ્તતન બસતમાં અને ખસતન ફરમાવેલું નથી. પરંતુ બસ્તલ્લા ફરમાવ્યું છે તેથી બસ્તા પ્રભુની સત્તામાં હોય તેને બગીની જરૂર છે અને તે હોવું દુરસ્ત છે. કેમકે બસ્ત પોતે હમણાં સુધી બનેલું નથી. જો અઢાર હજાર પ્રાણીઓના ઠેકાણે સીતેર કરોડ પ્રાણીઓ કોઇને આપે તોએ તેની સત્તાના પ્રમાણમાં તે કંઈ લેખામાં નથી. મૌલાનાએ વખાણ કરીને કહ્યું કે, આપ પ્રભુ જ્ઞાન વિદ્યા વર્ણન કરો છો. શાહેઆલમે કહ્યું કે, તમે એક શબ્દથી પ્રભુજ્ઞાનનો ભાર મારી ઉપર શા વાસ્તે મૂકો છો. અને હાથ મારીને દેખાડયું કે, વાંચતી વખતે ઓશીકા પછવાડે નારંગીઓ બારણા પછવાડે મુકેલી હતી. તેની ઉપર રૂ લપેટેલું હતું. એ નારંગીઓને ચુમીને મૌલાના રવાના થઇ ગયા અને જ્યારે ઉમરા આગળ પહોંચ્યા ત્યારે તેમની ઓઢેલી ચાદરના ખુણા ઉપર કંઈ ભાર જેવું માલુમ પડયું અને જોયું તો એક મુઠીમાં સમાય એટલા નાણા બાંધેલા છે. મીયાં મખદુમ તરફ જોઇને કહ્યું કે, ત્રણ શરતો તો અમલમાં આવી અને આ ચોથી શરત અમલમાં ન આવી. તમે આ નાણા લઇને પાછા લઇ જાઓ. મીયાં મખદુમે કહ્યું કે, મહેરબાની કરીને હવે પછી પરિક્ષા કરશો નહિ એઅદબી મુકી દો અને નાણા કબુલ કરો. મૌલાનાએ કહ્યું કે, આ બની શકતું નથી, નાણા તો પાછાજ લઇ જાઓ. મીયાં મખદુમે કહ્યું કે, જવાબ આવતા સુધી તમારે વાટ જોવી. મૌલાના ઉમરા ઉપર બેશી

ગયા અને મીયાં મખદુમે હકીકત અરજ કરી. શાહેઆલમ સાહેબે ફરમાવ્યું કે, મૌલાનાને કહો કે, તમે શહેરના વિદ્વાન તથા ધર્મી પુરૂષ છો. જો મને ધર્મશાસ્ત્ર વિશે કંઈ પૂછવું હોય તો હું તમારાથી પૂછું. હવે તમો પોતેજ ઇન્સાફ કરીને કહો કે, એ રકમ મેં તમને આપી છે? અથવા કોઈ મારા માણસે તમને આપી છે? અથવા તમે મારા ઘરમાંથી ઉઠાવી લીધી છે? એમ બન્યું હોય તો મને એ વિશે કહેવું યોગ્ય છે જો એમ બન્યું નથી તો મને પૂછવાની શી જરૂર છે! આ નાણા તો જગ-કર્તાના છે કે, જેણે ખાણો ઉત્પન્ન કરી છે અને તેમજ તમારી ચાદરના પાલવમાં પેદા કરી દીધા છે ત્યારે તમારે તે લેવું ઠીક છે. જો તમે તમારો માલ મને બક્ષીસ આપો તો મને લેવાને અડચણ નથી. મીયાં મખદુમે મૌલાનાની આગળ તે સંદેશો પહોંચાડી દીધો. મૌલાનાએ તે રકમ લીધી અને કહ્યું કે, તમારા પીર જેમ ઈશ્વર જ્ઞાનમાં સંપૂર્ણ છે તેમજ ધર્મ-શાસ્ત્રમાં પણ પરિપૂર્ણ છે. મૌલાનાએ ત્યાર પછી એમની સેવામાં આવવાનું ચાલુ કર્યું અને તેના શુભ લાભો લેવા માંડ્યા.

કવિત—માશુકની શેરીની ઉડતી રજથી શુદ્ધતાના વસ્ત્ર ખંખેરી નાખ્યા. મને એની ખબર નહોતી કે, મારે પોતાને એક દિવસે સુરમા દાખલ તે વાપરવી પડશે.

**મૌલાના ઈમાદુદ્દીન તારમી (એમનું નામ મુહંમદ છે)**—એમના પિતા શીરાજ પાસે તારમના વહેપારી હતા ત્યાંથી કસબી, જવેરાત, જડેલો તથા મોતી ટાંકેલો તંબુ તૈયાર કરી હિંદુસ્તાનમાં આવ્યા. હિંદુસ્તાનના બાદ-શાહે આ તંબુની ખરીદી કરી નહિ અને તે પાછો આપ્યો. ત્યાંથી ઝંખવાણા પડીને અહમદાબાદ આવ્યા. જ્યારે શાહેઆલમ સાહેબની સેવામાં આવી પહોંચ્યા ત્યારે એમની હકીકત સાંભળી તે તંબુ મંગાવ્યો અને એક લાખ રૂપિયાના વાસ્તે વેચાતો લીધો અને પછી લુટાવી દીધો અને ઈરાની સિક્કાના નાણા પોતાના બેસવાના ગલીચા નીચેથી અપાવ્યા. જ્યારે તે વહેપારી પોતાની કીંમતના સઘળા નાણા ઈરાની સીકાના લઇને શાહેઆલમ સાહેબની સેવામાં આવ્યો. ત્યારે અરજ કરી કે આપની કૃપાથી દુનિયાની કોઈ પણ હોંશ મારા મનમાં રહી નથી. પણ એકજ આશા છે કે હું વૃદ્ધ થયો છું અને મારે સંતાન નથી. આપ ધ્યાન આપો તો મારે પુત્ર થાય. ત્યારે એમણે જવાબ દીધો કે, પ્રભુ તને પુત્ર આપશે અને ધર્મનો થાંભલો થશે, મારા નામે એને નામ આપજે અને તેને વિદાય કર્યો. જ્યારે આ માણસ પોતાના શીરાજ

દેશમાં ગયો તો પ્રભુએ તેને પુત્ર આપ્યો. ત્યારે શાહેઆલમ સાહેબના હુકમ પ્રમાણે મુહંમદ નામ અને ઇમાદુદ્દીન ઉપનામ આપવામાં આવ્યું.

ઇમાદુદ્દીન મુહંમદ મોટો થયો, તેણે વિદ્વતા ઘણી મેળવી અને જગત પ્રસિદ્ધ થયો. તેણે સાંભળ્યું હતું કે, મારે જન્મવાનું કારણ શાહેઆલમ સાહેબનો આશીરવાદ છે. તેથી ગુજરાતમાં આવ્યો અને મલેક કુતુબુદીન એમના મોટા ખલીફાનો મુરીદ બન્યો. વપરાતી સંસાર સંબંધી વિદ્યાઓમાં સૃષ્ટિમાં જોડ રહીત હતો. તે આત્મવિદ્યામાં પણ સંપૂર્ણ થયો અને લોકોને બોધ તથા જ્ઞાન આપવા લાગ્યો. એમના શાગીરદોમાંના મીયાં વજીહુદીન છે. તેમનો જમાદીઉલ અવલ માસની બીજી તારીખે ઉરસ થાય છે.

**મોલાના અહમદ બીન સુલેમાન**—કુર્દીસ્તાન એમની જન્મભૂમી છે, એમના પિતા મોલાના સુલેમાન છે, તે અહમદાબાદ આવ્યા. તેમણે શેખ અબદુલ હક દીલીવાળાની પાસે વિદ્યાભ્યાસ કરેલો અને મહા પંડિત બનેલા. એમણે પુસ્તકો ઘણા રચ્યા છે. દુનિયામાં એ પુરા નામાંકિત થયા હતા. સઘળી વિદ્યાઓનું તેમને જ્ઞાન હતું. શાસ્ત્રત્વ અને ધર્મશાસ્ત્ર અને તર્ક તથા વેદાંતમાં પુરા માહિતગાર હતા. ઘણી ખરી ભાષાઓમાં એમના રચેલા પુસ્તકો છે. અને તર્ક વિગેરે વિદ્યાઓ આ દેશમાં એમનાજ લીધે પસરાઈ. એમના રચેલ પુસ્તકો પૈકી એક ફયુઝુલકુદસ છે તે શુદ્ધ ભાષામાં લખેલું છે અને તે પ્રભુ પ્રેરણા મોલાના શરીફ પાસેથી મેળવેલી. શરેહ મુવાસીક અને અક્કલી વિદ્યાઓ વલી મુહંમદખાન વાદથી, યોગ તથા વેદાંત અને કુરાન વાંચન વિદ્યાએ મીયાં શેખ ફરીદથી, ગણીત શાસ્ત્ર શાહ કબાદથી જેમનું નામ ધ્યાનતખાં હતું. હદીસ અને બીજી કેટલીક વિદ્યાએ પોતાના પિતા મોલાના સુલેમાન પાસેથી શીખેલી. તારીખ ૨૧ માંહે જમાદીઉસ્સાની પાછલા પહોરે સોમવારે ગુજરી ગયેલા. મોલાના નુરૂદ્દીન એમના મોટા શાગરીદ હતા, તેમણે આવી રીતે એમનું મૃત્યુ વરસ કાઢયું છે. શમએ કેમુદ અંજુમને ઇલમ ગુમ શુદહ જે દીપક હતો તે વિદ્યાની સભામાંથી ગુમ થયો. મુસા સુહાગ સાહેબની દરગાહથી આથમણી દિશાએ મસજીદ પાછળ મોલાના અહમદ તથા મોલાના સુલેમાનની કબરો છે.

**મીયાં ખૂબ મુહંમદ ચિસ્તી**—આ એક દરવેશ સંપૂર્ણ જ્ઞાની અને વકતા હતા. વેદાંતી પુરૂષ હતા. જામેજહાંનુમા નામના પુસ્તક ઉપર ટીકા લખી છે. અમવાજે ખુબી તથા ખુબ તરંગ પુસ્તક એમના સૃષ્ટિમાં વખણાઇ ગયા છે. તે હી. સને ૧૦૨૩ના સવાલ માસની ચોવીશમી તારીખે ગુજરી ગયા.

મૃત્યુ વરસ '.મુઅથે ' માંથી નીકળે છે. એમની કબર ૫રહતુલ મુલ્કની મસ-જીદ પાછળ ખારૂના દરવાજાના મહોલ્લામાં ચૌટાની પાસે છે.

**સૈયદ તાજુદ્દીન**—સૈયદ તાજુ મખદુમ જહાંનીઆના ખલીફા છે. એમની કબર મુહમ્મદ બેગની હવેલી પાસે મીરજાપુરમાં છે. શવાલ માસની બીજી તારીખે ઉરસ થાય છે.

**શાહ મેહબુબ મસ્તાન**—કાળુપુર દરવાજા બહાર એમની કબર છે શાબાન માસની ૧૮ તારીખે ઉરસ થાય છે.

**મીયાં ખામાશાહ**—શહેર અમદાવાદમાં કબર છે. તેમનો ઉરસ તા૦ ૧૪ જમાદીઉસ્સાનીના દહાડે થાય છે.

**સૈયદ અબ્દુલ લતીફ રસુલદાર**—સરખેજના તળાવ ઉપર કબર છે. જમાદીઉલ અવ્વલની ઓગણત્રીશમી તારીખે ઉરસ થાય છે.

**હાજી જમાલ**—બહેરામપુરમાં કબર છે રજબની ૨૬ મી તારીખે ઉરસ થાય છે.

**સૈયદ અબ્દુલ કરીમ શેર સ્વાર**—( વાઘના સવાર ) આસ્ટોડીઆ દરવાજા બહાર કબર છે. રજબ માસની ૩ જી તારીખે ઉરસ થાય છે.

**શેખ ઈશા**—બહેરામપુરમાં કબર છે. શાબાનની ૨૨ મી તારીખે ઉરસ થાય છે.

**ગંજ શહીદ**—અસાવલની પાસે છે. જમાદીઉસ્સાની માસની ૨૯ મીએ ઉરસ થાય છે.

**પીર ગેબ**—ગંજ શહીદ પાસે કબર છે રજબની ૧૯મીએ ઉરસ થાય છે.

**ગૌહર શહીદ**—કાંકરીયા તળાવની પાસે છે.

**સાલાર શહીદ**—કટોરીઆ તળાવની પાસે કબર છે રજબ માસની ૧૬ મી તારીખે ઉરસ થાય છે.

**મીરાં શાહ સઈદ શહીદ**—હસનપુરમાં કબર છે. રજબની તા૦ ૨૫ મીએ ઉરસ થાય છે.

**મીયાં શાહ પીર મુહમ્મદ સાહેબ**—આ શહેરમાં આવી જામે મસજીદમાં રહેતા હતા અને અંતકાળ સુધી ત્યાંજ રહ્યા હતા. હમણાં પણ એમના મુરીદો ત્યાં રહે છે. કાદરી સીલસીલામાં મુરીદ હતા અને મીયાં વજીહુદ્દીનની તરફથી પણ એમને ખીલાફત મળેલી. ગોગ વેદાંત અને ક્રિયાના

ધણી હતા. ઘણા લોકોને આત્મબોધ આપી તરબીઅત કરતા હતા. તે પરણેલા નહોતા, એકાંતવાસમાં દિવસો કાઢતા હતા અને કોઇ ઠેકાણે જતા આવતા નહોતા. યોગ (તસવ્વુફ) માં ઘણા ઉંચા મત ધરાવતા હતા. કોઇ કોઈ વખતે અડચણકારક ઉંચા વચનો ભેદની વાતો પણ કહી ઉઠતા હતા. જેમકે તે કહે છે કે,

કવિત—હું મુહમ્મદનો પીર છું,અને ખરેખરો ખુદા છું. ખુદાના સોગંદ ખાઇને કહું છું કે, લોકોની આંખો કાણી થઇ ગઇ છે.

એ એમના વચન છે. ખુદા જાણે કે, એનાથી એમની શી મતલબ હશે. ઉઘાડી રીતે જોતાં તો ઘણાં વાંધા ભર્યા વચનો છે અથવા આ વચનોનો સાર હુંપણાના તત્વનો છે.

આ સૈયદ સાહેબના મુરીદો ઘણા વહોરાઓ થયા અને એમને પીર માનવાની આસ્તા રાખવા લાગ્યા. આ વખતે આખૂન અબદુલઅઝીઝનો દીકરો ઝૈનુલ આરેદીન પીરી મુરીદીનો ધંધો કરતો હતો. અને ઘણા વહોરાઓને મુરીદ કરતો હતો. એથી આ સૈયદ સાહેબ તથા તેમના મુરીદોને ઘણું માઠું લાગતું. આથી આ સૈયદ સાહેબના કેટલાક મુરીદો સૈયદ સાહેબની સલાહ લઇને ઝૈનુલ આરેદીનની ઘણી લાજ લઇ પકડી લાવી મુચરકા લીધા કે, હવે પછી કોઇને મુરીદ કરવો નહિ અને આ કામ કદી કરવું નહિ. આ સાંભળી જવાંમર્દખાન બાબી ઘણો ગુસ્સે થયો અને પોતાના માણસ મોકલ્યા કે, સૈયદને પકડી લાવો. અને અહીં હાજર કરો. આ અમલદાર અધિકારી છે તેથી ભદ્રમાં બેસે. અનવરખાં બાબી સૈયદ સાહેબનો મુરીદ હતો. તેણે વિનંતી કરી માફી માગી સૈયદ સાહેબને બોલવાનું કામ બંધ રખાવ્યું.

પરંતુ આ બનાવ બન્યાથી સૈયદ સાહેબને લાજ અગ્નિ પ્રગટી ઉઠી અને મનનું ગભરાવું અને બેચેની ઉત્પન્ન થઈ લોટવા લાગ્યા અને પાસા ફેરવવા લાગ્યા. સેવકો જોકે એના કાન અને શરીર ઉપર પાણી રેડતા હતા તોએ આ અગ્નિ ઓછી થતી નહોતી. ત્રણ ચાર દિવસ સુધી એવી પ્રકૃતિ રહી છેવટે જમાદીઉલ અવલ્લ માસની ૨૭ મી તારીખે હી. ૧૦૬૩ માં ખુદાની રહેમતમાં પહોંચી ગયા. તે શહેરમાં સલાહુદીનખાનની હવેલી પાસે દફન થયા. તેમના મુરીદોએ એમનો ઘુમટ, મસજીદ, બગીચો વગેરે ઇમારતો સારી બનાવી છે.

શેખ અલ્લા રઝા—સરહિંદથી આ શહેરમાં આવેલા અને જાથુના

રહેવાશી થઇ પડેલા પોતાના વડીલોના નક્ષબંદી ખાનદાનમાં મુરીદ હતા. ખીલાફત તથા આત્માજ્ઞાન મીયાં શેખ યહયા ચિસ્તીથી ચિસ્ત ખાનદાનમાં મેળવેલું. રાગ સાંભળી બેભાન થનારા તથા તેના સ્વાદને પહોંચનાર હતા. રાગની મીજલસમાં ઘણી વખતે એ મસ્તાન થઇ જતા અને આંખોમાંથી લોહીના આંસુ જગદીશના પ્રેમમાં પડતા હતા અને બેશુદ્ધિમાં ઝુમતા હતા. તે આખી રાત જાગી ખુદાની સેવા કરતા હતા. દેખાતી સંસારી સારી હાલતને પુરે પુરી મુકી દીધી હતી. ફિરોજજંગની સાથે દક્ષિણથી આવેલા ઘણા ખરા અમીરો એમના મુરીદ તથા આજ્ઞાંકિત હતા. તે છલકઅદ માસની ૨૧ મી તારીખે હી. સન ૧૧૪૨ માં ગુજરી ગયા. ઝવેરીવાડની પાસે એમની કબર છે.

એમના વડા પુત્ર મુહમદશાહ વિદ્યાર્થી અને સારા અક્ષર લખનારા હતા. તેમણે એમના ઉપર પત્થરનો ઘુમટ બનાવેલો છે એમની અવલાદની જાગીરમાં ચરબ, હનોદલ તથા રણાસ ગામો અપાયેલા છે.

**સૈયદ મુહમ્મદઅલી**—યોગ વેદાંતી આત્મજ્ઞાની તત્વ ઓળખનાર, ગુપ્ત તથા પ્રગટ રટના કરનાર, શહેર અહમદાબાદના વતની હતા. જુવાનીના વખતથીજ સંસારના ત્યાગી હતા. એકાંતમાં રહેતા હતા. અફજલખાં બંબાનીની બનાવેલી મસજીદથી બહાર જમાલપુર દરવાજાના રસ્તા ઉપર રહેતા હતા. આ અફજલખાન બીજા સુલતાન મેહમુદનો વજીર હતો. એમની મસજીદ આગળ રહી એક પ્રભુની સેવામાં ભક્તિ કરતા હતા અને પ્રભુ પ્રસન્નતા શોધતા હતા. મક્કા તથા મદીના ત્રણવાર હજ પઢવા ગયા હતા. હી. સન ૧૧૫૪ ના સફર માસની તારીખ ૭ મી રવીવારે રાત્રે તેઓનો કાળ થયો. તેઓ તેજ મસજીદના ચોકમાં દટાયા. ઉમ્મી કવિત નામ ધારણ કરનાર મીર હીસામુદીને વરસ લખવામાં કેટલાક કવિત કહેલા છે.

કવિત—પ્રભુ આધરૂપના જ્ઞાનના મોજા મારતો સમુદ્ર અને ચળકતા દીલના પીર, આત્મશોધનાવાળાના પીર માનવંત સૈયદ ઇશ્વર ઓળખવાના જ્ઞાનનો પ્રકાશીત દીપક, ધર્મશાસ્ત્રના આંખની દીપક કીકી, દીલવાળાના પુજનીક અને ધર્મવાળાનું અભિમાન મુહંમદની સાથે જો અલીને જોડી દો તો, તમારા નાજુક ગુલાબી હોઠથી તેમનું પુરૂં નામ ઉચ્ચારાય.

તેઓ સફર માસમાં સાતમી તારીખ રવીવાર લગભગ મધ્ય રાતે આ નાશવંત સંસારમાંથી અવીનાશી ભવમાં જઇ વસ્યા. સરસ્વતીથી ઉમ્મી ( કવી ) એ એમનું મૃત્યુ વરસ માગ્યું. ત્યારે તેણીએ કહ્યું કે, પાંચવાર યા મુહંમદ યા અલી કહો.

**ઇબ્રાહીમ શહીદ**—નેનપુર બારાની પાસે ત્યા જવાના કારણથી પ્રખ્યાત છે. રજબ માસની તા૦ ૨૬ મીએ ઉરસ થાય છે.

**શાહ અબ્બાસ**—મંજુરીમાં સુતેલા છે, પુસ્તકો રચનાર, યોગી વેદાંતી અને પરિપૂર્ણ માણસ હતા. મશહદી રઝવી સૈયદ હતા. હી. સને ૧૦૦૮ માં આ શહેરમાં આવેલા, પછી મક્કે ગયા અને પાંચ વરસ ત્યાં રહી સને ૧૦૨૬ હી. માં અહમદાબાદ આવી સને ૧૦૬૩ હી. માં ગુજરી ગયા.

કવિત—સીનોઉમ અલા અલફે હિજ્જિઆ, હજાર હી. ઉપર ૬૦+૩ હતા. કાનાબ વહામીન રબીઉલઅવ્વલ=રબીઉઅવ્વલ માસની ૨+૫=૭ મી તારીખ હતી. હુમર ઉદલ અનહુ હકીમુન=ઉમ્મર હકીમમાંથી=૮+૨૦+૧૦+૪૦=૭૮ની હતી. રાહાલેલુ પ્રમીસ ફી રબીઉલઅવ્વલ=રબીઉલઅવ્વલમાં ગુરૂવારની રાત્રે જતા રહ્યા. મંજુરીમાં પત્થરની મસજીદ બનાવી છે. જેની મરામતની જરૂર છે અને હમણાં સુધી ટકી રહી છે. તેમનો તા. ૭ મી રબીઉલ અવ્વલ માસના દહાડે ઉરસ થાય છે.

તે અવલીઆ લોકોના ચરિત્ર કે જે આસપાસ કસબા ગામડા અને અહમદાબાદના સરકારોમાં આવી રહેલા અને ત્યાંજ આખી ઉમર ગુજારેલી તેમના વીશે જે કાંઇ હકીકત મને મળી આવી તે વર્ણન કરવામાં આવે છે અને લખવાને લેખણ ઉપડે છે.

## પાટણના પીરો.

**સૈયદ મુહમ્મદ બ્રહ્મણ**—એ શેખ જહાંના નામથી ઓળખાય છે. પાટણના ઓલીઆ લોકોના ચરિત્ર દર્શાવનાર પુસ્તક **મનાઝિલુલ ઓલી-આ**માં લખેલું છે કે, સિદ્ધરાજ જયસિંહના રાજની વખતે તેના રાજ્યાસન ઉપર આવ્યા પછી ચાલીશમે વરસે સૈયદ મુહમ્મદ બ્રહ્મણ બ્રાહ્મણના વેશથી આવી રાજા સિદ્ધરાજ જયસિંહના નોકર થયા હતા. તે દરરોજ રસોઇ તૈયાર કરી તેને ખવરાવતા હતા. એવી રીતે વીસ વરસ કામ કર્યું. એક દિવસે રાજાએ જાણ્યું કે, એ બ્રાહ્મણ નથી પણ મુસલમાન છે. એમને એકાંતમાં બોલાવીને પૂછ્યું કે, તમે બ્રાહ્મણ છો કે નહિ ? એમણે ઉત્તર દીધો કે, હું મુસલમાન છું. રાજાએ એમને જીવતા બાળી મુકવાનો વિચાર કર્યો. તે વખતે એ ગુજરી ગયા અને એમની દેહી બદલાઇ ફુલની ઢગલી થઇ ગઈ. રાજાએ માણસોને બોલાવીને કહ્યું કે, આ ફુલ લઇને એક ચાદરમાં બાંધી તળાવ ઉપર દાટી દો, તે પ્રમાણે થયું. હાલ સુધી એમની કબર સહસ્ત્રલીંગ તળાવ ઉપર છે.

**બાબા હાજી રજબ**—સિદ્ધરાજ જયસિંહના વખતમાં જ્ઞાનીઓનાં શીરોમણી અમીરૂલ શેખ બાબા હાજી રજબ રફાઇ સૈયદ અહમદ કબીરના મુરીદ તથા ખલીફા હી. સન ૬૧૬ માં પાટણમાં આવ્યા. એમના આવવાનું વરસ **આફતાબો ઇસલામમાંથી** નીકળે છે. તે હી.સને ૬૭૦માં રજબ માસની બારમી તારીખે ગુજરી ગયા અને ત્યાંજ એમની કબર છે. **કુફ્ર શિકન**-માંથી મૃત્યુ વરસ નીકળે છે.

**શેખ અહમદ દેહલવી**—બાબા દેહલવી શેખ મુહમદના પુત્ર શેખ અલી દેહલવીના ખલીફા હતા. સીદ્ધરાજ જયસિંહની હકુમતના વખતે હી. સન ૫૩૩ માં પાટણ આવ્યા. **રોનકે ઇસલામ અહમદમાંથી** એ સાલ નીકળે છે એ બાવીશ વરસ સુધી ભક્તિ ગાદી ઉપર રહ્યા હતા અને હી. સન ૫૫૫ માં ગુજરી ગયા હતા. **નુરે કિબ્રીયા અહલ**: મૃત્યુ વર્ષ છે. કેટલાક કહે છે કે, સિદ્ધરાજ જયસિંહને સૈયદ મુહંમદ :બ્રહ્મણે મુ-સલમાન કર્યો હતો પરંતુ તે પાછો હિંદુ થઇ ગયો હતો. અને બીજી રીતે માલુમ પડે છે કે, બાબા હાજી રજબે તેને મુસલમાન કર્યો હતો. અને પ્રભુ ઐકયતાના શ્લોક ભણુવેલા કે તરતજ તે અંતરધ્યાન થઇ ગયો. કેટલાક કહે છે કે, બાબા હાજી રજબે તેને મારી નાખ્યો છે પરંતુ નકી કંઇ જણાતું નથી કે મુસલમાન થયો કે, મારી નાખ્યો. હિંદુઓ કહે છે કે, જોગીઓના કહેવાથી માલુમ પડયું છે કે, રાજા સિદ્ધરાજ જયસિંહ હમણા સુધી જીવે છે. મુસલમાન એ થયો નથી ને મરાયો પણ નથી. પ્રભુએ તેને અલોપ કરી દીધો છે. પ્રભુ જાણે. પરંતુ આ હકીકત ભરૂસાદાર નથી. ગમે તેમ થાય પણ સિધ્ધરાજ જયસિંહ અલોપ થઇ ગયો.

**સુલતાન હાજી હુદ**—મક્કા મદીના તીર્થી હિંદુસ્તાનના:દીપક અબુલ બરકાત સુલતાન હાજી હુદ અબુ સાલેહ અબદુલ્લાના પુત્ર રાજા કરણ સોલં-કીના વખતમાં પાટણમાં આવ્યા. તેમના આવવાનું વરસ '**યકુહુશ શમ્સ**' છે અને તેમનું મૃત્યુ રજબ માસની વચલી તારીખે હી. સન ૫૩૬ માં થયું. '**ઇશાકુલ્લા**' શબ્દમાંથી એ સાલ નીકળે છે. એમનું પેઢીનામું હારિસ બિનનો-ફલમાં જઇ મળે છે, ફકી અબુલેસ સમરકંદીના પીત્રાઇ ભાઇ થાય છે.

**શેખ અહમદ ઇરિફાની**—ખુદા પ્રેમીઓના પ્રમુખ ઇશ્વરજ્ઞાનીઓના આગેવાન શેખ અહમદ ઇરાફાની અબ્બાસી હી. સન ૫૬૧ માં સિદ્ધરાજ જયસિંહના વખતમાં પાટણ આવેલા, તે મક્કેથી આવ્યા હતા. પરંતાયફના રહેવાશી હતા. ધણી ઉંચી પદ્ધતિ અને ચઢીઆતી પદ્મીઓના માલીક હતા.

તે જબલે અરફાત ઉપર હમેશાં ઇબાદત કરતા હતા. તેથી અરફાતી ઉપનામ થયું. તે શાફઇ પંથના હતા. સલુક અભ્યાસમાં જઇ એમનું પેઢીનામું મળે છે. તે હી. સન ૬૪૫ માં ગુજરી ગયા.

**શેખ મુઈઝ્ઝુદ્દીન સુલેમાન શહીદ**—એ સુલતાન અલાઉદ્દીનની સાથે આહીં પહેલ વહેલા આવી ગુજર દેશના દર્પણુથી ઝલકતી તલવાર વડે ચઢેલો કાટ એમણે દુર કરેલો. એ દીલ્લીથી પાટણ આવેલા અને અહીંજ શહીદ થયા હતા. એની હકીકત એવી છે કે, પેગમ્બર સાહેબે ' સુલતાન અલાઉદ્દીનને સ્વપ્નામાં પ્રેરણા કરી કે, અલાઉદ્દીન તું અલાઉદ્દીન ( દીનની ઉંચાઇ ) છે. તું ગુજરાતની તરફ જા કેમકે પાટણનો રાજા કરણ ઘણી જુલમી રાજનીતિ ચલાવે છે અને મુસલમાનોને દુઃખ દે છે. તેને પાણીવાળી તરવારથી કાપ અને ઇસલામને નવેસરથી શોભા આપ. તે જાગ્યો અને અચંબામાં પડયો કે ખુદા ! આ કેવું સ્વપ્નું છે પછી બીજે દિવસે રાત્રે ફરીથી સ્વપ્નામાં જોયું કે, પેગમ્બર સાહેબ ફરમાવે છે કે, અલાઉદ્દીન ગુજરાત જીતવાની તૈયારી કર અને મુસલમાનોના સરદાર મૌલા અલીએ એક તલવાર સુલતાન અલાઉદ્દીનના હાથમાં દીધી અને પોતાનું મસ્તક સુલતાનની પુંઠ ઉપર મુકયું.

જ્યારે સુલતાન જાગ્યો ત્યારે જોયું કે, કેડે તલવાર બંધાયેલી છે અને હાથમાં તેની મૂઠ છે તરતજ ઉઠી મોં હાથ ધોઇ સવારની નમાજ પડી અને તેજ વખતે ગુજરાત જીતવાની તૈયારી કરવા માંડી. શેખ અલાઉદ્દીન ગંજ-રવાના પુત્ર શેખ મુઇજુદ્દીન સુલેમાનને સોંપણી થઈ અને શેખ ફરીદ શકર-ગંજના ગાદીવાળા દીલીમાં ખ્વાજા કુતબુદીનને મળવા આવેલા હતા. અને તેમના પિતાનો સુલતાન મુરીદ હતો. તેથી રવાનગીની પરવાનગી લેવા એમની સેવામાં હાજર થયા અને એ વખત સ્વપ્ન થયેલું કહી સંભળાવ્યું, આ પીર હસીને બોલ્યા કે, મારી આજ્ઞા લેવાને આવ્યા છો. મને પણ હુકમ થયો છે કે, સુલતાનની સંગતમાં રહેવું. પેગમ્બર સાહેબે આજ રાત્રે મને સ્વપ્નું આપ્યું છે કે તું શહીદ થશે. આથી સુલતાન ઘણો રાજી થયો અને શેખ મુઇજુદીનની સાથે દીલ્લીથી નીકળ્યો. ઘણી ઉતાવળે કુચ ઉપર કુચ કરી ચાલવા માંડયું અને ચાલીશ દિવસમાં પાટણ પહોંચ્યો અને મુળરાજ સોલંકીએ પોતાની રાજસત્તા વખતે વસાવેલું અને તેમાં બગીચા વાડીયું બનાવેલું અનાવાડ પુરૂ પ્રભુ કૃપાથી સુલતાનના હાથમાં આવ્યું. તે સઘળું પુર બુરાઈ ગયું અને તેજ દિવસે ત્રણ હજાર માણસો રજપુત વિગેરે તલ-વારના ઝપાટામાં આવી ગયા અને સુંદર મનરંજન બગીચાવાળા પુરામાં

સુલતાન આવી ઉતર્યો. શેખ મુઇજ્જુદીન સાહેબે પોતાના કુટુંબ સહીત વાઘેલાની વાડીમાં ઉતારો લીધો. પાટણના હિંદુઓ સાથે બાવીશ દિવસ સુધી લડાઇ રહી. શેખ મુઇજ્જુદ્દીનની સાથે એમના પુત્ર શેખ ફુજેલ પણ હતા. તેમણે સુલતાનની સેવામાં જાહેર કર્યું કે, બેઉ બાજુએ લડાઇ ચાલુ છે, પરંતુ ફતેહ મળતી નથી. સુલતાને હસીને કહ્યું કે, તમારા બાપને મારી સાથે પેગમ્બર સાહેબે કર્યા છે અને આ શહેરની ફતેહ તમારા નામની છે. શેખ ફુજેલે બાપને અરજ કરી કે સુલતાન આ પ્રમાણે કહે છે. એટલામાં ખબર આવી કે, સુલતાનની હાર થઇ અને તેનું લશ્કર પાછું ફર્યું છે. સુલતાન પોતે સ્વાર થઇ તેમની પુંઠે ગયો. શેખ મુઇજ્જુદીને સાંભળ્યું કે, સુલતાન સ્વાર થયો છે તેથી ઘણી ઉતાવળે એ પણ સ્વાર થઇ ગયા. ફુજેલને વસીઅત કરી અને ત્રણ સ્ત્રીઓ અને નાના મોટાને એમને સોંપી દીધા. તથા ગાદી ઉપર બેસાડી ખિલાફ્તનો ઝભો પહેરાવી દીધો અને તે પછી ચાલતા થયા.

જ્યારે સુલતાનનો સાદ તે પીરના કાનમાં પહોંચ્યો કે તે એમ કહે છે કે, આ કઠણ અવસરે મને મદદ કરો અને મારી વારે ચઢો. તે ઘોડો દોડાવી સુલતાનની પાસે આવી સલામ અલેકુમ બોલ્યા. તેમનો ઘોડો વચમાં ઘેરાઇ ગયો પરમેશ્વરે જય આપી. આ લડાઇમાં તે કપાઇ ગયા. તબરના પંદર અને તલવારના ત્રણ ઘા એમના શરીર ઉપર હતા. તેત્રીશ શત્રુઓને એમણે માર્યા હતા. તથા રાજાના પુત્રને પકડી શેખ ફુજેલના હવાલે કરી દીધો, તેણે વેગળેથી પોતાના પિતાજીને રજપુતોમાં ઉભેલો જોયો તે શેખ ફુજેલને કહેવા લાગ્યો કે જો મને બાપાની પાસે પહોંચાડો તો તમને ઘણી માલમતા આપશે. શેખ ફુજેલે પૂછ્યું કે, તારો બાપ એમાં કીયો છે તેણે આંગળીના ઇસારાથી એંધાણી આપી. શેખ ફુજેલે આ છોકરાને ઘોડે બેસાડી કરણ આગળ દોડતો મોકલી દીધો. કરણ પોતાના કુંવરને જોઇ ઘણો હરખાયો. અને જે રજપુતો તેની પાસે ઉભા હતા તે આ પીરને જોઇ બીવા લાગ્યા અને ખુણા ખોળમાં મંડી ગયા. શેખ ફુજુલે કરણને પણ પકડી લીધો અને સુલતાનની પાસે લઇ આવ્યો.

સુલતાને બેઉને ગર્દન માર્યા. કેટલાક કહે છે કે, કુંવરને જીવતો શેખ ફુજલને આપી દીધો. સુલતાને જુના કિલ્લાને લુંટી લેવાનો હુકમ કર્યો અને તેની લુટ કરી તેથી રજપુતોની માલમતા મુસલમાન લશ્કરના હાથમાં આવી. સુલતાનની ફતેહ થઇ સુલતાનના નોકરોમાંથી એક હજાર અને ત્રીશ પેદલો અને નવસો ત્રેપન સ્વારો શેખ મુઇજ્જુદીન સિવાય શહીદ થયા તથા

સાત હજાર નવસો પંચ્યાસી શત્રુઓ કપાઈ ગયા. તા૦ ૧૨ મી મોહરમ હી. સન ૭૧૪ ને દહાડે એ લડાઇ થઇ હતી. અને તેજ માસની તારીખ ૧૪ મીના દહાડે બપોરની નીમાજ પછી સઘળા શહીદોને દફન કરવામાં આવ્યા. તેમના અગીયાર સ્થળો જુદા જુદા કરી દાટયા. મુઇજ્જુદીન સાહેબને સર્વથી જુદા દફન કર્યા. એમની શહાદતની તારીખ ' કિદવતુલ ચસફીઆ ' માંથી નીકળે છે. સુલતાને મોટાખાન સરવરખાન ગોરીને પાટણમાં મૂકી પોતે ભરૂચ ભણી રવાને થઈ ગયો. મોટાખાને પાટણમાં મોટું તળાવ ખોદાવ્યું છે. તેનું નામ ખાનસરોવર મુકયું. તે હમણાં સુધી તેજ નામથી પ્રસિધ્ધ છે. સુલતાન અલ્લાઉદીને જન્નતવાસી શેખ સાહેબના પુત્ર શેખ ફઝેલને પાટણથી બોલાવી પોતાની સાથે દીલ્લી લઇ ગયો.

**મૌલાના યાકુબ**—સૈયદ અબુ યુસુફ યાકુબ સૈયદ અબુલ હસન અહમદ સૈયદ મુરતદા અલમલ હુદાના પૌત્ર હતા. તે કરામતવાળા, સદગુણી અને ધર્મશાત્ર તથા તત્વ શાસ્ત્રનું જ્ઞાન ધરાવતા હતા. તેમજ પુસ્તકો રચવાનો પણ એમને ઘણો શોખ હતો. ખુરાસાન વિલાયતથી અલફખાન સંજરની સાથે પાટણમાં આવ્યા હતા અને વતન કરી અહીંજ રહ્યા હતા. યુસુફના જેવા રૂપવાળા અને કરામત તથા જ્ઞાનમાં મૌલા અલીના ખરા વારસ હતા એમ કહી શકીએ. તે પંથે શાફઇ હતા.

જ્યારે રાજા હરદમુલ લાધેલાની સામા સુલતાન સંજરે સીતેર હજાર સ્વારો પાટણ લેવા મોકલ્યા હતા. અને પાંચ વરસ અગીઆર મહીના સુધી તેના ઉપર ઘેરો રહ્યો. અલેફખાંએ ભદ્રના કિલ્લાની સામા પત્થરની એક મસજીદ બાંધી એમનું કામ પુરૂં થવા પામ્યું નહિ એટલામાં સુલતાન સંજરના મૃત્યુના સમાચાર ફરી વળ્યા.અલેફખાંએ મજકુર રાજાથી નાણા લઇને પોતાને સ્વદેશ તરફ રવાને થઇ ગયો. મહા વિદ્વાન મૌલાના યાકુબ અલેફખાનની સાથે આવેલા હતા. તે પાટણમાં આવ્યા. અને આ મસજીદમાં દરરોજ શીખવવાનું કામ કરતા હતા. અલેફખાંએ જતી વખતે આ મૌલાનાની સેવામાં દશ હજાર ટકા મોકલ્યા. કોઇ શબ્દપતિએ આ મસજીદના વખાણ તથા વરસ કાઢવાનાં અર્થે કેટલીક ક્વીતા કરી છે.

કવિત—જુમામસજીદ ચળકતી બાંધવામાં આવી. એના જેવી બીજા કોઇ દેશમાં હશે નહિ. ઇબ્રાહિમ ખલીલુલ્લાએ ( મિત્ર ) મક્કાનું ધામ બાંધ્યું. તેજ પ્રમાણે પાટણનું ધામ પણ રૂપાળું થયું. અણહીલવાડ શહેર ઇસલામી રાજધાનીમાં બાદશાહના હુકમથી મસજીદ બાંધવામાં આવી. પ્રભુ

આસન તેના મસ્તક ઉપર આકાશ પ્રમાણે ગતિ કરે છે તે એવા મનસુબે કે હું તેની કમાનો તથા બાષણુ એટલાને જોઉં. આ ઇસ્લામી ઘરમાં મક્કા-કાર બન્યું. હવે બીજા શહેરો કરતાં આ શહેર અતિ સુંદર છે. પ્રભુ આજ્ઞાથી આ ઇશ્વર ધામ બંધાયું. હાદી શબ્દ મેળવી એને અકબર ( મોટું ઘર ) કહો. ઉંચા મનવાળે આ ઇસલામી ધામ બાંધ્યું છે આવી પેગમ્બર સાહેબના દીનની શોભા વધી છે. સને છસોને પંચાવન હતી. હીસાબના દિવસના સરદારની હિજરતથી ગણુતા માંહે જીલકઅદમાં એનું બાંધણી કામ પુરૂં થયું. અને તે અલેફખાં સંજરે પુરૂં કર્યું.

**મખદુમુલ આલમ (જગત પુજનિક)**—અબદાલ તથા અવતાદના પ્રમુખ મખદુમુલ આલમ પંદરમે પુરૂષે ઇમામ મુસા કાઝમ સાહેબને અને પાંચમે મૌલાના યાકુબને જઇ મળે છે. તે એવી રીતે કે, તે સૈયદ ઇસ્માઇ-લના દીકરા અને તે સૈયદ અબુલ કાસીમના અને તે સૈયદ અબુ જાફરના અને તે અબુયુસુફ નેહરાનીના.

જે વખતે સુલતાન મુઝફ્ફરે કે જેનું નામ તે વખત ઝફરખાં હતું. તે સુલતાન ફીરોજશાહના હુકમથી નીઝામ મુફેર્હ એટલે રાસ્તિખાનને શિક્ષા દેવા દીલ્લીથી પાટણુ તરફ આવ્યો હતો અને રાસ્તીખાન નાશીને ખંભાત ગયો હતો તે વખતે ઝફરખાં આવીને આ મખદુમ સાહેબને મળ્યો. મખદુમ સાહેબે મખદુમ જહાંનીઆથી મળેલું એક જામચુ જફરખાંને આપ્યું અને કહ્યું કે, પ્રભુ ચાહે તો પાટણુથી નાસેલો રાસ્તીખાન આ તલવારથી કપાશે અને મખદુમ જહાંનીઆની મદદથી તમે આ દેશના માલીક થશો. ઝફરખાં રજા લઇને ઘેર ગયો.

બીજે દિવસે મખદુમ સાહેબ એમને મળવાને ગયા. ત્યારે ઝફરખાંએ પૂછ્યું કે, આ પત્થરની મસજીદ કોણે બંધાવેલી છે. એમણે કહ્યું કે, અલેફખાં સંજરે બાંધી છે અને મખદુમ જહાંનીઆ સાહેબે દશ વખતની નિમાજ એમાં કરી છે જફરખાંએ આ સાંભળતાંજ કહ્યું કે, આપ સ્વાર થાઓ. અને તે જગા મને દેખાડો. મખદુમ તથા ઝફરખાં તે મસજીદમાં આવ્યા અને તે જગા જ્યાં મખદુમ જહાંનીઆએ નીમાજ પઢી હતી. તે ઝફરખાંને દેખાડી. તે જગાએ એ છલ્લો બાંધી ઝફરખાં જામી ગયો. અને મખદુમને પણ પોતાની પાસે રાખ્યા. તે દશ દિવસ સુધી ત્યાં રહ્યો અને પછી ત્યાંથી બહાર નીક-ળ્યો અને મખદુમને પૂછ્યું કે, જો આજ્ઞા આપો તો આ મસજીદના ચોકમાં એક ઘુમટ ઉભો કરૂં. એમણે કહ્યું કે, ઠીક છે. ઝફરખાંએ મસજીદની સઘળી

દિવાલો પર કંગુરા અને ચોકમાં ઘુમટ બનાવ્યો. કોઇ કવિએ ઘુમટના વખાણ આ પ્રમાણે કર્યા છે.

કવિત–સૈયદ અકતાબ મખદુમના હુકમથી. હિંદુસ્તાનથી પાટણમાં મુઝફ્ફર શાહે આવીને તથા મખદુમ સાહેબથી આનંદી સમાચાર સાંભળી, મીંબર આગળ છલો બાંધીને રહ્યો. આ મોટા બાદશાહના હુકમથી, મખદુમ સાહેબ પણ તેની સાથે રહ્યા, મસજીદમાં થાંભલાઓ હુકમ પ્રમાણે ગણ્યા, લોકોએ તેનો હિસાબ કાઢયો એટલે, તેના થાંભલા પાંચ હજાર પાંચસોને પાંચ હતા. કે તે મસજીદમાં ઉભા કરી શોભા આપેલી. મુઝફ્ફરે આવીને તે મસજીદ જોઇ, તેના ચોકમાં એક ઘુમટ બનાવ્યો તે ઘુમટનું વરસ આ પ્રમાણે લખ્યો, સાતસો અને તેની ઉપર પંચાણું હતા.

**શેખ હિસામુદ્દીન ઉસમાન**—દાઉદ ફારૂકી મુલતાનીના પુત્ર છે. અને નિઝામુદ્દીન ઓલીઆના મુરીદ તથા ખલીફા છે. સને ૬૯૫ માં પાટણ આવેલા અને એકતાળીશ વરસ સુધી આ દેશની સત્તા (ગુપ્ત) એમના હાથમાં રહેલી. તેઓ ૭૭ વરસની જીંદગી ભોગવીને હી. સન ૭૩૬ ના જીલકઅદ માસની તારીખ ૮ માના રોજ ગુજરી ગયા.

**સૈયદ હુસેન ખંગ સ્વાર**—એ સૈયદ ઉમર અરીઝીના પુત્ર અને ગ્યાસપુરના રહેવાશી છે. ( નિઝામુદીન અવલીયાની દરગાહ દીલ્લી પાસે ગ્યાસપુરમાં છે ) આ નિઝામુદીન ઓલીઆના મુરીદ તથા ખલીફા છે અને ડભોઇની ગુપ્ત સત્તાના એ સત્તાધીશ છે. નિઝામુદીન અવલીયાના હુકમથી પાટણમાં આવ્યા અને હી. સન ૭૩૦ માં ત્યાં આવી રહ્યા. એમની ઉમર ૧૩૫ વરસની થઇ હતી. હી.સન ૭૯૮ ના જમાદીઉસ્સાનીની ૧ લી તારીખે ગુજરી ગયા. એમની દરગાહ સહસ્ત્રલીંગ તળાવ ઉપર છે.

**સૈયદ તાજુદ્દીન બીહારી કાદરી**—આ સાહેબ પોતાના બાપ સૈયદ ઇસમાઇલના મુરીદ તથા ખલીફા છે. સૈયદ ઇસમાઇલના બાપ સૈયદ મેહેમુદ, તેમના સૈયદ ઇબ્રાહીમ તેમના સૈયદ ઇસમાઇલ તેમના સૈયદ યાકુબ, તેમના શહાબુદીન અને તે મોટા કાજી અબુનસર બીન હાફીઝ અબુબકર અબદુર્રઝાક હજરત સૈયદ અબદુલ કાદર વડા પીરના પુત્ર હતા.

એવું કહે છે કે, તે ઘણા વૃદ્ધ થયા હતા. અને હદીસના હાફીઝ ( એક લાખ હદીસ મોઢે પાઠવાળા ) હતા. કહે છે કે, હી. સન ૧૦૦૭ માં સરકારી ભેદથી સૈયદ કાસમે પૂછ્યું હતું કે, મેહમુદ યારીઆ જ્ઞાની અને

બક્તે સ્વભાવીએ કહી મોકલાવ્યું હતું કે, આ બે ત્રણ દહાડામાં સૈયદ તાજુ-દીનનો કાળ આવશે. તે તમારે જાણવું. જ્યારે ત્રીજે દિવસ થયો ત્યારે સંદેશો પહોંચ્યા પછી એ ગુજરી ગયા. સંદેશો લખનારને અફસોસી રહી ગઇ. તેમને ચાર પુત્ર હતા. સૈયદ જમાલ, સૈયદ અહમદ, સૈયદ ઇસહાક, સૈયદ ઇબ્રાહીમ, નાના પુત્રને ગાદી તથા ઝબ્બો પહેરાવવામાં આવ્યો. જમાદીઉલ અવ્વલ માસની અગીયારમી તારીખે હી. સને ૧૦૦૭ માં તે ગુજરી ગયા. પાટણના જુના કોટની અંદર તેની કબર છે.

**શેખ જમાલુદ્દીન ઉછ**—મખદુમ જહાંનીઆ સાહેબના મુરીદ તથા ખલીફા છે અને શેખ હિસામુદીન ઉસમાન પાટણની ગુપ્ત ઇશ્વરી સત્તાવાળાના ભત્રીજા થાય છે. હી. સન ૭૩૭ માં પાટણમાં આવ્યા અને મખદુમ શેખ હિસામુદીનના બહેન શેખ સદરૂદ્દીન ઉમર ફારૂકીની માતુશ્રી તથા એમની પોતાની કાકી બીબી અમિનાને ઘેર આવી રહ્યા. રજબ માસની તા. ૯ હી. ૭૮૫ માં ગુજરી ગયા.

**શેખ સદરૂદ્દીન**—શેખ ઉમર ફારૂકી મુલતાનીના પુત્ર શેખ હિસામુ-દીનના ભાણેજ થાય છે. શેખ ઉમર કુટુંબ સહીત નાગોરમાં આવ્યા હતા. અને નાગોરમાં એમનાથીજ ઇસ્લામનો ફેલાવ થયો. અને નાગોરના રાજાની કન્યા એમને પરણવામાં આવી હતી. નાગોરથી તેના પાસે આવેલા દઠા ગામમાં રહેવા લાગ્યા. જ્યારે મખદુમ હિસામુદીન પોતાના પુત્ર સદરૂદીનને લઇને પોતાના બાપની સેવામાં હાજર થયા. અને ત્યાં રહેવા લાગ્યા. એમની ઓલાદના માણસો હાલ સુધી પાટણમાં છે. અને શેખ અબદુલ લતીફ જમા-લુલ્લા, કુતુબ સૈયદ બુરહાનુદ્દીનના ખલીફા તથા દત્ત પુત્ર શેખ સદરૂદ્દીનના પૌત્ર થાય છે. તે આ પ્રમાણે શેખ અબદુલ લતીફ શેખ જમાલના પુત્ર અને તે શેખ શીરાજુદ્દીનના અને તે શેખ સદરૂદ્દીનના.

**સૈયદ મુસા વરાક હસની ચિસ્તી**—નિઝામુદીન અવલીઆના મુરીદ તથા ખલીફા છે. પાટણમાં આવી અહીં રહેવા લાગ્યા, તે વખતના લોકોમાં મુખ્ય પુરૂષ અને કરામતવાળા હતા. એમની ઓલાદના માણસો ભરૂચ પાસે અંકલેશ્વરમાં હાલ સુધી છે.

**ખ્વાજા રૂકનુદ્દીન કાનેશકર**—એમનું પુરૂં નામ અબુલ મુઝફ્ફર મોદુદ રૂકનુદીન કાનેશકર ઇલમુદીન મુહંમદના સાહેબજાદા અને તે અલાઉદ્દીન યુસુફ કંજરવાનના, અને તે બદરૂદ્દીન સુલેમાનના અને તે શેખ ફરીદુદ્દીન ગંજે-શકર ફારૂકીના, આ સાહેબ મુરીદ અને ખલીફા શેખ ઝાહીદ ચિસ્તીના હતા.

-સુલતાન અહમદ અહમદાબાદ વસાવનાર એમનો મુરીદ હતો. બધી વિદ્યામાં સંપૂર્ણ પુરૂષ હતા. હી, સન ૮૪૨ ના સવાલ માસની બારમી તારીખે ગુજરી ગયા.

**મૌલાના યાકુબ**—ખાજગી સાહેબના પુત્ર છે. અને અલવી છે. તે મુરીદ તથા ખલીફા કાજી ઝૈનુદ્દીન દોલતાબાદી ચિસ્તીના છે. એ કરામતી પુરૂષ હતા. એણે જાહેર તથા ગુપ્ત મહેનતો કરી હતી અને શેખ રજબની સોબતના લાભથી જ્ઞાન મેળવ્યું હતું. તા. ૧૩ જમાદીઉસ્સાની હીજરી સન ૮૦૦ માં ગુજરી ગયા. માશુઈર્દ શબ્દમાંથી સન નીકળે છે.

**સૈયદ મુહંમદ ઉર્ફે સૈયદ ખુદા બક્ષ**—સૈયદોના પ્રમુખ તથા મોટા લોકોના મહાન પુરૂષ મીર સૈયદ મુહંમદ સૈયદ હુસેનના પુત્ર સૈયદ રાજુ સાહેબના મુરીદ હતા અને કુતબેઆલમ સાહેબના ખલીફા હતા. શાહ રાજુ સાહેબના હુકમથી કુતબેઆલમ સાહેબના માતુશ્રી બીબી સઆદત ખાતુનની સાથે પાટણ આવેલા. તેમણે ઇશ્વરી તથા સંસારી વિદ્યાભ્યાસ પોતાના પિતા અનેપોતાના પીરની સેવામાં રહેવાથી એમની પાસે કરેલો તે મોટા મુસલમાન ધર્મશાસ્ત્રી અને હદીસના વિદ્વાન હતા અને ચિસ્તી ખાનદાનમાં મુરીદ હતા. તે હી. સન ૮૮૭ ના જમાદીઉસ્સાની માસની તા૦ ૫ મીએ ગુજરી ગયા.

**સૈયદ મુહંમદ એટલે મખદુમ જહાંશાહ**—મક્કે મદીને હજ કરી આવેલા મુસલમાન ધર્મશાસ્ત્રી સૈયદ અહમદ રઝવી એમના માતુશ્રીના ગુજરી જવા પછી પૂરબના માણેકપુરથી ઉછમાં ગયા હતા અને સૈયદ રાજુ કતાલના મુરીદ થયા હતા. કેટલીક મુદત ઉછમાં રહ્યા પછી મક્કા જવાનો મનસુબો કર્યો અને સૈયદ રાજુ સાહેબની હજુરથી રવાના થઇ ગુજરાત ભણી આવવા નીકળ્યા. શાહ રાજુ સાહેબે એમની સાથે પંજેતન જે કામલીમાં આવ્યા હતા તે કામલી એમની સાથે કુતબેઆલમ સાહેબને મોકલી હતી. સૈયદ અહમદે તે કામલી લાવીને જે વખતે કુતબેઆ-લમ સાહેબ પાટણમાં હતા તે વખતે શાહ રાજુના કહેવા પ્રમાણે એમને આપી હતી, તે હાલ એટલે હી. સન ૧૧૭૪ અગીઆરસેં ચુંમોતેર સુધી મૌલા નાજીરૂદ્દીનના વંશના લોકો પાસે તે કામળનો એક કકડો અહમદાબાદમાં છે. સૈયદ અહમદ પોતાના માનવંત કાકા સૈયદ ખુદાબક્ષના ઘરમાં ઉતર્યા. સૈયદ ઇસમાઇલ સાહેબે સ્વપ્ન વધામણી આપી કે, પોતાની દીકરીનો લગ્ન સંબંધ સૈયદ અહમદ જહાંશાહથી બાંધવો. અને પોતાની સમાધ

સ્થિતિમાં દીઠું છે, પેગમ્બર સાહેબ ફરમાવે છે કે, "તારી દીકરી મારા પુત્ર અહમદને ક્ષેમ કુશળે આપ." મખદુમ આલમે પોતાના ઘરથી એમને આવકાર આપી સૈયદ અહમદના ઘેર આવ્યા. અને પોતાની કન્યાની લગ્ન ગાંઠ સૈયદ અહમદ સાથે ખુદાબક્ષના ઘરમાં બાંધી. લગ્ન કર્યા પછી પાંચ મહીના સુધી સૈયદ અહમદ રહીને પછી મક્કા ગયા. ત્યાં બાર વરસ સુધી હજ્જે પઢી અને મદીનામાં પેગમ્બર સાહેબના દીદારનો લાભ એમને મળ્યો. બાર વરસ પછી પેગમ્બર સાહેબે એને આજ્ઞા આપ્યા પછી પાટણ રવાને કર્યા અને ફરમાવ્યું કે, હે મારા પુત્ર, તું જા અને પાટણમાં વસ. મારા ઉમ્મતના ગુન્હેગારો અને પાપીઓ જે તારૂં મ્હોં જોશે તેને પ્રભુ મોક્ષ આપશે અને જે તારી કબર ઉપર ફાતીઓ પઢશે તેને મારી મોક્ષ સિફારસ જરૂર થશે તથા જે તારા દર્શન કરશે તેના ઉપર સ્વર્ગ મોહીત થશે અને તે તેમાં દાખલ થશે. કુતબે આલમ સાહેબ તથા શાહેઆલમ સાહેબ એમની ઘણી અદબ કરતા હતા અને શેખલ ઇસ્લામ શેખ અહમદ એમને ઘણું માન આપતા હતા અને એમની હજુરમાં ઘણીજ અદબથી બેસતા હતા. કોઇએ કહ્યું કે, સૈયદ અહમદ જ્યારે સેવામાં હાજર થાય છે ત્યારે આપ એમની ઘણી અદબ કરી માન આપો છો તેનું શું કારણ? શેખુલ ઇસ્લામે કહ્યું કે, એક રાત્રે પેગમ્બર સાહેબને સ્વપ્નામાં દીઠા છે અને તે વખતે તેમની માંડી ઉપર સૈયદ અહમદે પોતાનું મસ્તક મુકયું છે અને સુઇ ગયા છે. પેગમ્બર સાહેબે મને ફરમાવ્યું છે કે, હે શેખ અહમદ હું અહમદ છું, અને આ મારો પુત્ર અહમદ છે. તે દિવસથી એમની અદબ કરૂં છું. કેમકે પેગમ્બર સાહેબ ને એમની ઘણી ચાહના છે. પ્રભુ આ ભેદને જાણે. સૈયદ અહમદ સાહેબનો જન્મ હી. સન ૭૮૯ માં થયો હતો અને મૃત્યુ હી. સન ૮૯૯ ના ઝીલહજ માસની નવમી તારીખે થયું છે. વારીસે ઇમામઅલી" માંથી જન્મ મૃત્યુ અને ઉમરના આંકડા મળી આવે છે. જન્મ "વારિસ ઇમામ" શબ્દમાંથી અને ઉમર "અલી" ૧૧૦ પરથી નીકળે છે.

**મજદુદીન મૌલાના તાહિર**—મોલાના મુહંમદ તાહીર લોકોમાં વહોરાના નામથી ઓળખાતા હતા. અને તે પાટણમાં હતા. તેમને વિદ્યા તથા ગુણો પ્રભુએ આપેલા હતા. તે મક્કા મદીને યાત્રાયે ગયા હતા અને ત્યાંના વિદ્વાનો તથા પીરોને મળ્યા હતા. તે હદીસની વિદ્યાને પરિપૂર્ણ શીખ્યા હતા. તે શેખ મુત્તકીની સોબતમાં રહેતા અને એમના મુરીદ થયેલા. તે આ જ્ઞાન અને પ્રભુ પ્રેમથી પોતાના સ્વદેશે પાછા ફર્યા હતા.

તેમણે કેટલાક ધર્મમાં પેશી ગયેલી રીતિઓને કાઢી નાખી અને શીઆ તથા સુન્ની વહોરાઓને એક બીજાથી જુદા પાડયા. તેમણે હદીસની વિદ્યામાં કીંમતી સંગ્રહ કર્યો હતો. એમનું એક પુસ્તક જે સહાય સિત્તા ( ખટ સિદ્ધાંત ) ની ટિકા કહેવાય છે. અને જેનું નામ મજમેઉલ બિહાર ( સમુદ્ર સંગમ ) છે અને બીજું પુસ્તક તે છે કે, જેમાં હદીસ કહેનારાઓના નામની ટીપ છે તેમાં ઘણુંજ ટુંકાણમાં ઉપયોગી ગ્રંથ છે અને ત્રીજી તઝકિરતુલ મોઝુઆત એ પુસ્તકના દીબાચામાં શેખઅલી મુસ્તકીની ઘણી સ્તુતિ, કરી છે. શેખ અલીની વસીઅત પ્રમાણે વિદ્યાર્થીઓના ઉપયોગને વાસ્તે પોતાના હાથે શાહી બનાવતા હતા. શીખવતી વખતે પણ હાથે વાટતા રહેતા હતા. પાટણ શહેરમાંથી ધર્મ નવિનતાઓને પાડી નાખવામાં આ પુરૂષ મુખ્ય હતા અને તે આ કામમાં પાછા પડતા નહોતા. હી. સન ૯૮૬ ના સવ્વાલ માસની છઠી તારીખે શહીદ થયા હતા. શેખુલ ઇસ્લામ ખાનના ખિતાબવાળો મુહમદ અકરમ અને તેના વંશજો એમના પુત્ર થાય છે.

**શેખ અબ્દુલ લતીફ**—કુતબે આલમ સાહેબના મુખ્ય ખલીફા હતા અને કુતબે આલમ સાહેબ એમને તેરમા પુત્ર કહેતા હતા. અને પુરી રીતે છાની તથા ઉઘાડી મહેરબાની એમના ઉપર હતી. જો કોઇ પાટણથી અહમદાબાદ એમના આવવાની ખબર કરતો અને જો તે મુસલમાન હોય તો તેનું ઇમાન સલામત રહેવાના આશીરવાદ દેતા. અને જો કદી કોઇ ઇસ્લામી ન હોય તો સોનાની જીભ થઇ શકે એટલું સોનું તેને આપતા.

અબ્દુલ લતીફ સાહેબ ધર્મ સ્વચ્છતા રાખનાર પ્રભુ ભરૂસે જીંદગી કાપનાર, અને આત્મજ્ઞાની પુરૂષ હતા. તેમણે નવ પુસ્તકો લખ્યા છે. તેમાંથી આ શહેરમાં કેટલાક ગ્રંથો મળી આવે છે એવું કહે છે કે, એમનું ગુજરાન પ્રભુના ભરૂસા ઉપર હતું. કોઇ ઠેકાણેથી એમને કોઇ પ્રકારની મદદ નહોતી. અને ઘણી વખતે લાંઘણનો વખત એમને આવી જતો. એક દિવસે એમના બાળ બચ્ચાઓ વિગેરે કુટુંબના લોકો આવીને એમને પજવવા લાગ્યા અને કહેવા લાગ્યા કે તમે બાદશાહની તરફથી કોઇ વસ્તુ કબુલ કરતા નથી. તો તમારી નિમાજ પઢવાની જગામાંથી કંઇ મળવું જોઇએ કે જેથી અમારૂં ગુજરાન ચાલે. એમણે એ વિશે તે લોકોને એવો ઉત્તર આપ્યો કે, પેગમ્બર સાહેબે શાકો કરવાની ફકીરી વખાણી છે અને અમે તે દરબાર શ્વાન છીએ. જો કે અમારા હાથ ગ્રહણ કરનાર પીરે ઘણી વખતે ઇશ્વરી ભંડારનો ઉપયોગ કરવાની રજા આપી છે પરંતુ હું મારી આંખની દ્રષ્ટિના કોઇ ભાગને આ

તરફ નાખતો નથી. મારી ભક્તિ ભૂમિમાં આવો અને જોઇતું લઈ જાઓ. તે લોકો ઓરડીમાં આવ્યા અને જોયું તો આખી ઓરડી મ્હોરો અને ઝવેરાતથી ભરેલી છે. કેટલીક તાવડીઓ જે ત્યાં પડેલી હતી તે પણ સોનાની છે, તે એમની સ્ત્રી લઈ આવ્યા અને તેમાંથી જોઇતું ખરચ કરતા રહ્યા. તે સોનું એમની ઓલાદમાં હી. સન ૧૦૪૦ સુધી બાકી રહેલું હતું. એમનો ઉરસ રમઝાન મહીનાની ચોથી તારીખે થાય છે.

**શેખ સધન**—શેખ અબ્દુલ લતીફ સાહેબના પુત્ર થાય છે. એ પણ કરામતોવાળા ચમત્કારી પુરૂષ હતા. તેજ ઠેકાણે પાટણમાં એમની કબર છે. તારીખ ૯ મીએ એમનો ઉરસ થાય છે. એમનું નામ સદરૂદીન હતું.

**ચીહલ** ( ચાળીશ ) **શહીદ** અને **ગંજ** (ઢગલો) **શહીદ**—પાટણમાં એકજ ઓટલા હેઠળ દટાયલા છે. તા૦ ૧૦ શાબાને ઉરસ થાય છે.

**શેખ સુલેમાન**—નિઝામુદીન ઓલીઆના ખલીફા શેખ ફરીદુદ્દીનના મુરીદ હતા. શેખ અબ્દુલ લતીફ કમાલના રોઝામાં કિલ્લાની બહાર દફન થયા છે. ઉરસ રજબ માસની તા૦ ૨૭ માએ થાય છે.

**શેખ રૂકનુદ્દીન મજઝુબ (મસ્તાન)**—એમની કબર પાટણમાં શેખ હિસામુદીનના રોઝા નજદિક છે. ઉરસ રમઝાન માસની તા૦ ૨૭ ના રોજ થાય છે.

**કાજી અહમદ જુદઆજહદ**—ગંજે અહમદ સાહેબના ખલીફા છે અને શહેર અહમદાબાદના મુહુરતના ચોથા અહમદ એ છે. પાટણમાં આરામ કરે છે. એમનો ઉરસ સવ્વાલ માસની તા૦ ૧૦ મીના રોજ થાય છે. તે હી. સન ૮૪૦ માં ગુજરી ગયા.

**ખ્વાજા અહમદ બીન મુહંમદ**—મખદુમ જહાંનીઆના મુરીદ. હાટની મસજીદ હેઠળ પાટણમાં કબર છે. જમાદીઉલઅવ્વલ માસની આઠમી તારીખે ઉરસ થાય છે.

**શેખ ઝેનુદ્દીન ખય્યાત**—(દરજી) ખડકી દરવાજાની બહાર એમની કબર છે. જમાદીઉલ અવ્વલ માસની તેરમી તારીખે ઉરસ થાય છે.

[1]**શેખુલ ઇસ્લામ શેખ સિરાજુદ્દીન**—કમાલુદ્દીન અલ્લામા સાહેબના સાહેબજાદા. તેમના વડીલ શેખ નસીરૂદ્દીન ચરાગ દેહલવીના મુરીદ તથા ખલીફા હતા અનાવાડી દરવાજા પાસે એમની દરગાહ છે. ઉરસ તા. ૨૧ મી જમાદીઉલઅવ્વલ માસમાં થાય છે.

**બાબુ બેહલોલ**—ખ્વાજા ફઝલુલ્લા એમનું નામ હતું. સીદીકી પહેલા ખલીફા સીદીકની ઓલાદમાં હતા. તે ગ્યાસપુરવાસી અને મસ્તાન હતા. તે નિઝામુદીન ઓલીઆના વખતમાં આવેલા. તેમની કબર પાટણમાંજ છે. ઉરસ રમઝાન માસની તા૦ ૨૭ અગર તા. ૨૨ મીના રોજ છે.

**બાબુ દેહલવી**—એ પાટણવાસી છે અને એમની કબર પણ ત્યાંજ છે. તેમનો ઉરસ જીલહજ માસની બીજી તારીખે થાય છે.

**શેખ મુહંમદ ખિલવતી**—મખદુમ જહાંનીઆના ખલીફા છે. શેખ સુલેમાનના રોજા નજીક પાટણમાં દફન થયા છે. તેમનો ઉરસ જીલહજ માસની તા૦ ૨૦ મીએ થાય છે.

**શાહ કાઝેન**—એ સતારી સંપ્રદાયના સિદ્ધ હતા. શાહ વજીહુદીન અલવીને એમણે જ્ઞાન માર્ગ દર્શાવ્યો હતો. સફર માસની તા૦ ૩ મંગળવાર

---

૧ નસીરૂદ્દીન ચરાગ દેહલવી
|
(ભત્રીજા દત્તપુત્ર કમાલુદ્દીન અલ્લામા.)
|
શેખુલ ઈસ્લામ સિરાજુદ્દીન અલ્લામા.

- ઇલમુદ્દીન સાહેબ
  - મહેમુદ રાજન સાહેબ
  - જમાલુદ્દીન જમન સાહેબ
  - |
- મજદુદ્દીન સાહેબ.
  - નસીરૂદ્દીન સાની સાહેબ.
  - શેખ અહમદ સાહેબ.
  - શેખ હસન મુહમ્મદ સાહેબ.
  - શેખ મુહમ્મદ સાહેબ,
  - શેખ મહેમુદ સાહેબ (ગાદી ઉપર બેઠા નહિ.)
  - શેખ યહયામદની સાહેબ.

હી. સન ૯૨૦ ના રોજ ગુજરી ગયા. એમની કબર ખાન સરોવર ઉપર પાટણમાં છે.

**મલેક અલ્લાઉદ્દીન કુર્દ**—મીત્ર અને સંગી પાટણના ધણી શેખ હુસામુદીનના હતા. તેમના સીરાણા ઉપર એમની કબર છે સફર માસની તા. ૧૮ મીના રોજ તેઓનો ઉરસ થાય છે.

**મોલાના અહમદ**—કાસમ સોઢી મખદુમ એહરા પાટણ શહેરના ઉસ્તાદના દીકરા મુહમદના દીકરા હતા. કબર પાટણમાં છે. સફર માસની વીશમી તારીખે ઉરસ થાય છે.

**ભક્તિ ભુષણવાળી સ્ત્રીઓ.**

**બીબી હાજરા**—એમને સઆદત ખાતુન પણ કહેતા. કુતુબે આલમ સાહેબના માતુશ્રી ઉછથી પાટણમાં કુતબે આલમ સાહેબના વખતમાં આવેલા અને ત્યાંજ તા૦ ૩ જીલહજના દહાડે ગુજરી ગયા. એમણે સાત હજો પડી હતી. પાટણ શહેરમાં પીંજારાવાડમાં કબર છે.

**બીબી અરજાન**—સૈયદ હુસેન ખંગ સ્વારની બહેન થાય. પાટણમાં કબર છે. ઉરસ સફર માસમાં થાય છે. તેઓ હી. સન ૮૫૫ માં ગુજરી ગયા.

**બીબી બીચા**—સહસ્રલીંગ તળાવ ઉપર દફન થયા છે.

## બીરપુરના પીરો.

કાજી મેહમુદ દરિયાઇ—કાજી હમીદ ઉર્ફે શાહ આલંદા. એમના બાપ શાહેઆલમના મુરીદ અને એમના બાપના બાપ કાજી મુહંમદ કુતબે આલમ સાહેબના મુરીદ હતા. એ ધાવતા હતા ત્યારથી અને બાળ અવસ્થામાં પ્રભુ પ્રેમ અગ્નિ એમનામાં પ્રગટેલી હતી. એ જુવાનીના વખતમાં ગોસ કરતાં પણ ઉંચે દરજ્જે ચઢેલા અને મેહબુબીયતમાં પહોંચેલા.

બુખારી સૈયદો કહે છે કે, કાજી મેહેમુદ કુતબે આલમ સાહેબના મોટા પુત્ર સૈયદ મેહેમુદ દરીઆનોશ ( સમુદ્ર પીનાર ) ના મુરીદ હતા. પણ આ વાત સાબીત થઈ નથી. ખરૂં તો એ છે કે, એ પોતાના પિતા સાહેબના મુરીદ હતા. શાહ આલંદાની ઉમર જ્યારે છેડે આવી પહોંચી હતી ત્યારે કાજી મેહમુદે સમાધીમાં જોયું કે, વડાપીર શાહે ફરમાવે છે કે, તમે મારા દરજ્જાના મેહેબુબીયત ( પ્રાણ પ્યારા ) ના મુકામે પહોંચ્યા છો. પરંતુ તમારા પિતાજીના હાથમાં હાથ દો કેમકે એ કરવું પ્રભુ માર્ગે જનારને જરૂરતું છે.

એમની પાસેથી ખીલાફત લો. રાત્રે જોઈ વહાણમાં કાજીએ પોતાના પિતાજીને આ હકીકતની ખબર કરી તેમણે કહ્યું કે, મને પણ જાણ કરવામાં આવી છે. તેથી હું જાણું છું કે, મારો કાળ આવી પહોંચ્યો છે. દેહી મુકવાના એક દિવસ પહેલાં તમારો હાથ ઝાલીશ અને ખીલાફતનો ઝબો આપીશ. બીજા લોકોએ પણ એ વાત સાંભળી હતી. તેથી તેઓ પણ મુરીદ થવા તત્પર થઈ બેઠા. પછી એમ બન્યું કે, તેજ દિવસે કાજી મેહમુદને એમના પુત્ર સહીત બોલાવ્યા. અને બીજા હાજર રહેલા માણસો સાથે પહેલા કાજીના પુત્રને મુરીદ કર્યો અને પછી બીજા લોકોને મુરીદ કર્યા. સૌથી છેલ્લાં કાજીને મુરીદ કરી ખીલાફતનો ઝબો પહેરાવી દીધો અને ફરમાવ્યું કે, મારા કામનો અંત અત્રે આવે છે. તે બીજે દિવસે ગુજરી ગયા.

કાજી મેહમુદ બાપના ગુજરી ગયા બાદ તેમની ગાદી ઉપર બેઠા એમનું મહાન પુરૂષપણું અને કરામતોથી દુનિયામાં ચાહના વધી ગઇ. પાણી ઉપર એમને ઇશ્વરે સત્તા આપી હતી. ઘણા માણસો વહાણ ભંગ સ્થિતિમાં એમને સંભાર્યાથી આશાવંત કાંઠે લાગેલા હતા, અને આથીજ દરિયાઇ ઉપનામ પડી ગયું છે.

એવું કહે છે કે બાળ અવસ્થામાં પોતાના પિતાની સાથે શાહે આલમ સાહેબની સેવામાં હાજર થયા. શાહે આલમ સાહેબે પ્રેમ દ્રષ્ટિએ એમને જોયા અને બોલી ઉઠ્યા કે, "કાજી કંટો લાંબો રાખે છે." જેનો એ અર્થ થાય છે કે, કાજીની કરામતો આખા જગતમાં પ્રગટ થશે અને એ ઉંચી પંકિતએ જઈ પહોંચશે. હવે આ કસ્બામાં જન્મ અને ત્યાંના લોકોની એમને સંગત હતી, અને ગામડીઆની બોલી શુદ્ધ હોતી નથી તેથી શાહે આલમ સાહેબનું નામ હંમેશા તે મંઝનમીયાં કરીને લેતા હતા. ભોગ જોગે એક દિવસે શાહે આલમ સાહેબના રોજામાં મોટા મોટા લોકોની મીજલસ ભરાઇ હતી અને તે મીજલસમાં કુતબેઆલમ સાહેબના પૌત્ર શેખજી તથા સુલતાન મુઝફ્ફર હલીમ અને એવાજ મોટા મોટા લોકો સભાને દીપાવી રહ્યા હતા અને ઇશ્વિરી જ્ઞાન તથા ધ્યાનના વચનો ઉચરાતા હતા. એ વાતચીતમાં કાજી મહેમુદ બોલી ઉઠ્યા કે, મંઝનમીયાંએ આ પ્રમાણે કહ્યું છે તે વખતે એક તકરારી માણસ કહેવા લાગ્યો કે, અરે કાજી એમનું નામ શાહેઆલમ કેમ લેતો નથી. ત્યારે એ બોલ્યા કે, હું તો ગામડીઓ છું, ચોકખું બોલતા આવડતું નથી. અને આવી મારી ગેરસભ્યતા ત્યાં પસંદ હશે. તે માણસે તકરાર કરી કે ફરીથી એવું બોલશો નહિ. એમણે કહ્યું કે,

ચાલો એમની કબર પાસે જઇએ અને આપણે બેઉ પોતપોતાના નામોથી બોલાવીએ. જેને કબરમાંથી જવાબ મળે તે નામ કબુલ છે એમ સમજીશું.

આ કરાર કરી તે રોજામાં ગયા. ત્યાં આગળ પાંચ માણસોથી વધારેને જવા દીધા નહિ. એક તો સૈયદ શેખજી, બીજો સુલતાન મુઝફ્ફર અને ત્રીજો કાજી મહેમુદ ચોથો તકરારી માણસ અને પાંચમો કોઇ શખ્સ હશે. એ દરેક જણે બોલાવ્યા પરંતુ કંઇ જવાબ મળ્યો નહિ. કાજી મેહમુદ રોઇ પડયા અને કહેવા લાગ્યા. મંઝનમીયાં તમારા દાસોનો દાસ મેહમુદ ઉમ્મરો ચુંબન કરવા આવ્યો છે અને આપને બોલાવે છે. મહેરબાની કરીને તેને ઉત્તર દો. આ હોકારતાંજ કબરમાંથી સાદ આવ્યો કે, ઓ મેહેમુદ! તારો ધાંટો મેં સાંભળ્યો છે અને તારી સલામ મેં કબુલ કરી છે. ત્યારે અરજ કરી કે, જ્યારે સલામ કબુલ કરી તો કાંઇ પ્રસાદીની કૃપા કરશો? કે જે અમે અહાર કરીએ. તેજ વખતે કેડ સુધીની છબી કબરની બહાર આવી. તેના ખોબાની અંદર શીરો હતો. તે કાજીને આપ્યો. તે સઘળા લોકોએ લીધો અને ખાધો.

એમના મુરીદોમાં ગુજરાતી અમીર ઇમાદુલમુલ્ક એમના ઉપર ખરેખરી આસ્તા રાખતો હતો અને તે છેક સટાસટના મંદવાડમાં ફસાઇ પડયો અને પીરની સેવામાં તેણે અરજ કરી. કાજીએ સરજનહારના દરબાર ભણી પોતાના બેઉ હાથ ઉંચા કર્યા. ત્યાંથી વાણી થઇ કે, તેની ઉમ્મત છેક છેડે પહોંચી ચુકી છે. આ રોગમાંથી તે બચવાનો નથી. કાજીએ ઘણી પળસીઓ કરી તે વખતે વાણી થઈ કે, તમારી ઉમરમાં હવે બાર વરસ બાકી છે તેને તે વરસ આપો તો તેટલી મુદત તે જીવતો રહેશે. એમણે કબુલ કર્યું. મુરીદોએ ઘણી વિનંતી કરી કે, આપની ઉમર લાંબી થવા દો. કેમકે આપ જીવ્યાથી ઘણો લાભ છે. અને આ દોલતને અમારી ઉપર શા વાસ્તે બંધ કરો છો? ત્યારે જવાબ દીધો કે, મેં જે કબુલ કર્યું છે, તેથી નહિ ફરૂં. એથી આ પીરની ઉમરના બાર વરસ ઇમાદુલમુલ્કને અપાયા અને નવેસરથી જીવતો થયો. તેને જીવતદાન મળ્યું પરંતુ આ ઉમર દુઃખમાં કપાઇ અને આફતોમાં ફસાયલો રહ્યો. કાજીની ઉમરના થોડાક દિવસ રહેલા મુરીદોને વસીઅતો કરવામાં અને સેવકોને શિક્ષા આપવામાં લગાડયા.

" ખુદાઇ પ્રેમનો ઉભરો થવાથી હિંદી બોલીમાં કવિત કહેતા હતા. એમનું અસલ વતન બીરપુર છે અને યુવાનીની શરૂઆતમાં અમદાવાદમાં આવી

રહેલા અને હી.સને ૫૨૦માં બીરપુરમાં જઈ મુકામ કરેલો અને અગીઆર વરસે એમને પ્રેમ પ્રગટ થયેલો બાપથી એકાંતવાસની રજા લીધેલી અને શહેરની વસ્તીથી દુર જંગલમાં વાસ કરેલો. કોઇ કોઈ વખતે બાપની સેવામાં હાજર થતા અને બોધ લેતા હતા અને કામ થઇ રહેતા પોતાના વાસમાં જઇ રહેતા. આવી રીતે પંચાવન વરસ કાઢયા.

જ્યારે ૬૭ વરસની ઉમરે પહોંચ્યા. ત્યારે રબ્બીઉસ્સાની માસની ૧૩ મી તારીખે હી. સન ૫૪૧ માં ફીરસ્તાનો સંદેશો પહોંચી ગયો. તે વખતે ગવૈયાઓને બોલાવીને મસ્તીમાં આવી બેભાન થયા. અને ઝુમતા ઝુમતા મસ્તક ધરણી ઉપર ટેકવી દીધું. ( સિજ્દો કર્યો. )

મરી ગયા પછી કબરની પાસે રાગ થાય તો કબર ઉપર પરસેવો આવી જતો. એ ઘણા લોકોએ આ કરામત જોઇ છે. અને તે પરસેવામાં પલાળી રૂમાલો લાવેલા છે. આ ભેદ શું હશે તે ખુદા જાણે. એમની કબર બીરપુરમાં છે. મેદનીમાં ( સંઘમાં ) દુર દુરથી લોકો આવે છે.

## નડીઆદના પીરો.

**મીયાં અલોલક**—એક આત્મજ્ઞાની પુરૂષ શેખ મુહંમદ નામના હતા. એવું કહેવાય છે કે, નડીઆદ કસબા તાબાના ગામોમાંથી કોઈ ગામમાં રહેતા હતા. ભોગજોગે એક દિવસે શાહેઆલમ સાહેબની સ્વારી તે તરફ ગઈ તે વખતે તે પોતાના ઘરના ઉમ્મરે બેશી બીંડીનું શાક સમારતા હતા અને જ્યારે એમણે જોયું કે એમની સ્વારી આવે છે તો તે તરફ પુંઠ કરીને બેઠા. અને દિલમાં મનસુબો ઘડયો કે મને આજ કોઇ માન ભરેલા નામથી બોલાવે તો જાણું કે આ વલી છે.

જ્યારે સ્વારી ત્યાં પહોંચી ત્યારે એમના નામથી શાહેઆલમ સાહેબે એમને બોલાવ્યા. પણ એમણે ઉત્તર દીધો નહિ. બીજી વખત બોલાવ્યા તોપણ ઉત્તર ન દીધો અને ત્રીજી વખતે બોલાવ્યા તોએ જવાબ દીધો નહિ, તે વખતે હસીને બોલ્યા કે, "મીયાં અલોલક બોલતે કયું નહિ ?" ત્યારે ઉઠીને એ આવ્યા અને પગે લાગ્યા. નડીઆદમાં અહમદાબાદી દરવાજા બહાર મીયાં અલોલકની કબર લોકોના દર્શનનું ઠામ છે.

**સૈયદ ઈમામુદ્દીન સાહેબ (પીરાણાના પીર)**—ઇરાકમાંથી એમના પિતા સૈયદ કબીરૂદ્દીન હિંદુસ્તાનમાં આવેલા. તે કરામતી પુરૂષ હતા. ઘણા હિંદુ મુસલમાનોને સતમાર્ગ દર્શાવેલો તે લાહોરમાં ગુજરી ગયા. તેમની

કબર ત્યાંજ છે. તેમના દીકરા સૈયદ ઇમામુદ્દીન છે, જેમનું પેઢીનામું આવી રીતે છે. ઇમામ જાફરે સાદકના પુત્ર સૈયદ ઇસ્માઇલ સાહેબ સુધી આવી રીતે પહોંચાડવામાં આવે છે.

ઇમામ અલી અબદુલ્લા ઇમામ જાફરે સાદિકના સૈયદ ઇસ્માઇલ, ના સૈયદ મનસુરના સૈયદ ગાલીબના સૈયદ અબદુલ મજીદના સૈયદ મુસ્તનસર બિલ્લાના સૈયદ જમાલના સૈયદ અહમદના સૈયદ હાસીમના સૈયદ મુહંમદના સૈયદ મેહેમુદના સૈયદ મુઈમુદીનના સૈયદ ખાલીદના સૈયદ અબદુલ મોમીનના સૈયદ ઇસ્લામુદી નના સૈયદ સલાહુદીનના સૈયદ શમશુદીનના સૈયદ નસીરૂદ્દીનના સૈયદ શહાબુદ્દી નના સૈયદ સદરૂદીન મેહેમુદના સૈયદ કબીરૂદીન હસનના પુત્ર સૈયદ ઈમામુદીન.

એવું કહેવાય છે કે ઘણા લોકો સૈયદ ઇમામુદીનના હાથે મુસલમાન થયા અને આ કામ હાલ સુધી એમના વંશમાં ચાલુ છે કે ઘણા મુસલમાન થાય છે અને આ નવા મુસલમાનોને એમની બોલીમાં મોમના કહે છે એ લોકો પીરને ઘણું માને છે જે કંઈ તે પેદા કરે તેમાંથી એમની દરગાહ અને ઓલાદના ખર્ચના વાસ્તે દશમો ભાગ લાવે છે. તે અહીં સુધી કે, જો દશ બાળક હોય તો એક દરગાહમાં મુકાય અને ત્યાંની સેવામાં ચાકરી કરતો રહે. એનો ટુંકો સાર એવો છે કે, માલ તો માલ પણ જીવથીએ એમની સેવા કરવામાં ચુકતા નથી. જેમકે એમના પરધર્મી મુરીદોનું કપાઇ મરવું ઔરંગઝેબ બાદશાહના રાજના વર્ણનમાં લખવામાં આવ્યું છે.

એમના વંશના માણસો ગુજરાતના તથા દક્ષિણના દેશોમાં પથરાએલા છે અને દરેક ઠેકાણેથી મુરીદો આવે છે અને ભેટો લાવે છે અને તેઓ ઘણી આશાએશ અને સુખની જીંદગી ભોગવે છે. એમની ઓલાદના માણસો ગેર ઇસ્લામી રીતભાત વગર ઇસ્લામી લોકોના દિલરંજન કરવા ચાલુ રાખે છે તેથી આ શહેરના પીરજાદા લોકો તેમની સાથે ભળતા નથી અને એમના ઉરસો તથા મીજલસોમાં ઘણી આવજાવ કરતા નથી.

સૈયદ ઇમામુદીનની દરગાહ અહમદાબાદથી પાંચ ગાઉ ઉપર કરતામાં છે, એમની ઓલાદના માણસો જો ત્યાં હોય તો દરેક જણને દરરોજનું માસીક, અથવા વાર્ષિક લવાજમ દરગાહમાંથી આપવામાં આવે છે, બહાર ગામોથી ઘણી ભેટો દરગાહમાં દાખલ થાય છે, પંથીઓને વાસ્તે સદાએ સદાવ્રત ચાલુ છે. ગાદી ઉપર ઓલાદવાળા તથા સેવકો એવા માણસને બેસાડે છે કે, જેને પુત્ર કે સ્ત્રી હોય નહિ. તેને કાકા કહે છે અને દરગાહનું સઘળું જોખમ એનાજ માથે છે કોઇને આંવદાની તથા ખર્ચ તથા ભાગવટી તથા સૈયારૂ કામકાજની અંદર કરવા દેતા નથી. અહીંનો માલ કોઈ

ખરચ કરી શકતું નથી અને ઓલાદવાળા તથા સેવકો સર્વ તેના તાબામાં રહે છે. રમઝાન માસની તા૦ ૨૭ મીએ તેમનો ઉરસ થાય છે.

**ધોળકાના પીર.**

**શેખ હસન કુતુબ**—( લોકોમાં શાહ વિલાયત કહેવાતા ) નિઝામુદીન ઓલીઆના ખલીફા હતા. બીજા કેટલાક ઓલીઆની સાથે ગુજરાતમાં આવેલા અને અહમદાબાદથી દશ ગાઉ ઉપર આવેલા ધોળકામાં વતન કરી રહેલા. એક વખતે શેખ મુહમદ ઇસા જોનપુરીની સોબતનો લાભ મેળવવા ધોળકેથી જોનપુર ગયેલા ત્યાં આગળ એક વિદ્યાર્થી બહાઉદીન શેખ નામનો હુશીઆર ચાલાક આ શેખ હસન સાહેબ પાસે રહેવા લાગ્યો, આ શેખ હસન સાહેબને કીમીઆની વિદ્યા આવડતી હતી. જ્યારે શેખ બહાઉદીનને ફકીર સ્વભાવ અને યોગ્ય પુરૂષ જોયો ત્યારે કહ્યું કે, મારી સાથે તું જંગલમાં ચાલ. તે એમની સાથે ગયો, અને એમણે કીમીઓ કરીને શેખ બહાઉદીનને આપી કહ્યું કે તને જોઇએ તો એમાંથી ખરચ કરજે. જો તું ફરીથી બનાવી શકે તો ઠીક નહિંતર મને કહેજે હું ફરી તને કરી આપીશ. શેખ બહાઉદીને અરજ કરી કે મને આપ પાસેથી બીજી જાતનાં કીમીઆ મળવાની આશા છે. આ કીમીઆ મારા કામમાં નહિ આવે. આ પીર તેના ઉપર રાજી થઇ ગયા અને તેને આત્મબોધ આપવા લાગ્યા. જ્યારે શેખ ઇસાની મુલાકાતનો અંત આવ્યો ત્યારે ખીલાફતનો લાભ તથા વસ્ત્રની પ્રસાદી લઈ ધોળકા તરફ આવ્યા. શેખ બહાઉદીને અરજ કરી કે મને મુરીદ કરો અને ખલીફો બનાવો. પીરે જવાબ દીધો કે, તારો પીર આ શહેરમાં છે. પરંતુ તને એટલીજ સોબત પ્રભુએ આપવાનું ઠરાવેલું. કેટલેક દહાડે શેખ બહાઉદીન શેખ ઇસાની સેવામાં ગયા અને મુરીદીનો લાભ લીધો એમની દરગાહ ધોળકામાં ઘણી વિશાળ તથા દબદબા ભરેલી છે. જીલકદ માસની તા૦ ૧૭ મીએ ઉરસ થાય છે અને ચાર પાંચ દિવસ રહે છે.

**માંગરોલ ( કાઠીયાવાડ ) ના પીર.**

**સૈયદ સીકંદર માંગરોલી**—સૈયદ મસઉદના દિકરા મખદુમ જહાંનીઆના ખલીફા તેમની કબર માંગરોલમાં છે અને તેમનો ઉરસ રબીઉસ્સાની માસની તા. ૧૧ મીએ થાય છે.

**ભડીઆદના પીર.**

**સૈયદ મુહંમદ**—એમની દરગાહ ભડીઆદમાં છે. અહીં મેદની થાય છે અને માનતાઓ મનાય છે. તેમનો રજબ માસની ૧૩ મી તારીખે ઉરસ થાય છે.

**કસ્બે ઉના દેલવાડાના પીર.**

**મૌલાના શમશુદ્દીન**—તેમની દરગાહ સોરઠ સરકારના ઉના ગામમાં છે. હી. સન ૮૦૪ ના શાબાન માસની તારીખ ૧ લીએ ગુજરી ગયા.

**દેવાણના પીર.**

**ચીહલ શહીદ**—દેવાણમાં છે. ઉરસ ૧૮ શાબાને થાય છે.

**ખંભાતના પીર.**

**શીહાબુ ચિસ્તી**—
**શેખ ઉમર ચિસ્તી**— } એમનું મહાન પુરૂષપણું અને કરામત પ્રસિદ્ધ છે જીલ્હેજ માસની ૨૫ મી તારીખે હી. સન ૮૭૧ માં ગુજરી ગયા. તેમની દરગાહ ખંભાત બંદરમાં છે.

**કાજી નુરૂદીન**—કાજી નુરૂદીન સુફી હુઝુરના નામથી પ્રસિદ્ધ ખંભાતમાં છે. તેમનો ઉરસ જમાદીઉલ અવ્વલ માસની તા૦ ૨૫ માએ થાય છે.

**મૌલાના મીયાં કુદ્દસ**—એમની કબર ખંભાતમાં છે. જમાદીઉસ્સાની માસની તા. ૧ ના દિવસે ઉરસ થાય છે.

ખંભાત બંદરની જુની વસ્તી છે અને જુના કાળના ઘણા વલીઓ સુતેલા છે જેમની હકીકતની પુરેપુરી કોઇને માહીતી નથી. જેમની ખબર મળી તે લખવામાં આવ્યા છે.

**ભરૂચના પીર.**

**સૈયદ શરફુદ્દીન મશહદી**—તે સૈયદ અલાઉદ્દીન મશહદીના દીકરા, મુરીદ ખલીફા તથા મખદુમ જહાંનીઆના જમાઇ હતા. એમની સાથે રહી ઘણી મુસાફરીઓ કરેલી. મખદુમ જહાંનીઆએ એમને રવાના કરતી વખતે એક દાતણ આપેલું અને કહેલું કે, જે ઠેકાણે ઉતરો તે ઠેકાણે આ દાતણને ભોંયમાં ઠોકવું. જ્યાં લીલું થઇ પાના ફુટે ત્યાં તમારી રહેવાની જગા છે એમ ધારવું. તેમના કહેવા પ્રમાણે તે ભરૂચમાં લીલું થયું અને એ સાહેબે ત્યાં ઉતારો કર્યો અને આખી ઉમર તહીંજ રહ્યા. તેઓ લોકોને ધર્મ માર્ગ શીખવતા હતા. હી. સન ૮૦૮ ના રજબ માસની તા. ૧૮ અદીતવાર અને રવીવારના દિવસે બપોર તથા પાછલા પહોરની નિમાજના વખતની અંદર ગુજરી ગયા. પૂર્વ તરફ ભરૂચથી એક ગાઉ ઉપર એમની દરગાહ છે અને એમના વંશના લોકો અહમદાબાદ તથા ભરૂચમાં છે.

**મૌલાના ગ્યાસ ભરૂચી**—મીયાં ગ્યાસ ભરૂચમાં હતા. એ પ્રભુના ખાસ પુરૂષ અને લોકોમાં સર્વોત્તમ હતા. એવું કહેવાય છે કે જે કામનો માણસ એમને મળતો તેની સંભાળ કરતા અને લોકો ઉપર ઉપકાર કરતા

હતા. ખોરાકી, વસ્ત્ર, ધાન્ય પુસ્તકો, સરસામાન, હથીઆરો, ઓજારો, સઘળા પરોપકાર અર્થે ઘરમાં ગોઠવી મુકયા હતા. એમનાથી કામ કરતા હતા. તેમ છતાં તપેશ્વરી તથા શુદ્ધતા ભરેલા હતા. શેખ અબ્દુલ વહાબ કહે છે કે મેં એક વખતે પેગમ્બર સાહેબને સ્વપ્નામાં જોયા ત્યારે મેં અરજ કરીકે, આ વખતે પૃથ્વી ઉપર કયો ઉત્તમ નર હશે? ત્યારે ફરમાવ્યું કે, ઉત્તમ મીયાં ખ્યાસ છે અને તે પછી તારો પીર છે એટલે શેખ અલી અને તે પછી મુહમુદ તાહીર. તેમનો ઉરસ રજબ માસની ૨૧ મી તારીખે થાય છે.

**મખદુમ મૌલાના શેખ મુહમદ**—એ અહમદશાહના પુત્ર ભરૂચના ઉસ્તાદ હતા. દરવાજા મહોલ્લામાં એમની કબર છે. રબીઉસ્સાની માસની ૨૭ તારીખે તેમનો ઉરસ થાય છે.

**મૌલાના બદર કિવામ**—કાજી કમાલુદીન નેહેરવાલીના ભાઈ હતા. તે ભરૂચમાં છે તેમનો ઉરસ જમાદીઉસ્સાની માસની તા૦ ૧૦ મીએ થાય છે.

**શેખ મુબારક**—તે શેખ બહાઉદ્દીન જોનપુરીના ખલીફા હતા. તેમનો ઉરસ જમાદીઉલ અવ્વલ માસની તા. ૧૩ મીએ થાય છે.

**સૈયદ મેહમુદ બીન સૈયદ ઝૈનુદ્દીન**—ભરૂચમાં છે. તેમનો ઉરસ જમાદીઉલ અવ્વલ માસની તા. ૧૩ મીએ થાય છે.

**કાજી ઘલમુદીન**—ભરૂચમાં છે. તેમનો ઉરસ રજબ માસની તા. ૫ મીએ થાય છે.

**બાગોર તથા બાબા હુબશ**—ભરૂચ જીલ્લાના હરીઆ બનમોદ ગામમાં એમની કબર છે. તેમનો ઉરસ રજબ માસની તા૦ ૧૫ મીએ થાય છે.

**શેખ મુહંમદ**—લોકોમાં કાઠીશાહ કહેવાય છે. શાબાન માસની ૨૧ મી તારીખે ઉરસ થાય છે.

**શેખ મુસા તથા શેખ ઈસા**—એ બેઉ ચરખીના કહેવાય છે. કબરો ભરૂચમાં છે બેઉનું ઉરસ માંહે શાબાન માસની તા. ૨૨ મીના રોજ થાય છે.

**શેખ અમીનુર રહેમાન**—કમાલુદીન સરીઉલ ભરૂચીના પુત્ર થાય છે તેમનો ઉરસ રમઝાન માસની ૧૩ મી તારીખે થાય છે.

**મૌલાના અતા**—હાફિઝના નામથી ઓળખાતા ભરૂચમાં છે. તેમનો ઉરસ સવાલ માસની તા. ૨૫ મીએ થાય છે.

**સૈયદ અબદુલા એદરૂસી**—શરીફ શેખ અહમદાબાદી એદરૂસીના પુત્ર, એમની દરગાહ ભરૂચના કિલ્લામાં છે.

**શેખ હશન સેરમસ્ત**—શેખ અઝીઝુલ્લ અલમુતવકલ અલહ્લાના ત્રીજા પુત્ર છે. તે હંમેશા પ્રભુ ઐકયતાના સમુદ્રમાં ડુબેલા અને મસ્તાન

હતા. નિમાજના પાંચે વખતે એમને ભાન આવતું અને સલામ ફેરવ્યા પછી ભાનને વિદાયગીરી કહેતા. તે ભરૂચમાં દટાયા છે.

**બાબા ગંજે રહેમાન**—ભરૂચમાં એમની કબર છે. શાબાન માસની તા. ૬ ઠીએ ઉરસ થાય છે. બીજી હકીકત મળી નથી.

**સૈયદ ઈસ્માઈલ પીર છત્ર**—સૈયદ શરફુદીનના પાણી પાનારા, એમની એક કરામત હમણાં સુધી ટકી રહી છે. જેને આખું જગત જુએ છે. એમની કબર ઉપર ખામણું બનેલું છે તેમાં પાણી ભરેલું છે. તે પાણીને હજારો માણસ પીએ છે પણ તે પાણી ખૂટતું નથી. પ્રભુ જાણે કે શો ભેદ છે. એમની કબર ભરૂચમાં છે.

**નવસારીના પીર**

**મખદુમ શેખ નશીર જમાલ**—શેખ શહાબુદ્દીન સોહોરવર્દીની ઓલાદમાં છે. પોતાના વખતમાં પ્રભુ સત્તાધારી હતા. એમના બોધથી ઘણા માણસો આશાએ પહોંચેલાં છે. સુરત અંદર તાબે નવસારીમાં કબર છે. તેમનો ઉરસ શાબાન માસની ૧૦ મી તારીખે થાય છે.

**શેખ મુહંમદ ફૂઝલુલ્લા**—નવસારીમાં, ઉરસ જમાદીઉસ્સાની માસની સાતમી તારીખે થાય છે,

**સુરતના પીર**

**સૈયદ સેફુલ્લા રફાઈ**—સુરત તાબે રાંદેરમાં કબર છે. જમાદીઉલ અવ્વલ માસની ૫ મી તારીખે ઉરસ થાય છે.

**સૈયદ મુહમદ એદરૂસી**—ભરૂચમાં સુતેલા સૈયદ અબ્દુલ્લા એદરૂસીના પુત્ર. સુરતમાં કબર છે. જીલહજ માસની ૧૭ મી તારીખે ઉરસ થાય છે.

**સૈયદ સાદુલ્લા**—મહા વિદ્વાન અને તત્વ શોધક ધર્મશાસ્ત્ર તથા તર્કના જ્ઞાની હતા. એમના રચેલા ઘણા પુસ્તકો છે. સુરતમાં આરામ લે છે. હી૦ સન ૧૧૩૮ ના જમાદીઉલ અવ્વલ માસની તા૦ ૨૭ મીએ ગુજરી ગયા.

**નર્મદા કાંઠા ઉપરના પીરો.**

**બાબા પ્યારે**—એમની પુરી હકીકત મળી નથી. નર્મદા નદીના કીનારા ઉપર સુતેલા છે. એમની ઉપર ઘુમટ તથા દરગાહ છે અને ત્યાંનો ઘાટ બાબા પ્યારેના ઘાટના નામથી જગત પ્રસિદ્ધ છે.

**પેટલાદના પીર**

**અરજન શાહ**—અહમદાબાદથી ત્રીશ ગાઉ ઉપર પેટલાદમાં સુતેલા છે. એમની હકીકત લોકોની જીભ ઉપર સદાએ ચાલુ છે.

## વિભાગ ૩ જો. વસ્તી વિચાર.

ગુજરાતી સુલતાનોના વખતમાં ધીમે ધીમે પરદેશી લોકો દરેક શહેર અને દેશોમાંથી જેમકે સૈયદો, પીર લોકો, વિદ્વાનો, ગૃહસ્થો, અશરાપ, અને જુદી જુદી જાતિના માણસો, અરબ લોકો તથા ઇરાનીઓ, તુર્કી, ઇરાકી, હિંદુસ્તાન તથા સિંધના કારિગરો અને ભોંય ઉપર તથા સમુદ્ર ઉપર વેપાર ખેડનારાઓ ધર્મવાળાઓ, ન્યાય, પ્રજાપાલણ, રાજ્યનીતિના વખાણો સાંભળી પોતે આવેલા અથવા સરકારે બોલાવેલા હોવાથી ધીમે ધીમે અત્રે આવી રહેલા. તે પછી નોકરો, બાદશાહી જાગીરદારો, અને હિંદુ તથા મુસલમાનં સિપાઇઓ સુબાઓની નોકરીમાં અહીં આવી પહોંચેલા. અહમદાબાદ એ સ્વચ્છ જગા અને લાભકારી સ્થળ હતું. તથા સુખ શાન્તિના વસ્ત્રને અહીંની ધુળ ગ્રહણ કરતી હતી. વગર ખટકે કંઇ પણ જોખમ જોવામાં ન હોવાથી અહી રહેઠાણ કરીને અત્રેજ રહી પડેલા કેટલીક પેઢીઓથી સારા સારા મકાનો બનાવી અહીં રહેલા, તેમના વંશજો અત્યાર સુધી જોવામાં આવે છે. પરંતુ કેટલાક અહીં આ દેશમાં તોફાનો ઉભા થવાથી અહીંથી વિખરાઇ ગયેલા અને તે લોકોની હકીકત આપવાને કલમ તથા જીભ અશક્ત છે.

મુસલમાન લોકો જે બાપદાદાના વખતથી પ્રગણા તથા ગામડાઓમાં રહે છે. જેમકે કુરેશી લોકોને (ગુજરાતી) સુલતાનોના વખતથી જાગીર બની દાસરા પરગણા, ચંદરાયણ અને ઉંઝા ગામ વિગેરેમાં રહેતા આવ્યા છે તે વખતનાજ હાલ પણ હશે. એમનું વર્ણન પણ પુરેપુરૂં અપાઇ શકાતું નથી અને ખરૂં પૂછો તો અતિશ્યોક્તિ ભરેલું છે. તેથી અહમદાબાદના ઉજ્જડ થયા પછી જે લોકો ગુજરાતી બાદશાહના વખતથી રહેનાર છે અને તે અસલ ગુજરાતી લખાય છે અને તેજ કસબાઓ તથા ગામડામાંથી આવી ભેગા મળી અહીં રહે છે અને તેમના બાપદાદાના નામથીજ હાલ પણ ઓળખાય છે. જેમકે ડીસાવાલ પાટણ તાબે ડીસાના છે. મારાથી જે બન્યું તે પુરવાર કરી મેં લખ્યું છે.

હવે જાણવું જોઇએ કે, મુખ્ય વતની એજ જાતના માણસો છે. મુસલમાન અને હિંદુઓ અને એમનેજ બાપદાદાના વખતના અસલ ગુજરાતી કહી શકાય છે.

**મુસલમાન વહોરા**—હિંદ તથા સિંધ દેશના શહેરો તથા કસબાઓ

અને તેમજ અરબસ્તાન તથા ઇરાનમાં જ્યાં ત્યાં એ લોકો વેપાર અર્થે જાય છે અને રહે છે. તેઓમાંના ઘણા ખરા અસલ ગુજરાતી છે અને તેમના મુસલમાન થવાના લોકોમાં સાધારણ રીતે બે કારણો કહેવાય છે. પરંતુ ભરૂસાદાર વાત આ છે કે, એક પવિત્ર તથા મહાન વિદ્વાન મુલ્લાં મુહમદ અલીના બોધથી એ મુસલમાન થયા છે. મુલ્લાં મહમદઅલીની કબર ખંભાતમાં છે. અને ત્યાં પીરરવાના નામથી ઓળખાય છે અને હમણાં સુધી નાની જમાતના વહોરાઓ" ત્યાં જ્યારત (દર્શન) કરવાને જાય છે. અને ભેટો લઇ જાય છે. આ દેશમાં આવવાની વખતે મુલ્લાં પહેલવહેલાં ખંભાત બંદરમાં આવ્યા. તે વખતે ગુજરાતના લોકોને ઇસ્લામ વિશેનું કંઇ જ્ઞાન નહોતું. આ લોકોનો એક પીર હતો જેને પીર કુબરા (મોટા પીર) કહેતા હતા. ઘણા લોકો એ પીરને માનતા હતા તેથી મુલ્લાંએ આ યુક્તિ ઘડી કે, પહેલાં તે પીરની પાસે જઇને તેમના મુરીદ (સેવક) બનવું અને તેને ધર્મ તથા બુદ્ધિ પૂર્વક દાખલાઓ આપી મુસલમાન બનાવવો અને પોતાના શ્લોક (કલમા)નો ભાઇ કરી લેવો અને પછી બીજા લોકોને બોધ આપી મુસલમાન કરવા. તે ઉપરથી તેણે પીરની સેવામાં કેટલાક વરસ કાપ્યા તથા તેમની ભાષા શીખી લીધી. અને તેમના પુસ્તકો વાંચ્યા અને તેમની વિદ્યાની માહીતી મેળવી અને ધીમે ધીમે ધર્મગુરૂને ઇસ્લામી ધર્મની હકીકતથી વાકેફ કીધો. તેને મુસલમાન બનાવ્યો. જ્યારે તે મુસલમાન થયો ત્યારે તે પીરને જોઇ બીજા લોકો તેના સેવકો પણ મુસલમાન થયા. છેવટે રાજાના પ્રધાને, જેના હાથમાં સઘળી સત્તા હતી તે ધર્મગુરૂના મુસલમાન થવાની હકીકત સાંભળી અને તેની સેવામાં જઇ તેમની તાબેદારી બતાવી મુસલમાન બન્યો. પરંતુ એક મુદત સુધી તે ધર્મગુરૂ તથા તે પ્રધાન અને તે ગુરૂના ચેલાઓએ પોતાનું મુસલમાન થવાનું છાનું રાખેલું તથા રાજાની બીકના લીધે બનતા સુધી આ વાતને છાની રાખવાના યત્ન કરતા હતા. પરંતુ કહેલું છે કે, મોહતસિબ તથા કોટવાલની વાત બાદશાહ શું જાણે?

પ્રધાનના મુસલમાન થવાની હકીકત રાજાએ જાણી અને તેની હકીકત પ્રગટ કરવાની તજવીજ કરવા લાગ્યો. એક દિવસે ઓચિન્તો તેના ઘરમાં આવી ગયો અને નિમાજમાં ઘુંટણીએ પડેલો દીઠો. તેથી રાજા તેની ઉપર રીસ ચઢાવી બેઠો. પ્રધાને રાજાની ઇતિરાજીનું કારણ વિચાર્યું અને જાણ્યું કે, નિમાજ ઘુંટણીએ ઢળવાનું અને ભોંયે મસ્તક મુકવાનું જોઇ એ ગુસ્સે થયો છે.

ખુદા રહેમતની તેના ઉપર દ્રષ્ટિ થઇ. તે ઉઠયો અને તેણે તુરતજ ઉત્તર દીધો કે, સાહેબ મારા ઘરના ખુણામાં એક ઝેરી સાપ નીકળેલો જોઇ આ પ્રમાણે કરતો હતો. અને તેનાથી છુટા થવાની ગોઠવણ કરતો હતો. રાજાએ જ્યારે તેના ઘરના ખુણામાં જોયું તો દૈવયોગે એક સર્પ તેના જોવામાં આવ્યો. વજીરની વિનંતી ખરી જણાઇ અને રાજાનો શક દુર થઈ ગયો. છેવટે રાજા પણ છાની રીતે મુસલમાન થયો. તે લોકોની સલાહ સંપ રાખવાને વાસ્તે પોતાની મુસલમાની છાની રાખતો હતો. જ્યારે એનો મૃત્યુકાળ છેક નજીક આવી પહોંચ્યો ત્યારે તેણે વશીઅત કરી કે, મને હિંદુ રીતિ પ્રમાણે બાળશો નહિ પરંતુ મુસલમાનોની રીત પ્રમાણે દાટી દેજો. ટુંકમાં એ સાહેબ શીઆ પંથના હતા, તેથી તે સઘળાઓ તેજ પંથ પાળવા લાગ્યા. જ્યારે પાટણ મોટું શહેર થઈ ગયું ત્યારે ઘણા વહોરાઓ ત્યાં રહેવા લાગ્યા. જે વખતે સુલતાન મુજફ્ફરશાહે આ દેશને જીત્યો ત્યારે તેની સાથે દીલ્લીથી આવેલા મોલવીઓ ( વિદ્વાનો ) સુન્ની પંથના આવેલા. તેમણે સુન્ની પંથની ખરી માહિતી આપી સાબીત કરી આપ્યાથી પાટણ તથા તેની આસપાસના કસ્બાઓ વિગેરેના વહોરાઓ સુન્ની થઇ ગયા. અને બીજા પ્રગણા તથા ગામડાઓમાં તે લોકો પોતાના જુના શીઆ પંથ ઉપરજ રહ્યા. ઘણા વરસ સુધી બે પંથોના હેર ફેર છતાં પણ એકજ નાત હતા અને કન્યા અપાતી લેવાતી હતી. પછી અસ્ટોડીઆ દરવાજાની અંદરની દરગાહવાળા સૈયદ જાફર શીરાજીની દલીલોથી સાબીત કરી એમણે સગાઇનો સંબંધ કાપી નાખ્યો. ત્યારથી સુન્નીઓ મોટી તથા શીયા નાની જમાતના નામથી પ્રસિદ્ધ થયા.

હવે નાની જમાતમાં હંમેશા એક વિદ્વાન અને મોટો ગુણવાન પુરૂષ હોય છે અને તેને મુલ્લાં કહે છે તે તેમના પંથ પ્રમાણે તેમને બોધ આપે છે. અને જકાત તથા પંચમાંશ આ વિદ્વાનને લોકો આપે છે અથવા તેની તરફના નાયબને દે છે. તે એવા હેતુથી કે, મદીનાના સાદાન તથા વહોરાઓના લાચાર માણસોને મુલ્લાં સાહેબ વહેંચી દે. શીઆ પંથ પ્રમાણે તે લોકોની પાકી તથા શુદ્ધતા છે, કેટલાક અવિદ્વાનોને ખરી માહિતગારી ન થવાથી સાત શીઆની ટોળીમાં નાની જમાત વહેંચાઇ ગઇ. ૧ દાઉદીઆ, ૨ સુલેમાનીઆ, ૩ અલીઆ, ૪ ઝેદીઆ, ૫ હજુમીઆ, ૬ ઇસમાઇલીઆ, ૭ નઝારીઆ. સાતમી ટોળી કરમનાવાળા સૈયદ ઇમામુદ્દીનની છે. અને ભાગ્યેજ થોડા માણસો ઇશનાઅશરી ( ૧૨ વાળા ) શીઆના પંથ ઉપર હશે.

હવે આ લોકો સદાએ શીઆ અને તે લોકોના ધર્મથી ઉલટા છે, તેથી એમની ઉપર ઘણી આફતો આવતી રહેલી છે. જેમકે ઔરંગઝેબ બાદશાહના વખતનાં વર્ણનમાં કહેવામાં આવ્યું છે. એ લોકો પોતાના પુસ્તકો વહોરા વિના કોઇથી સંતાડીને રાખે છે અને પોતાની ખરી હકીકતને કદીએ કબુલ કરતા નથી. અને કોઇને વાકેફ થવા દેતા નથી. પરંતુ જે હકીકત અમને મળી તે દર્શાવી છે.

એ ટોળામાં રુઘળા નહિ તો થોડા માણસો પડવેથી માસનો પ્રારંભ કરે છે. અને તેથી ચંદ્ર દર્શન પહેલાં એક કે બે દિવસથી રમઝાન માસને શરૂ કરી અપવાસ કરે છે અને ત્રીશ અપવાસ પુરા કરી પડવાના દહાડે અઠાવીશમી અથવા ઓગણત્રીશમી તારીખે અપવાસ છોડી દઈ ઇદ પાળે છે. ઔરંગઝેબના વખતમાં એ લોકોને શાબાન માસના આખરે જબરજસ્તીથી ખાવા પીવાને વાસ્તે લાચાર કરતા હતા અને રમઝાન માસમાં ફરીથી લાવીને ખાવા પીવા નહોતા દેતા. અને કેદ રાખતા હતા. હજુરમાંથી એક દરોગો તેમની ઉપર રાખવામાં આવતો. તેમજ શિક્ષકો શીખવવાને અને સુન્ની લોકો પ્રમાણે નિમાજ પઢવાને ઇમામ હુજુરમાંથી ઠરાવવામાં આવતા હતા.

વહોરા શબ્દની ઉત્પત્તિ એવી છે કે, હિંદુઓમાં બ્રાહ્મણ તથા વાણી-આમાં હમણાં સુધી વહોરાની અટક હોય છે અને બાપદાદાના વખતથી તેઓ એજ નામથી ઓળખાય છે. જે મુહમદઅલી મૌલાના બોધથી મુસલમાન થયા છે તે તેજ લોકો હશે અને તેમની તેજ અટક ચાલુ રહી છે. પીરની પાસે પહેલા મુસલમાન થઈ ઇમાન લાવનાર વહોરા હોવાથી તેમના વંશના માણસોનું પણ તેજ નામ રહી ગયું છે. બીજા કારણો બતાવવામાં આવે છે. તેના ઉપર પાકો ભરૂંસો નથી. ખરૂં ખોટું તો પ્રભુ જાણનાર છે.

**હિંદુ જ્ઞાતિની નાતો**—હિંદુઓમાં જુદી જુદી નાતો તથા જાતો છે. જેમકે બ્રાહ્મણ, સેવડા, ક્ષત્રી, રજપુત, વાણીઆ, ( બક્કલ ) કાયસ્થ, કણબી, સોની, કોળી, અને ધંધાદારીઓ સોની, લુહાર, ધોબી, ઘાંચી, સુતાર, વણકર, દરજી, ખાટકી, ચામડીઆ, ભંગી, ઢેઢ, વિગેરે લોકોની નાતો, એ લોકોજ હિંદુ કહેવાય છે. એ લોકો અહીંના જુના વતની છે. અથવા બીજા દેશથી આવી અત્રે રહેલા છે. અને દરેક નાતમાં કાળ વિત્યે અને સંસારના હેરફેરથી જુની જાતી વ્યવસ્થામાં માબાપના જુદા જુદા સંબંધો થયાથી જાતમાંથી જાત અને નાતમાંથી નાત ઉભી થઇ છે. તે અહીં સુધી કે, બ્રાહ્મણોની જ્ઞાતિમાં કે જેનાથી કુળ કુટુંબમાં કોઇ નાત ચઢીઆતી નથી. આ વેદના

શરણે તેઓમાં ચાર ભેદ હતા. રૂગવેદી, યજુરવેદી, શામવેદી અને અથર્વવેદી તેની હમણાં ઘણી નાતો થઇ ગઇ છે.

આ વિચારથી બીજી નાતોમાં જે મૂળ ઉપર ટકી રહ્યા છે તે લોકોને તેમની ભાષા રૂઢીમાં વીસા કહે છે. અને વીસના આંકનો અર્થ એ છે કે, પોતાના વડીલોથી જોતાં શુદ્ધતા અને ચોખાપણું પૂરેપુરૂં છે અને જે લોકો બીજા કુટુંબોમાં ભળીને બનેલા છે તે લોકો દશા કહેવાય છે એટલે તેમની જાત અડધી છે અને પછી દશામાં ભેળ થયો તે પાંચા કહેવાય છે અને પાંચામાં ભેળ થયાથી અડીઆ થયા છે.

કોઇ પુરૂષ કે સ્ત્રી કોઇ નાલાયક વર્તણુંકનું કામ કરે તેને નાતમાંથી કાઢી મૂકે છે અને જો તે પશ્ચાતાપ કરે અને તે લોકોના ધર્મ પ્રમાણે તેનો દંડ આપે તો તેને ફરીથી નાતમાં લે છે. નહિ તો જુદોજ રહે છે અને તેને નાતબારીઓ કહે છે. અને આ કામ ક્ષત્રી કાયસ્થ અને વાણીઆ લોકોમાં વધારે હોય છે. બધી નાતોનું વર્ણન કરવું એ લંબાણ થઈ જાય છે તેથી બ્રાહ્મણ, સેવડા, વાણીઆ મેસરી તથા શ્રાવકો વિશેજ લખવામાં આવે છે કેમકે એ નાતો આ દેશમાં મુખ્ય છે.

**બ્રાહ્મણ**—શેખ અબુલ ફઝલે આ નાત વિશે આઇને અકબરીમાં લખ્યું છે તે આ પ્રમાણે છે. બ્રાહ્મણ જગતસરજનહાર બ્રહ્માના મુખમાંથી પેદા થયા છે. વેદ જોતા મુળમાં ચાર વેદ પ્રમાણે ચાર પ્રકારના છે. અને દરેક વેદી પોતાના વેદ ગ્રંથને ગ્રહણ કરી બેઠા છે અને તેઓમાંના મહાન અને ઉત્તમ પુરૂષો માન મરતબા અને આબરૂના કામથી તેમની શાખાઓના મુખ્ય છે અને તે લોકો કેટલા હતા તે ગણી શકાતા નથી. પરંતુ સાત માણસો જેમને તે રૂપી કહે છે. અને વળી તે જે કહે તે થાય એવા તેને માને છે.

( ૧ ) કસ્યપ ( ૨ ) અત્રી ( ૩ ) ભારદ્વાજ ( ૪ ) વિશ્વામિત્ર ( ૫ ) ગૌત્તમ ( ૬ ) અંગિરા ( ૭ ) પુલસ્ત.

તે દરેકના ઘણા વિભાગો થઈ ગયા છે. કોઈ કુટુંબમાં કોઈ ભક્તિવાન નામાંકિત પુરૂષ થાય તો તેના વંશજોનું તેના ઉપરથી નામ અપાય છે. અને તેના વંશના લોકોને કુળ નામ અપાય છે. અને ગોત્ર પણ કહે છે.

એવો ધારો છે કે, જો વરકન્યા એકજ ગોત્રના હોય તો, અને કેટલીક પેઢીઓ વચમાં આડી પણ આવી ગઇ હોય તો એ તેમનું લગ્ન થઇ શકે નહિ. અને જો કુળ જુદું હોય તો લગ્ન થઈ શકે છે.

બીજા બ્રાહ્મણો કે જેમણે પોતાની મેળે બ્રાહ્મણોના આચારો કબુલ કરેલા છે તે લોકો પણ તેમનામાં વપરાતા નથી. અને જુદા વેદવાળા બ્રાહ્મણોમાં જો કોઇ કદી બીજે બ્રાહ્મણ ભળવાનું ચાહે તો તેને પોતામાં લેતા નથી અને જો કોઇ બ્રાહ્મણના આચારમાંથી બીજા આચાર ગ્રહણ કરે અને ફરીથી બ્રાહ્મણ બનવાનું ચાહે તો તેને પણ કબુલ રાખતા નથી. આ બ્રાહ્મણોમાં ચાર આશ્રમ છે.

૧ બ્રહ્મચર્ય—પરણતા નથી અને ધર્મશાસ્ત્રો તથા આત્મજ્ઞાનનો અભ્યાસ કરે છે.

૨ ગ્રહસ્થ--પરણે છે અને સંસારી ધંધા કરે છે.

૩ વાનપ્રસ્થ--એટલે અવસ્થાએ પહોંચી કંઇ સંતાન એટલે પુત્ર થયો હોય તો સંસાર ત્યાગ કરીને ધણીઆણી સાથે જંગલમાં જઈ ભક્તિ કરે છે અને વનસ્પતિ સિવાય આહાર કરતા નથી.

૪ સન્યાસ—સઘળી વસ્તુનો ત્યાગ કરી ઘણા ભારે તપો કરે છે.

આ દેશમાં જે સ્થળે રહેતા હોય તે ઠેકાણાના નામ ઉપરથી પણ બ્રાહ્મણોની નાતોના નામ પડયા છે. જેમકે નાગર લોકો. જે લોકો વડનગરના રહેવાશી છે તે વડનગરા કહેવાય છે. અને જે વીસનગરના છે તે વીસનગરા અને તેમાં સાઠોદરા કે જે મૂળમાં એકજ નાત હતા, અને આ બ્રાહ્મણોની નાતો સો કરતાં વધારે મારા જોવામાં આવી છે. પરંતુ ચોરાશી નાતો કહેવાય છે.

**બ્રાહ્મણોની ચોરાશી નાતોનાં નામ**—૧ વડનગરા-મુળમાં એકજ નાત હતી. પછી કેટલાક કારણો અને રહેવાના સ્થળોના લીધે તેમાંથી ૭ નાતો થઇ છે. અને કન્યા વહેવાર એક બીજામાં રહ્યો નથી. વડનગરા વડનગરમાં રહેતા લોકો, બીજા લોકોથી ચઢીઆતા છે. વીસનગરા વીસનગરમાં રહેવાથી કહેવાયા, અને સાઠોદરા ડભોઈ તાબાના સાઠોદરામાં રહેવાથી જુદા પડયા છે, અને તેમના પ્રશ્નોરા, વશનોરા ચરોતરા.

૨ અવદીચ—એમાં પણ ત્રણ ભાગ છે. ૧ સહસ્ર ૨ માળવી ૩ ટોળકીઆ.

૩ મોઢ—એમનાનાં ૭ ભાગ છે. ત્રીવેદી, ૨ ચતુરવેદી, ૩ અગીઆરશીઆ, ૪ ધીણોજીઆ, ૫ જઠી, ૬ તાજ રજા,

૪ શ્રીગોડ—ના ચાર ભાગ છે. ૧ માલવી, ૨ મીરઠવાલ, ૩ હરિઆના, ૪ પરાવલીઆ.

૫ શ્રીમાલી, ૬ ખંડેલીઆ, ૭ ઓરસદીઆ, ૮ જાંબુ, ૯ કપોલીઆ, ૧૦ રાયથલા, ૧૧ કોકલી ૧૨ ખેડાવાળ, ૧૩ સોમપુરા, ૧૪ વસોરા, ૧૫ વઢેચ, ૧૬ વલાધરા, ૧૭ મનીઆ, ૧૮ ખંડાનીઆ, ૧૯ છારકોં, ૨૦ નારદૈક, ૨૧ વાલંભીઆ, ૨૨ ઉડનેર ૨૩ પુશકરણા, ૨૪ મેવાડા, (૧ ભટ મેવાડા, ૨ ચોરાશી ૩ ત્રવાડી.) ૨૫ નાગોર, ૨૬ ઝારોડા, ૨૭ ચોદલીઆ ૨૮ અમીરયા, ૨૯ કપોલ, ૩૦ દરાવડી, ૩૧ ગીરનારા, ૩૨ સારસ્વત, ૩૩ વાયડા, ૩૪ દાયડાસી, ૩૫ પલીવાલ, ૩૬ ગોમતીવાલ, ૩૭ ઉનેવાલ, ૩૮ ખતવાલ, ૩૯ મીરહીઆ, ૪૦ પરેતવાલ, ૪૧ રોદહવાલ, ૪૨ રાયકવાલ, ૪૩ ડીસાવાલ ૪૪ તિલંકા, ૪૫ મથુરીઆ. ૪૬ ઇતાવાલ, ૪૭ તિલોટીઆ, ૪૮ નરસીપુરા, ૪૯ સાચોરા, ૫૦ શલોહીઆ, ૫૧ કોમતીર ૫૨ અષ્ટ મંગળ ૫૩ ભાટેલા, ૫૪ નંદોનીઆ, ૫૫ સદિકપુરા, ૫૬ ત્રિપાટ, ૫૭ દરકમના, ૫૮ કતરબરા, ૫૯ કનોજીઆ, ૬૦ ગોપાલ, ૬૧ ધીમા, ૬૨ પારાસુરા, ૬૩ ગોધરધતા ૬૪ વસદા, ૬૫ અકાસના, ૬૬ મોકલવદા, ૬૭ પટોધના, ૬૮ તસુર, ૬૯ પરાશીઆ ૭૦ નામદક, ૭૧ ભદાણા, ૭૨ દનપુરા, ૭૩ હરસફીઆ, ૭૪ હરભના, ૭૫ મુતાલા, ૭૬ સાકવેદા, ૭૭ લાડ, ૭૮ સાકમોરીઆ, ૭૯ ધની, ૮૦ અહેસકરા, ૮૧ ગયાવાલ, ૮૨ પરીખેસતુલા, ૮૩ ગોલવાલ, ૮૪ રદેવાલ.

**સેવડા જતી**—સાધુના ગુણવાળા હોય છે, એકાંતવાસમાં રહે છે. વૈદક શાસ્ત્ર અને જ્યોતિષ તથા તેમના ધર્મમાં જે વિદ્યાઓ કામમાં આવે છે. તેમનો અભ્યાસ કરે છે. ભારે શરીર કષ્ટ ભોગવી ભક્તિ કરે છે. પારશ્વનાથને પોતાનો પ્રભુ ગણે છે. પરંતુ એ લોકોમાં એક પંથ ઢુંઢીઆ નામનો છે. તે મૂર્તિને માનતો નથી. અને કેટલાક ચાલીશ દિવસ સુધી તથા કેટલાક તેથી ઓછા દિવસના અપવાસ કરે છે. તે પચુસણમાં ખાવા પીવાનું મૂકી દઇ લાંઘણો કરે છે. અને વરસાદના ચતુર માસમાં તેમના મુખ્ય પુરૂષોના લખાણ પ્રમાણે દરેક જણને જગાઓ નીમીને રાખે છે, અને મુદત વિત્યા પછી બીજી જગાએ જાય છે.

તેમની ભક્તિનું મુળ જીવરક્ષા છે. તેથી ઉઘાડા પગે ફરે છે. કેમકે જોડા પહેરવાથી ગરીબ બીચારી કીડીને અડચણ પહોંચે અને પગે રગડાઈ મરે. કેટલાક મ્હોં ઉપર લુગડું બાંધે છે કેમકે મ્હોંના ગરમ વાયુથી આંખે નહિ જણાતા જંતુઓ મરી ન જાય. કુવા કરવા બગીચા બનાવવાને પાપ ગણે છે. કેમકે તેમ કર્યાથી જીવોની હિંસા થવાનો સંભવ છે. રાત્રે દિવા કરતા નથી. અને અગ્નિ સળગાવતા નથી. પોતાના વાસ્તે કંઈ રાંધ-

વાનું કામ કરતા નથી. કુવામાંથી પાણી તાણતા નથી. પાણી તથા ભોજન એમના શ્રાવક વાણીઆ સેવકોમાંથી માગીને લાવે છે. તેમણે પોતાની ખોરાકી કોઇએ બે અને કોઇએ ત્રણ ઘરો ઉપર ઠરાવેલી હોય છે. અને તેમાં પણ કેટલીક શરતો છે. તે એવી રીતે કે, જો ઘરનું બારણું ઉઘાડું હશે તો અંદર આવશે અને બારણું વાસેલું હોય તો ધાંટો પાડતા નથી. અને ઘરમાં આવ્યા પછી કેટલું રાંધેલું અને કેટલા ખાનાર છે તે જોઇને ખપતું લે છે કે જેથી કરીને ઘરવાળાને ફરીને રાંધવાની જરૂર ન પડે. કેમકે એમ કર્યાથી જીવને દુઃખ પહોંચે છે. અને તેનું પાપ પોતાને થશે એમ સમજે છે. જો વધારે આપે તો લેતા નથી, ભોગ જોગે જો તે ઘરમાં વિવાહ કે કોઇનું મોત થયું હોય અથવા વરો હોય તો તે મુદલ જતા નથી. અને તેમના બે ઘરની જે વારી કરી હોય ત્યાંથી કંઇ ન મળે તો તે દહાડાની લાંઘણ કરે છે. અને એમના સેવકો પણ કાંઇ ખાતા નથી. જો કંઇ થોડું ઘણું રહી ગયું હોય તો તે ખાય છે. અને ભોંયમાં થતા તથા એવાજ બીજા કેટલાક મેવા ભાજી પાલાને ખાતા નથી. જેમકે વંતાક, ખીરા વિગેરેથી દુર રહેવામાં પુન્ય માને છે. કેમકે તેઓ માને છે કે, એ પણ જીવ રાખે છે. તેઓ જરૂરના વસ્ત્ર સિવાય વધારાના રાખતા નથી. તે એક ઘાઘરો અને માથાથી પગ સુધીની એક ચાદર પહેરે છે અને હમેશાં એક ઘણીજ બારીક રેશમની ઝાડુ સાથે રાખે છે. અને જે ઠેકાણે બેસે તે ઠેકાણે આ ઝાડુથી ચોખું કરીને પછી બેસે છે. જેથી કોઇ જીવની હીંસા ન થાય.

જગકર્તા છે એવું માનતા નથી. એ લોકોના ધર્મ ગુરૂઓએ કહેલું છે કે, જેમ ઘાસ પોતાની મેળે ઉગી નીકળે છે. અને તેનો વાવનાર કોઇ માણસ નથી તેમ માણસો તથા પશુ પક્ષીઓની ઉત્પત્તિ પહેલાથી પોતાની મેળેજ ચાલતી આવે છે. અને મરી ગયા પછી કંઈ શિક્ષા થાય છે એવું માનતા નથી. કેમકે એ કહે છે કે, માણસ પાંચતત્વનું પુતળું છે. તે તત્વોનો એક બીજાની સાથેનો સંબંધ તુટી જવાથી દરેક તત્વ પોતાના મુળ સ્થાને જતો રહે છે. તો હવે શીક્ષા કોને થાય છે? તેથીજ માણસને શુદ્ધ કરનાર પાણી તથા અગ્નિ મેશ્રી લોકોમાં મુખ્ય ગણાય છે તેમને આ લોકો કબુલ રાખતા નથી. કેમકે મરી ગયેલાને જો ઘી નાખ નાખ કરે તો તેથી એને શો લાભ, માથાના વાળો દાઢી મુચ્છનાવાળો બોડાવવા અને કાપવામાં પાપ ગણે છે અને પોતાના હાથે તાણવામાં પુણ્ય માને છે.

શરીર કષ્ટિ કરવી ઉત્તમ ભક્તિ માને છે. અને તેમજ વગર નહાઇ

રહેવાથી તથા દાતણુ નહિ કરવાથી, મોઢું નહિ ધોવાથી અને અશુદ્ધ તથા ચોખ્ખા નહિ રહેવાથીજ પુણ્ય થાય છે એવી એમના ધર્મ આજ્ઞા છે. આ ધર્મ બ્રાહ્મણોના ધર્મથી ઉલટો છે કેમકે તે લોકો દિવસમાં બે વખત નાહ્યા સિવાય રહેતા નથી. કોઇ પણુ નાતનો નાની ઉમરનો બાળક હોય તેને વેચાતો લે છે અને જો કોઈ પોતાની મેળે આવે તેને સેવડો બનાવી ધર્મ અભ્યાસ કરાવે છે.

મેશ્રીઓ એમની સાથે વાત કરતા નથી અને એમની સોબત રાખવામાં પાપ ગણે છે. કહે છે કે જો એક તરફ સાંકળ તોડી માણસેં મારતો હાથી આવી જાય અને બીજી તરફ શ્રાવકોનો અપાસરો હોય તો હાથીની રૂબરૂએ જવું પણ અપાસરાથી દૂર રહેવું જોઇએ. એવું કહે છે કે, આ પંથ કાઢનાર ગૌત્તમરૂપી છે. બ્રાહ્મણોના વર્ણનમાં કહેલો ગૌત્તમ સર્વમાં મુખ્ય રૂપી છે. અને આ પંથ કાઢવાનું કારણુ શું છે એ વિગેરે કહેવામાં ઘણું લંબાણુ થઇ જાય છે. જે નાત જાતમાંથી સેવડો બનવાનું ધારતો હોય તેમાંથી થઈ શકાય છે અને એ કામ બ્રાહ્મણો વિરૂદ્ધ છે. સેવડાઓમાં ચોરાશી ભેદ છે. તેમને ગચ્છ કહે છે એ લોકોમાં નામો પણ બ્રાહ્મણોની પેઠેજ રહેઠાણના ગામો શહેરો તથા કસ્બાઓ ઉપરથી પડ્યા છે.

**ચોરાશી ગછોનાં નામ**—૧ અસવા ગચ્છ, ૨ જરાવલ ગચ્છ, ૩ કંકેરા, ૪ છેરંટીઆ, ૫ ભરૂચા, ૬ આનપુજા, ૭ અંદાવેયા, ૮ કોડવીઆ, ૯ વેકોદીઆ, ૧૦ રહમ સાલીચા, ૧૧ મોડાસીઆ, ૧૨ વાસીઆ, ૧૩ કચ્છ પાલીઆ, ૧૪ ધોધાવાલ ૧૫ વડોદરીઆ, ૧૬ બ્રહ્મના, ૧૭ ઝાલોરા, ૧૮ ભુખડીઆ ૧૯ મોઢાહડીઆ, ૨૦ ચિતોડા, ૨૧ સાબોદ્રા, ૨૨ કુજડીઆ, ૨૩ સેધાનીઆ, ૨૪ સાકસનીઆ, ૨૫ આંચલીઆ, ૨૬ બાલધાસા ૨૭ ભાવડા છઆ, ૨૮ લુનારસીઆ, ૨૯ નાકેદક, ૩૦ ધર્મઆખા, ૩૧ નાગોરા, ૩૨ પખતવાલ, ૩૩ તાનાવાલ, ૩૪ ખંડરવાલ, ૩૫ મંડોરા, ૩૬ નાગરાલ, ૩૭ સુરાના ૩૮ ખંભાતીઆ, ૩૯ વડોદીઆ, ૪૦ સુરાયા, ૪૧ મંડાલીઆ, ૪૨ કોડીપરા, ૪૩ જાનગડા, ૪૪ બાપરવાલ, ૪૫ બોરસદીઆ. ૪૬ ઢુંઢીઆ, ૪૭ ચરાદ ૪૮ દીગદા, ૪૯ દેડ ૫૦ દસાહરા ૫૧ કુતુબપુરા, ૫૨ કછોલીઆ, ૫૩ સરપલીઆ, ૫૪ વકરા, ૫૫ કનીસા, ૫૬ બોરન નિલક, ૫૭ રમુયા, ૫૮ વસદ સાખા, ૫૯ નાગનસ, ૬૦ બરેજા. ૬૧ પંચ દલીઆ, ૬૨ પાલન પુરા, ૬૩ કંદહારા, ૬૪ કુદેલીચા, ૬૫ સાદાપુંઝીઆ, ૬૬ નાગોલ, ૬૭ નગર કોટીઆ, ૬૮ હંસાર કોટીઆ, ૬૯ ભરનેરા, ૭૦ સોરઠીઆ, ૭૧ સોરઠીઆ, ૭૨ બીમસેના, ૭૩ નાનકડીઆ, ૭૪ ખનોજસા, ૭૫

વાકેર, ૭૬,. વહદા, ૭૭ સીદ્ધપુરા, ૭૮ સેવન તરીઆ, ૭૯ ઘોઘાધારા, ૮૦ તકમીયા, ૮૧ અકમીયા, ૮૨ વઢસ્તા, ૮૩ ચૈતરવાલ, ૮૪ સંજત,

**શ્રાવક તથા મેશ્રીની ચોરાશી નાતો**—મુળમાં એ લોકોને વણિક—જે ઉપરથી વાણીઆ શબ્દ થયો છે—કહેતા હતા ફારસીમાં એમને બકાલ (ભાજીપાલા ખાનાર) કહે છે.

૧ શ્રીમાળી, ૨ ઓસવાળ, ૩ વાઘ્ખીઆવાળ, ૪ ચેંડા, ૫ પકરવાલ, ૬ મસીઆસવાળ, ૭ હરસુરા, ૮ સુરાન, ૯ પલીવાલ, ૧૦ બાલોરીઆ, ૧૧ ખંડેવાલ, ૧૨ દોહેલવાલ, ૧૩ ખંડેરવાલ, ૧૪ પોરવાલ, ૧૫ દીસાવાલ, ૧૬ ગુજર, ૧૭ મુંડવાલ, ૧૮ અગરવાલ, ૧૯ જનફલવાલ, ૨૦ માતાવાલ, ૨૧ ખંટાલીવાલ, ૨૨ કુજરશાવાલ, ૨૩ ચીતરાવાલ, ૨૪ સોની, ૨૫ સુરતીવાલ, ૨૬ ઝાલોરા, ૨૭ મોઢ, ૨૮ નાગર, ૨૯ રાડ, ૩૦ કપોલ, ૩૧ ખડાતીઆ, ૩૨ વાયડા, ૩૩ વસોરા, ૩૪ બાજવાલ, ૩૫ નાડદરા, ૩૬ કરહડા, ૩૭ ભરોરા, ૩૮ મેવાડા, ૩૯ નરસંફહરા, ૪૦ કાપવાલ, ૪૧ પંચમવાલ, ૪૨ હાતરવાલ, ૪૩ સરખંદેરા, ૪૪ વખ્ત, ૪૫ સમકી, ૪૬ ખટુવાલ, ૪૭ જાંડાવાલ, ૪૮ ભુખીઓડા, ૪૯ ઓઝતવાલ, ૫૦ બાનીઆવાડ, ૫૧ શેકોદ, ૫૨ થાકઓર, ૫૩ વાલમેલ ૫૪ તીસોડા, ૫૫ તીલોટા, ૫૬ અસ્તવરકી, ૫૭ લાસ્તસખા, ૫૮ વરથોટા, ૫૯ કજનેરા, ૬૦ ખેચુ, ૬૧ હોનબડ, ૬૨ નસીમા, ૬૩ પદમાનીઆન, ૬૪ મેહેરીઆ, ૬૫ હેહરીઆ, ૬૬ ધાકવાલ ૬૭ મંગવારા, ૬૮ કવેલવાર, ૬૯ મોહાદેવક, ૭૦ ચિતરોડા, ૭૧ કાકલીઆ ૭૨ બારેજા, ૭૩ ૭૩ અનંદાવારા, ૭૪ નાગોરા, ૭૫ સાચોરા, ૭૬ ભૂંકડવાલ, ૭૭ મદાહડા, ૭૮ ભરામીના, ૭૯ વાગડીઆ, ૮૦ મંદોરીઆ, ૮૧ ઓરીઆલ, ૮૨ સુરથાપુરવાડ ૮૩ બધનોરા ૮૪ નેબાવા.

શહેર અને તેની સરહદ કસ્બાઓ અને ગામડાઓમાં જુના અને નવા ઘણા મંદિરો હતા અને હાલ પણ છે. તે કેટલા હશે તે ગણાઈ શકાતા નથી અને લેખણ તથા જીભ એ કામ કરવાને થાકી પડેલી છે. અને એ પુજનારા લોકો તેમને માન આપે છે. કેટલાક તો હિંદુસ્થાનમાંથી તથા પાસે અને દુરથી સંઘ ઉપસંઘ જોડીને આવે છે. તેથી અમને પણ લખવાની જરૂર પડી છે.

આવા ધામોની પુજાને યાત્રા કહે છે અને જે ધર્મધામે મુર્તિઓ છતાં જલને સ્નાન કરી ત્યાં નાહાવાને પુણ્ય અને પાપ નિવારણ માનવામાં આવે તેને તીર્થ કહે છે. હિંદુઓમાં મુખ્ય બે ભાગ છે. મેશ્રી તથા શ્રાવક. મેશ્રી લોકો બ્રહ્મ પુજન કરે છે. અને મહાદેવ ભવાની તથા કૃષ્ણને પૂજે છે. આ લોકોમાં દશ વિભાગ છે. તેમાંથી કેટલાક મહાદેવ તથા બીજાઓને માને છે, તેમ છતાં તેમને ન પૂજતાં કૃષ્ણને પૂજે છે. તે લોકોને વૈષ્ણવો તથા ભકત કહે છે. અને ગોસ્વામીજીથી ધર્મબોધ લે છે અને ગોસ્વામીજીને શ્રી કૃષ્ણના વંશના અથવા દત્ત ગણે છે.

શ્રાવકો તેમના પવિત્ર સેવડાઓને માને છે. આ લોકો તેમના ધર્મના ઉપદેશક કહેવાય છે. અને પાર્શ્વનાથની પૂજા કરે છે. એમને મેશ્રી લોકોથી સારો વહેવાર નથી. એ બેઉ લોકોના ધર્મધામો આ દેશમાં છે. આ બેઉ એક બીજાના દેવને માનતા નથી. શ્રાવકોમાં શ્રાધ અને તીર્થ નથી. એટલુંજ નહિ પણ પાણી રેડવામાં તથા સ્નાન કરવામાં પાપ ગણે છે. મેશ્રીઓની વસ્તી વધારે અને તેમના ધર્મ ધામોની પુજા રજપુત ક્ષત્રી, કાયસ્થ વિગેરે આસ્તા રાખી કરે છે તેથી તેમના ધર્મધામોનું વર્ણન પહેલા કરવામાં આવે છે.

## દેશનાં દેવસ્થાનો.

**સોમનાથ**—મેશ્રી લોકોનું મુખ્ય અને શ્રેષ્ટ ધામ છે અને હિંદુસ્તાનની ચારે દિશાએથી લોકો દર્શન કરવાને આવે છે. ખારા સમુદ્ર ઉપર સોમનાથ એક શહેર છે પત્થરથી બાંધેલ તેનો કિલ્લો છે અને તે સોરઠ દેશમાં છે અને હમણાં તેને પાટણદેવ કહે છે. પ્રભાસપાટણ પણ કહેવાય છે, અને તેને નાનું પ્રભાસ પણ કહે છે. આ વખતે ત્યાંનું મંદિર સારી હાલતમાં નથી. આ મંદિર જગત પ્રસિદ્ધ છે. અને દરેક શહેર તથા ગામના લોકો એને જાણે છે. હિંદુઓ તેને પુરાતનમાં પુરાતન ધર્મસ્થાન

માને છે. એનું પ્રખ્યાત થવું અને પુરાતન હોવું લોકોએ ફારસી વૃતાંતમાં વર્ણવેલું છે અને કવિત તથા ગદ્યમાં તે વિશે લખ્યા ગયા છે.

" હફ્ત અક્લીમ " ( સપ્તખંડ ) નામના પુસ્તક રચનારે લખ્યું છે કે, આ મંદિરમાં સોનાની ઘણી પ્રતિમાઓ હતી અને મોટી પ્રતિમાને સોમનાથ કહેતા હતા. એ વિશેના કથનો અમારા જોવામાં આવેલા છે. બ્રાહ્મણો એની નવીનતાને માનતા નથી. તે લોકો કહે છે કે, આ પ્રતિમા શ્રી કૃષ્ણના ચાર હજાર વરસ પહેલા બ્રાહ્મણોના મુખ્ય દેવની હતી. ગમે તેમ હોય પણ હી. સને ૪૧૬ માં સુલતાન મેહેમુદ ગઝનવી ગાઝી મૂર્તિ ખંડન કરવા તથા મંદિર પાડવા ગજનીથી રવાને થયો અને આવીને ઘેરો ઘાલ્યો. આ ઘેરાની વખતે બેઉ બાજુથી સખ્ત લડાઇ થઈ હતી. અને આખો દિવસ યુદ્ધ ચાલુ રહ્યું. બીજે દિવસે હથીઆરો નકામા થઈ ગયા હતા. તેમની સાથે પહેલા દિવસની પેઠેજ લડાઇ ચાલુ રાખી શુરવીરતા દેખાડી હતી. આ વખતે સોમનાથવાળા ટોળેટોળા મળી આવવા લાગ્યા હતા. અને સોમનાથ મહાદેવને સાથે ઉંચકી રોઇ રોઇને સહાયતા માગી લડતા હતા. આ લડાઇમાં ૫૦ હજારથી વધુ માણસો કપાઇ ગયા. અને છેવટે કીલ્લો ફતેહ થયો. સુલતાન મેહમુદ કિલ્લાની અંદર આવ્યો અને જોયું તો એક ઘણું લાંબુ અને પહોળું મંદિર છે તેમાં ૫૬ છપન થાંભલા છે. આ થાંભલાઓ ઉપર જડાવી કામ હતું અને જુદા જુદા જાતના ઝવેરાત જડેલા હતા. સોમનાથની એક મૂર્તિ પાંચ ગજ ઉંચી હતી તેને ભોંયમાં દાટેલી હતી. જ્યારે સુલતાને તેને જોઇ ત્યારે પોતાના હાથમાં ઝાલા ગુર્ઝથી તેને તોડી નાંખી અને તેના પત્થરમાંથી એક કકડો ગીઝનીએ લઇ ગયો અને ત્યાંની જુમામસજીદમાંના ભોંયતળીઆમાં તેને વાપર્યો તે હમણા સુધી ત્યાં છે. તે પ્રતિમાના ઉદરમાંથી ઘણા કીંમતી ઝવેરાત નિકળ્યા. આ વાતને વિસ્તારથી રોઝનસફા નામના પુસ્તકના ચોથા ભાગમાં લખી છે. તેમજ જુલુદ હફ્તગાનામાં પણ દર્શાવી છે અને તેવીજ રીતે ઇતિહાસના બીજા ગ્રંથો પણ એનું વર્ણન કરે છે.

ટુંકામાં હિંદવાસીઓ તે સઘળી પ્રતિમાઓને સોમનાથનો હાર અને પડદો ગણે છે અને દરેક દિવસ રાત્રે હાથોહાથ ગંગાજળથી સ્નાન કરાવતા હતા. તેથીજ દશ હજાર આબાદ ગામડા એના ખરચને વાસ્તે ધર્માદામાં અપાયલા હતા. ત્યાં વીશ હજાર કરતાં વધારે બ્રાહ્મણો તેની આસપાસ ભક્તિમાં મચેલા રહેતા. સોનાની એક સાંકળ ત્યાં

લટકાવેલી હતી અને તેમાં પત્થરા જડેલા હતા કે પુજાની વખતે તેને હલાવ્યાથી ઘંટ વાગવાથી સેવાનો પ્રારંભ થતો હતો. ત્રણસો ગજ જમીન ત્યાં પવિત્ર કરી મુકેલી છે. જ્યાં આગળ યાત્રાળુ લોકો જઇને માથાના તથા દાઢીના વાળને ત્યાં ઓડાવે છે. ત્યાં બસો વગાડનાર તથા પાંચસો નાચ-નારીઓ હતી. ઘણા હિંદુ રાજાઓ પોતાની કુંવરીઓને ભેટ દાખલ મંદીરને ચઢાવતા અને તેઓ ત્યાં રહેતી હતા. સોમનાથના મંદીરમાંથી જે સુલતાન મેહમુદને રોકડ મળ્યું તે વીશ હજાર મહોર હતી.

હવે જાણવું જોઇએ કે બ્રાહ્મણોના પુરાતન પુસ્તકોમાંથી જે હકીકત મળે છે તે એ છે કે સોમનાથના મંદિરમાં જુની પ્રતિમા જ્યોતિરલીંગની છે. અને લીંગનો સંબંધ મહાદેવનો છે. બાર પ્રકારના જ્યોતિરલીંગમાંનું, આ એક જ્યોતિરલીંગ હતું જ્યોત એનો અર્થ પ્રકાશ થાય છે અને મહાદેવના સહસ્ત્ર નામ છે. જેમકે ભીમનાથ, વૈજનાથ, ગોપનાથ, અને સોમનાથ, એ નામોમાંથી એક નામ છે. એ વિશે નવાઈ જેવા અચંબાકારક વચનો બોલાય છે. બીજા ઠેકાણામાં હાલ અગીઆર જ્યોતીરલીંગ રહી ગયા છે.

ઠરેલા દિવસે હિંદુઓના ટોળા દુરપંથ કાપીને યાત્રા કરવાને આવે છે. એમની ધમ આસ્તા પ્રમાણે સોમનાથ પવિત્ર ધામ અને જ્યોતિરલિંગની જગા હતી. પછી તેની શોભા અર્થે રત્નજડીત બીજી પ્રતિમાઓ ઉભી કરી હશે. પાંચ ગજ ભોંયમાં રહેવાનું કારણ જ્યોતીરલીંગ હોવાનુંજ થાય છે. કેમકે લીંગને ભોંયમાંજ રાખે છે. અને આ બાર જાતના જ્યોતિરલીંગ સિવાય બીજું લીંગ હોય તો તે એક દુકાનદારીનો વહેવાર છે: કેમકે, પત્થ-રમાંથી તેને બનાવીને મહાદેવનું એક નામ મુકીને ઉભુ કરી દઈ પુજન કરે છે. તેથી તે જ્યોતિરલીંગનું દ્વાર અથવા પડદો કહી શકાએ.

હી. સન ૬૯૦ માં ગુજરાત દેશને અલફખાંએ દીલ્લીના બાદશાહ અલાઉદ્દીન ખીલજીના હુકમથી જીતી લીધો તે વખતે સોમનાથ ઉપર લશ્કર ચઢાવીને લઈ ગયો અને સુલતાન મેહમુદ પછી નવું લીંગ મુકેલું અને પુજા પત્રી તેની વધારેલી હતી તેનું ખંડન કરી નાંખી તે લીંગને ઘણા દ્રવ્ય સાથે દીલ્લીએ મોકલી દીધું.

બ્રાહ્મણોએ ફરીથી લીંગની પ્રતિષ્ટા કરેલી તેનું ત્યાં જઇને ઝફરખાંએ ૭૯૦ હીજરીમાં ખંડન કર્યું. આ વખતે ઝફરખાંએ બાદશાહ થવાની ઝંડી ઉંચી નહોતી કરેલી. ઔરંગઝેબના વખતમાં પણ ત્યાં કેટલીક ખરાબી થયેલી. હમણાં કેટલાક થાંભલાઓ ઉપરથી ત્યાં ઇમારત હશે એવું અનુમાન થાય છે.

તેની બહાર પાટણ દેવનો કિલ્લો સરસ્વતી નદી ઉપર છે તેનું મકાન નાનું છે. અને તેમાં લીંગ મુકવામાં આવેલ છે. કેટલીક વખત એવું બને છે કે, દ્વારકાની યાત્રાએ જતા યાત્રાળુ લોકો અથવા કંઇ બીજા કામને વાસ્તે ગયેલા માણસો તે ધામને પવિત્ર જાણી ત્યાં જઇ પુજા દર્શન કરે છે.

**દ્વારકા**—દ્વારકા એ મેશ્રી લોકોનું શ્રેષ્ટ ધામ છે અને હિંદુસ્તાન તથા દક્ષિણમાંથી યાત્રા કરવાને મેશ્રી લોકો ત્યાં આવે છે. મુળમાં જાગનાથ અહમદાબાદથી પશ્ચિમે એકસો પંચોતેર ગાઉ ઉપર એક નગર છે તે ખારા સમુદ્ર ઉપર સોરઠ દેશમાં આવેલ છે. એવું કહે છે કે, આથી પહેલા વખતમાં કેટલાક વરસ ઉપર મથુરાવાસી શ્રી કૃષ્ણની આજ્ઞાથી તેનો કોટ ખરા સોનાથી બંધાવેલો હતો. તે પાણીમાં ડુબી ગયો અને દ્વારીકા શબ્દને લાગુ પાડતાં હિંદી ભાષામાં દ્વાર એટલે બારણું અને ક એટલે શ્રી કૃષ્ણનું એક નામ છે એટલે કૃષ્ણ દરબાર કહીશકાય.

શ્રી કૃષ્ણ મથુરાથી દ્વારિકા આવીને કેટલાક કાળ સુધી રહ્યા અને આખી ઉમર એજ લાભ તીર્થમાં કાપી. હમણા બહારની બાજુએ ગોમતી ઉપર જગનાથ નગરમાં ભીખમનાથનું મંદિર છે. ત્યાં કેટલાક લોકો તે જમીનને ઓખાક્ષેત્ર કહે છે. ત્યાં ભોંયમાંથી ઉભરાઇને પાણી નીકળીને વહે છે. અને તેની હેઠળ જગનાથ નગર આગળથી વહી ખારા સમુદ્રને મળે છે. આ સંગમને એક તીર્થ કહે છે. ભીકમનારાયણનું મંદિર ત્યાં છે. અને ત્યાં આગળ ગોપી તળાવ છે. જે વિશે જુદી જુદી વાર્તાઓ ચાલે છે અને ત્યાં કૈલાસ કુંડ પણ છે. અને પીંડારક કુંડ પણ ત્યાંજ છે. કુંડ એટલે પાણીનો એવો ઝરો કે ચારે બાજુએ તેને પત્થરાથી બાંધે. પિંડારક કુંડમાં અડદનું પીંડ બનાવી સ્નાન કર્યા પછી મરી ગયેલાઓના નામથી હોમે છે. પિંડારક કુંડમાં એ ગુણ છે કે, તેમાં પાણી ઘણું ઉંડુ હોવા છતાં પણ તેમાં ડુબતું નથી. અને વગર તરે પાણીની ઉપર આવી જાય છે. દ્વારકા વિશે નવાઇ જેવી વાર્તા ચાલે છે.

હી. સન ૮૭૮ માં સુલતાન મેહમુદ બેગડે તેને ફતેહ કરેલ અને શંખો દ્વારની મૂર્તિને ખંડન કરીને ત્યાં મસજીદ બનાવેલી એ વિશેની પુરી હકીકત મીરાતે સીકંદરીમાં સુલતાન મેહમુદ બેગડાના રાજમાં લખી છે. જે જોવાની ખુશી હોય તો તે વાંચો. ઔરંગજેબના વખતમાં જુનાગઢના ફોજદારની તરફથી ત્યાં થાણદાર મુકવામાં આવેલો હતો. તે પ્રતિમા પૂજનારાઓને તે કામ કરવા દેતો નહોતો.

**શંખોદ્ધાર દ્વીપ**—બાર ગાઉની લંબાઇમાં શંખોદ્ધાર દ્વીપ છે. તેમાં મીઠા પાણીના તળાવો છે અને ફળફળાદિના વૃક્ષો છે તથા વગર ફળના ઝાડો પણ તેમાં જણાય છે. અહીં ખેતીવાડી થાય છે. એમાં ઘણા ખરા પુજારા રહે છે. તેમાં એક ઝાડ એવું છે કે, મુળથી ટોચ સુધી તેમાં ડાળીઓ ભરી છે. તેનું નામ પારીજાતિક છે. કોઇ માણસ જરા હલાવે કે આખું ઝાડ હાલવા લાગે છે. બ્રાહ્મણો એવું માને છે કે, આ વૃક્ષ સ્વર્ગનું છે. ત્રણ ગાઉ નાવમાં બેશીને જળ માર્ગ કાપીને જઇએ તો ત્યાં પહોંચાય છે. એનું નામ મુકવાના બે કારણ કહેવાય છે. તેમાંથી એક તો એ છે કે આ બેટ શંખના આકારનો છે, અને બીજું એ કે, પ્રાચીન કાળમાં શંખેશ્વર નામની દેવી હતી. અને તે વખતમાં ઇસ્લામ ધર્મ તે દેશમાં ફતેહ સાથે આવી પહોંચ્યાથી શ્રી કૃષ્ણ અને તેમના ભાઇ તથા પિતાજીની પ્રતિમાઓ બચાવની કારણ જગા હોવાના લીધે જગનાથથી ત્યાં લઇ જવામાં આવેલી ત્યાં એક મંદિર હતું. તેને સુલતાન મેહમુદ બેગડાએ પાડી નાખ્યું હતું. હમણાં એક વંડાની અંદર મંદિર છે. તેમાં એકની સામા એક એવી જાતના છ ઓરડા છે તેમાંના એકમાં રણછોડજીની મૂર્તિ છે રણછોડજી એટલે કૃષ્ણજી, અને બીજામાં માધવરાય, ત્રીજામાં ત્રીકમ, ચોથામાં કેશવ, પાંચમામાં શ્રી કૃષ્ણના પિતા વસુદેવની, અને છઠ્ઠામાં કલ્યાણની છે. અને કોટના ચાર ખુણા ઉપર ચાર બીજા ઓરડા છે. તે શ્રી કૃષ્ણની ચાર ધણીઆણીના નામના છે. તેમાંથી એકમાં રૂક્ષમણી, બીજામાં રાધાજી, ત્રીજામાં સતભામા અને ચોથામાં જાંબુવંતી છે. ત્રિકમજીના ઓરડા આગળ એક મકાન છે. તે વિશે એવું કહે છે કે, તે જગા ગરૂડ પક્ષીની છે. કે જેની ઉપર શ્રી કૃષ્ણ બેસતા હતા. અને તળાવથી મળેલો બહારની બાજુએ એક ઓરડો છે. તે જગા શંખ નારાયણની કહેવાય છે. અને કોટની બહાર એક મકાન હતું તે પડી ગયું છે. તેનો સંબંધ શંખાસુર દૈત્યની રહેવાની જગાથી બતાવવામાં આવે છે. અને કહે છે કે, એક બીજો વંડો હતો. તેમાં નાયબ થાણદાર રહેતો હતો.

એક હરિભક્ત પીરની ત્યાં કબર છે. તેનું નામ હાજી કિરમાની છે. એ શું કરવા અને ક્યારે તે જગાએ આવ્યા. અને કયારે ગુજરી ગયા તેની કંઇ હકીકત મળી નથી. પરંતુ કબર હાલ સુધી છે. કોઇ શત્રુ તેને કાંઇ હરકત કરતો નથી જો કોઇ મુસલમાન ત્યાં જઇ ચઢે છે તો ફાતીઓ પઢી તેમને સંભારે છે. દશ કોસના અંતરે જગનાથથી શંખોદ્ધારની હદમાં અજામરા ગામ છે. આ બેટની યાત્રાથી

જ્યારે દર્શનીઆ પરવારે છે ત્યારે ત્યાં જાય છે. અને માથાના તથા દાઢી મુછના વાળ બોડાવી ત્યાંના જમીનદારને માથા દીઠ નાખેલો કર આપે છે. અને ખભા ઉપર ત્યાંની યાત્રાઓ પહોંચ્યાની નિશાનીનો દાઘ લે છે. (છાપ ખાય છે) બ્રાહ્મણો પાસેંથી કર લેવાતો નથી. અને દ્વારકાની છાપના ઠેકાણે ગોપી તળાવથી પીળા રંગની માટી લાવી છાપ મારે છે. ત્યાંની માટીને પ્રસાદી દાખલ હાથો હાથ લઇ જાય છે અને એવું કહે છે કે, શ્રી કૃષ્ણના દેવલોક પામ્યા પછી તેમની ૧૬૦૦ સ્ત્રીઓ જે ગોપિકા કહેવાતી હતી તે તેમના વિયોગે તળાવમાં પડી મુઇઓ અને માટી ભેગી થઇ ગઇઓ.

**મુળ મહાદેવ**—ખારા સમુદ્રના કાંઠા ઉપર સોરઠ સરકારના તાબામાં માંગરોળ પરગણાના માધુપુરમાં એ નામનું એક મંદિર છે. ત્યાંની ચમત્કારીક વાત એ છે કે અસાડ માસમાં સૂર્યનારાયણ મેશરાશીમાં આવે છે ત્યારે વર્ષા રૂતુનો પ્રારંભ ગણવામાં આવે છે તે વખતે હિંદુઓની ગણતરી પ્રમાણે અગી આરશ બારશ તેરશ ચૌદશ અને પુનમના દિવસે કબુતર કરતાં નાનું એક પક્ષી જે પોતાના રૂપ તથા કદમાં ત્યાંના બીજા પક્ષીઓ કરતાં કેવળ જુદું જ હોય છે. અને કેટલાક તેને પક્ષા કહે છે. તે કોઇ વખતે વરસના બીજા દિવસોમાં જોવામાં આવતું નથી. તે પછી તે દિવસોમાં એક અથવા બે દિવસે સમુદ્રમાંથી ઉડી આવીને તે મંદિરની ઘુમટી ઉપર બેસે છે. અને બે ઘડી સુધી ત્યાં બેસી પીંછા ખુલ્લાં કરી આનંદ પામી લોટી ખુશ ખુશાલી ભોગવે છે.

લોકો તે પક્ષીના દર્શન કરવાને તે દહાડે ભેગા થાય છે, ભાત ભાતના ધુપો દે છે અને તેના શરીરના પીંછાની ધોળાશ અને શ્યામતા ઉપરથી વરસાદનું ભવિષ્ય રાખે છે. તેના માથા અને પૂંછડીના તરફ વધારે કાળું હોય અને વચમાં ધોળું હોય તો તેથી શરૂઆત અને છેલ્લા દહાડામાં વરસાદ થશે એમ માને છે. અને વચમાં ઓછો વરસાદ થશે એમ ગણે છે. અને જો બેઉ તરફ સફેદ હોય તો વચમાં વરસાદ વધારે હોય છે. અને પહેલાં તથા અંતે થોડો વરસાદ થશે એમ ગણે છે. મતલબ કે, જે ભાગમાં કાળું વધારે હોય તે ભાગમાં વરસાદ થશે એમ માને છે. અને જે ભાગમાં ધોળું વધારે હોય તે કોરૂં કહે છે. જો આખું શરીર કાળું હોય તો આખું વરસ વરસાદ વધારે છે એમ મનાય છે. ને જો આખું શરીર ધોળું હોય તો તે સુકી સાલ દુષ્કાળની નિશાની છે કે ખરડીયું થશે. કોઇ એવું વરસ નથી કે, તે પક્ષી તે દિવસોમાં ત્યાં ન આવે. એવું કહે છે કે, એજ દિવસોમાં ખારા સમુદ્ર ઉપર આવેલા જગનાથ અને પાટણ દેવના પ્રખ્યાત મંદિરો

ઉપર પણ આવીને બેસે છે અને ત્યાંના લોકો ઉપર કહ્યા પ્રમાણે કાળાશ તથા ધોળાશ ઉપરથી વરસાદનો અડસટો કરે છે. ખરૂં ખોટું પ્રભુ જાણે.

**અંબા ભવાની તથા કાળકા ભવાની**—ગીરનારની ચોટી ઉપર એ મંદિરો છે તેમાં અંબા ભવાનીના જાત્રાળુ તે જગાએ મહા મુશીબતે પહોંચે છે. તે પહોંચી દર્શન કરે છે. અને કાલકા ભવાનીનો કઠણ રસ્તો હોવાથી ત્યાં જવાતું નથી.

**ભૈરવ જપ**—હીંદુ લોકો ફરી અવતાર લેવાને સર્વ રીતે માને છે. તેથી એ લોકોમાં ભૈરવ જપ તેને કહે છે કે કોઇ માણસ આ ક્રિયાથી જીવ આપ્યા પછી રાજા અથવા કોઇ મોટા ઠેકાણે અવતરે છે. અથવા અવતારથી નિવારણ થઇ મુક્તિ પામે અને એ જપ કરવાને કોઇ પવિત્ર ધામે પર્વતની ચોટી ઉપરથી પોતાને હેઠળ નાખી દે અથવા પાણીમાં ડુબી મરે. ગીરનારની ચોટી ઉપર ઉત્તર દિશાએ એક લપસણો પત્થર છે. તે બહાર નિકળેલો છે અને તેની હેઠળ એક ભોંયતળીએ લાગેલો ઉંડો ખાડો છે ત્યાંથી એ લોકો પડતું મુકે છે. ઘણું કરી આ ક્રિયા જોગીઓ તથા સન્યાસીઓ કરે છે. અને એ કરવાને કુંડમાં સ્નાન તથા પુજા પહેલાં કરી લે છે.

**કેસરી ભવાની**—ગીરનાર પર્વતની તળેટીએ એક મંદિર છે. તેના દ્વાર ઉપર સિંહની મૂર્તિ બનાવેલી છે.

**ગોપનાથ**—ગીરનારની તળેટીમાં એક મંદિર છે. તે મહુવાના તાબામાં છે. જે સોરઠ સરકારમાં આવેલા ગોહેલવાડમાં છે એ ખારા સમુદ્ર ઉપર છે. વસ્તીની બહાર ગોપનાથ નામની જગ્યા છે. ગોપનાથ, મહાદેવના નામોમાંથી એક નામ છે. આ એક લીંગ પધરાવેલું છે. તેની પાડોશમાં પુજા કરનાર, પુજારીઓ અને સેવકો રહે છે.

**દામોદર**—સોરઠ તાબે ઉંના ગામમાં એક મંદિર છે. તેમાં દામોદરની મૂર્તિ છે. દામોદર શ્રી કૃષ્ણના નામોમાંથી એક નામ છે. તેના બેઉ હાથ લાંબા કરેલા છે એવી રીતે કે, જાણે કોઇને કંઈ આપે છે. સોરઠના રાજા મંડલિકના રાજની વખતે નાગર બ્રાહ્મણ નરસિંહ મહેતો કૃષ્ણ ભકતને તે મૂર્તિએ ફુલનો હાર સર્વ જોતાં આપેલો તે વખતથી બેઉ હાથ તે મૂર્તિના એમજ રહી ગયા છે. નરસિંહ મહેતાની વાર્તાઓ અચંબા અને નવાઇ ભરેલી લોકોમાં કહેવાય છે. જેમનું વર્ણન કરવું લખાણ લંબાણ સિવાય બીજું કોઈ પણ કોઇ જાતની મતલબ દેખાડતું નથી.

**સરકેશ્વર**—અજહર, માત્ર પ્રગણાના સિહોજ ગામમાં આ મંદિર

છે. તેમાં એક લીંગ મુકેલું છે. સરકેશ્વર એ મહાદેવનું એક નામ છે. એવું કહે છે કે, દર વરસે તેલના પ્રમાણમાં તે વધે છે.

**બહુચરા**—ચુંવાલ ટપામાં અહમદાબાદથી ચાલીશ ગાઉ ઉપર શંખલપુર ગામમાં માતાનું મંદિર છે. તેમાં મૂર્તિ નથી. પણ પશ્ચિમ દિશાએ એક ગોખ છે. તે બહુચરાનું સ્થાનક છે. અને બહુચરા ભવાની નામથી સંબંધ રાખે છે. તે સ્થાનક વિશે વિચિત્ર વાર્તાઓ ચર્ચાય છે. જે લખવાથી લંબાણ થઇ જાય. અચંબા જેવું એ છે કે, હિંદુ લોકોમાં મુજાવરોને પુજારા કહે છે તે ત્યાં આગળ બે પ્રકારના છે. તે મુસલમાન કહેવાય છે. જેમનું હિંદુપણું મુસલમાનીથી વિશેષ છે. તે બે જાતો પવૈયા અને કમાલીઆ છે. પવૈયા હિંદુ સ્ત્રીઓનો પહેરવેશ પહેરે છે. અને કમાલીઆમાં પુરૂપાતન તથા સિપાઇ પણું હોય છે અને પોતાના હાથમાં બહુચરાના પુજારા દાખલ ત્રીશુલ ભાલા રાખે છે. તે તરફના કોળી તથા રજપુતો કે જે રસ્તો લુંટી ચોરીનો ધંધો કરે છે. તે બહુચરાને ઘણું માને છે. તેથી કોઈ કાફલાની સાથે બહુચરાનો પુજારો હોય તેને છેડતા નથી. મરઘડા તથા મોર ત્યાં ભેટ દાખલ ઘણા મુકવામાં આવે છે. કેમકે લોકો કહે છે કે, આ બેઉ પક્ષી બહુચરાના વાહન છે. તે પક્ષીઓ ઉપર કોઇ હાથ લાંબો કરી શકતું નથી. માનતા વાળા લોકો અહીં પાડાને લાવીને વધ કરે છે અને તેના રૂધીરનું ટીલું કરે છે. હીંદુ લોકો બહુચરાને ઘણું માને છે. તેથી કોઈ આશા પુરી થવાને અથવા દુઃખથી આરોગ્યના મેળવવાને ત્યાં જઇ અપવાસ કરે છે અને એમ કર્યાથી થોડી મુદતમાં આશા પુરી થાય છે. કેટલાક આંધળા થયેલા આ ક્રિયાથી દેખતા થયા છે. અથવા કોઇ બીજા રોગમાં સપડાએલા સાજા થાય છે, જો કોઇ માણસ નાણા અથવા ઘોડાની આશા રાખતો હોય તો તેને સ્વપ્નામાં દર્શાવે છે કે, અમુક માણસ પાસે જઇને માગ તે તને આપશે. અને આપનારને પણ સ્વપ્નામાં કહે છે કે, આવો માણસ આવે તો તેને આપજે. આનો આ કહેવત પ્રમાણે છે કે, મારો ગુરૂ ખસની ઘાસ છે. અને મારી તેના ઉપર આસ્તા પરિપૂર્ણ છે. આ ધામને ભવાનીનું મોટું સ્થાન માને છે. સંઘ ઉપર સંઘ આસપાસ અને દુર દેશાવરોના જંગલો કાપીને યાત્રાર્થે આવે છે. તેમજ માનતા માની આશા પુરી થવાના કારણથી જાય છે,

**મુળ દ્વારકા**—એટલે દ્વારકાનું મુળ સોરઠના કોડીનાર ગામમાં ખારા સમુદ્રના કાંઠા ઉપર બેટના આકારમાં છે, તથા પ્રગટ થયેલી સરસ્વતીના

કિનારાથી પગ દંડી રસ્તે જવું પડે છે. અને પછી ખારા સમુદ્ર સિવાય કંઇ નથી. ત્યાં મીઠા પાણીની વાવ મંદિર છે, અને આ મંદિર શ્રી કૃષ્ણના નામથી પંકાય છે. અહીંઆ દર્શન કરવા હિંદુઓ હમેશાં જતા રહે છે. દ્વારકાની પેઠે અહીં પણ છાપો મારે છે.

**સુદામા**—સોરઠ સરકાર તાબે પોરબંદરમાં ખારા સમુદ્ર ઉપર આ મંદિર છે તેનું નામ સુદામાનું મંદિર છે. સુદામા વિદ્યાભ્યાસમાં શ્રી કૃષ્ણના વ્હાલા સખા હતા. શ્રીકૃષ્ણ તથા સુદામા વચ્ચે જે ચરિત્ર બન્યા છે તે પ્રસિદ્ધ છે. તે અહીં લખવું ઘણું લંબાણ થાય છે. હિંદુઓ અહીં દર્શનાર્થે જાય છે.

**ચંદ્રેશ્વર મહાદેવ**—આ મહાદેવનું નામ છે. ધોળકા તાબે ચંદ્રેશ્વર ગામમાં ધોળકેથી ત્રણ ગાઉ ઉપર સાબરમતીના કાંઠે આ મંદિર છે. બ્રાહ્મણો કહે છે કે, જુના કાળમાં આ ઠેકાણે એક મંદિર હતું અને એક રબારી કેટલીક ગાયો ચારતો હતો. તે ગાયોમાં એક ગાય ઘણી મોટી અને બીજી ગાયો કરતાં તૈયાર હતી. તેના આંચળ દુધથી ભરેલા રહેતા હતા. સાંજરે ગાયો દોવાની વખતે તેમાંથી દુધ નહોતું નીકળતું રબારી એ કેટલાક દિવસ સુધી આનું જોયું ત્યારે તેને અચંબા ઉપર અચંબો દિવસે દિવસે વધતો ગયો. તેણે ધાર્યું કે, એનું દુધ કોઇ કોઇ લેતું હશે તેથી એ વિશે તજવીજ કરવાનું તેણે નક્કી કર્યું અને હમેશાં તેના ઉપર દ્રષ્ટિ ચોટાડીને તાકતો રહેતો. છેવટે એક દિવસે બપોરે જોયું કે, તે ગાય ધણથી જુદી નીકળી અને એક બાજુએ જવા લાગી. એ પણ તેની છાયાની પેઠે વગર માર્ગે ગયો. તે એક માટીના ટેકરા ઉપર ગઇ અને ઉભી થઇ રહી. ત્યારે તેના આંચળોમાંથી પોતાની મેળે દુધ વહેવા લાગ્યું અને આંચળો ખાલી થઇ ગયા. તે નવાઇ અને અચંબાના સમુદ્રમાં ગોથા ખાવા લાગ્યો. પછી રાત્રે મહાદેવે પોતાના નામ અને એંધાણીની તેને ચેતવણી આપી અને કહ્યું કે, આ ટેકરામાં મારૂં સ્થાન છે. તેની ઉપર મંદિર બાંધ. તેણે ઉત્તર વાળ્યો કે, નાણા ક્યાંથી લાવું. તેનો પ્રત્યુત્તર મળ્યો કે, એજ ટેકરામાં છે. ત્યાંથી કાઢીને વાપરવા માંડ, જ્યારે તે જગાને ખોદી તો કહ્યા પ્રમાણે તેને મળ્યું અને માટીમાં ઢંકાએલું એક લીંગ હતું તે પણ હાથ લાગ્યું. રબારીએ નાણાંથી મંદિર બાંધી ગામ વસાવ્યું અને તેનું નામ ચંદ્રેશ્વર મુકયું. અને એક મોટો કુવો ખોદાવ્યો કે જેમાં ઘણા કોસ એકજ વખતે ચાલી શકે. હમણાં સુધી તે કુવો અને ગામ આબાદ છે.

**અચળેશ્વર**—શીરોહી તાબે આબુ ઉપર આ મંદિર છે અને જે ઠેકાણે

સરસ્વતી નદીની નિકાશ છે તેની પાસે છે. મહાદેવના નામોમાંથી એક નામ ઉપરથી નામ પડયું છે. અહીંના દર્શન હિંદુ લોકોમાં અતિ ફળદાયક છે.

ઉંટકેશ્વર—ડાસરા પરગણામાં, વાત્રક નદી ઉપર પુનાદરા ગામની પાસે રખજીપુરામાં આ મંદિર છે. તે શહેરથી વીસ ગાઉ ઉપર છે. અહીં એક લીંગ છે. કે જે ઉંટના પગ તળીઆ સરખું છે, ગણેસુ નામથી તે પ્રખ્યાત છે. આ ઠેકાણે લીંગ પ્રગટ થવાનું કારણ એમ કહેવાય છેકે, રૂષી અહીં તપ કરતા હતા ત્યારે ત્યાં એ પ્રગટ થયેલા. અહીંનાં દર્શન બ્રાહ્મણો તથા હિંદુઓમાં મહાપુણ્યના ગણાય છે. શહેર ગામડાઓ વિગેરેમાંથી સંઘ જોડી લોકો દર્શનાર્થે જાય છે. મકરસંક્રાન્તિએ ભારે મેળો ભરાય છે અને આખું વરસ ભેટો મૂકાય છે.

ડાકોરમાં રણછોડજીનું મંદિર—સરનાલાલ એટલે ડાસરા પ્રગણામાં ડાસરા કસ્બેથી ત્રણ ગાઉ ઉપર ડાકોર ગામમાં એ મંદિર છે. ત્યાં એક મૂર્તિ રણછોડજીના નામની છે, અને રણછોડજી શ્રીકૃષ્ણનું એક નામ છે. આ મૂર્તિ દ્વારકામાં પૂજાતી હતી. તે ડાકોરમાં આવવાનું એવું કારણ બતાવવામાં આવે છે કે, પહેલાના વખતમાં એક બ્રાહ્મણ ગૌલકી બુડાણા નામનો હતો. તે શ્રી કૃષ્ણજીનો ભક્ત હતો તે યાત્રા કરવાને દ્વારકા ગયેલો. પાછા ફરતી વખતે સ્વપ્નામાં રણછોડજીના નામની મૂર્તિએ કે જે ત્યાં હતી તેણે કહ્યું કે, મને તારી સાથે પોતાને ઘેર લઇ જા. તેણે કહ્યું કે, હું શી રીતે આ મોટા ભારને ઉંચકી શકીશ. તથા પુજારીઓ અને ચોકીવાળા મને શી રીતે મુકી દેશે કે, હું લઇ જાઉં ? ત્યારે ઉત્તર મળ્યો કે, હું પોતાને ઘણો હલકો કરી દઉં છું, તું મને સહેજથી ઉંચકી શકીશ, લોકો તને જોશે નહિ અને તને કોઇ કાંઈ હરકત કરશે નહિ. તે એમજ બન્યું કે, ધોળે દહાડે તે મૂર્તિ લઇને તે નીકળી આવ્યો અને સ્વપ્નામાં કહેલું ખરૂં પડયું, તે તેના રહેવાના ગામ ડાકોરમાં લઇ આવ્યો. આ વાત બધે ફેલાઇ ગઈ. આસપાસથી હિંદુઓએ આવી દર્શનનું બજાર ગરમ કરી દીધું. એવું કહે છે કે, આ મૂર્તિ ડાકોરમાં પહોંચી ત્યાં સુધી ત્યાંના પુજારીઓ પહેલા પ્રમાણે તેજ સ્થળે મૂર્તિ ઉભેલીજ જોતા હતા. અહીં એ મૂર્તિ પહોંચી કે, તેજ દહાડે ત્યાંના સ્થળે મૂર્તિ નહોતી, તે જોઇ અચંબીત થઇ ગયા. પછી પૂજા તથા તેની હકીકતની તેમને ખબર થઇ. આ મૂર્તિ તો એમના ગુજરાનનું સાધન હતું તેથી તે ડાકોર આવ્યા. બોડાણાએ તેમની બીક અથવા આજ્ઞા પ્રમાણે તે મૂર્તિને ગોમતી નામના તળાવમાં નાખી દીધી. ડાકોરના આ તળાવનું

નામ ગોમતી છે અને એવું કહેવાય છે કે, ગોમતી નદી જે દ્વારકામાં એ મંદિર કને છે તે અહીં આ તળાવમાં પણ આવી છે અને તેમાં સ્નાનને લોકો પાપ નિવારણ જાણે છે. મૂર્ત્તિ એમાં નાખીને સંતાડી દીધી. આ સામા વળીઆ અહીં આવી શોધવા લાગ્યા અને એ ગામના ઘર તથા શકવાળી જગાઓને જોઈ વળ્યા. પણ કંઇ પત્તો મળ્યો નહિ. છેવટે તળાવમાં શોધવાની વખત આવી ગઇ. તેઓ પાણીમાં પેઠા અને ભાલાથી પત્થરને શોધવા માંડયો. છેવટે એક માણસની બરછીનું ફળ આ મૂર્તિની છાતીમાં લાગ્યું અને તેમાંથી લોહી નીકળ્યું કે જેથી આખું તળાવ લોહીલુહાણ થઇ ગયું. આ જીલ્લાની માટી રાતી છે. તેનું કારણ એ લોહી બતાવવામાં આવે છે.

ટુંકમાં આ પ્રતિમાને કાઢીને બહાર લાવી પોતાને ઠેકાણે લઈ જવાને ધારતા હતા જેથી દુશ્મની વધી, લડાઇ થવાનો સંભવ થયો. કેટલાક શુભેચ્છક પંચાતીઆ વચ્ચે પડયા અને ફેંસલો કર્યો કે, આ મૂર્તિના તોલે તોલ જે કોઇ સોનું આપે તેની તે મૂર્તિ થાય. બીચારા બોડાણાને એ સોનું મળી શકતું નહોતું છતાં પ્રભુ ઉપર ભરૂંસો રાખી કબુલત આપી. સામાવાળાઓએ અડસટો કરીને સોનાથી મૂર્તિને જોખી પણ બરાબર ઉતરી નહિ, બીજી વખતે બોડાણાને આજ્ઞા થઈ કે તું પણ જોખ, તેણે વિનંતી કરી કે, મારી પાસે મારી ધણીઆણીની નથ સિવાય બીજું સોનું નથી. તે વખતે હુકમ થયો કે, તે નથને એક તુલસી પાનની સાથે ત્રાજવામાં મૂક તે બરાબર થશે. બીજે દિવસે તે તત્પર થયો અને દ્રઢ બનીને મેળવેલી આજ્ઞા પ્રમાણે જોખવાનું કામ કર્યું. તે બરાબર થઇ. આ બનાવ બન્યાથી સામાવાળાને પસ્તાવો અને અવસર ચુકયા સિવાય બીજો લાભ થયો નહિ. તેઓ લાચાર થઇ રડવા કુટવા લાગી ગયા.

કહે છે કે, તે મૂર્તિએ તેમને સમાધ સ્થિતિમાં ચેતવણી આપી કે, આવાજ રૂપની અને એવીજ બીજી પ્રતિમા ગોમતી તળાવમાં તમારા વાસ્તે પ્રગટ થશે. તેની પ્રતિષ્ટા ત્યાં કરજો અને તે તેજ મૂર્તિ છે એમ ધારજો, જેથી તમારૂં ગુજરાન સારી પેઠે ચાલશે. કહે છે કે, તે મૂર્તિની છાતી ઉપર પણ બરછીનો ઘા છે. આ જોઇને બ્રાહ્મણો તથા આસ્તિકની શ્રદ્ધા એકથી દશગણી વધી ગઇ અને ખરા મનથી પુજામાં હોંશ દેખાડવા લાગ્યા. આસો સુદ ૧૫ ને દિવસે કે જ્યારે સૂર્યનારાયણ કન્યા રાશીમાં આવે છે અને મોતીનો વરસાદ વરસે છે જેને લોકો માણેકઠારી પુનમ કહે છે. તે દિવસે આસપાસ અને દુર દેશાવરથી લોકો દર્શન કરવા આવ્યાથી મેળો

ભરાય છે. સંવત ૧૨૧૨ માં આ બનાવ બન્યો હતો. અને આ પુસ્તક લખવાની વખતે સંવત ૧૮૧૮ છે અને સને ૧૧૭૫ હીજરી છે, જેને છસો વરસ થઇ ગયા છે. ડાકોરમાં સંઘ જોડી પુરૂષ સ્ત્રીઓ જાય છે, ભેટો લઈ જાય છે અને એ પ્રતિમાને કીંમતી પોષાક પહેરાવે છે અને મોટું મંદિર બાંધ્યું છે.

**શૈલપાન**—રાજપીપળાના પર્વત ઉપર આ મંદિર છે. શૈલપાન નામ મહાદેવનું છે. જે લોકો રેવાસ્નાન કરવા આવે છે તે ધામ પાસે હોવાના લીધે ત્યાંનો જમીનદારના હુકમથી ત્યાં જાય છે અને અહીંની પુજાને ઘણી લાભકારી જાણે છે. એવું કહે છે કે, વરસમાં ચંદનના જેવી કોઇ વસ્તુ વાટેલી કેશર મેળવેલી ત્યાંથી નીકળે છે. લોકો તેને પ્રસાદી દાખલ લઇ આવે છે.

**કાળકા ભવાની**—આ મંદિર પાવાગઢની ઉપર છે અને તેની ઉપર એક સ્થાનક છે જેને સદનશાહનું સ્થાનક કહે છે. તે એક પીર હતા. બ્રાહ્મણો આ મંદિરને ઘણું માને છે અને એ વિશે નવાઈ જેવી વાતો કરે છે. આસપાસ તથા દુર દેશાવરથી ઘણા લોકો યાત્રા કરવા આવે છે અને સદનશાહને પણ ભેટ મૂકે છે.

**ભૈરવ**—મહાદેવનું મંદિર છે, તે સાંકડી શેરીમાં છે. આ મૂર્તિ પીતળની ચાર હાથવાળી છે. બીજા મંદિરોમાં લીંગ બનાવીને મૂકે છે તેમ એ નથી.

**અંબા ભવાની**—ખેરાળુ પાસે દાંતાની સરહદમાં છે, આ પર્વતોની અંદર મંદિર છે અને અહીંની પ્રતિમા અંબાભવાની કહેવાય છે. બ્રાહ્મણો એને શ્રેષ્ટ ધામ ગણે છે અને આસપાસ તથા દુર દેશાવરથી સંઘ જોડી હીંદુ લોકો યાત્રા કરવા શ્રાવણ વદ અમાસ તથા ભાદરવા છઠ્ઠને દહાડે ત્યાં જાય છે. ત્યાં જઈ દર્શન કરી પુણ્યદાન કરે છે. માતાને યાત્રાળુ લોકો કીંમતી પોશાક પહેરાવી શણગારે છે અને સ્ત્રીનો પહેરવેશ શોભીતો પહેરાવે છે. કેટલાક વરસ પહેલા સતારાપુરના નામાંકિત રાજાએ કે જે હિંદુસ્તાનના રાજામાં મોટો રાજા ગણાય છે તેણે એક ભેટ મૂકી હતી. તે તે ભેટ મૂકવાને તે પોતાના સ્વદેશથી પગે ચાલી આવીને બ્રાહ્મણોને દક્ષિણાઓ આપી ભેટો મૂકી સોનાનો મુકુટ ભવાનીના મુસ્તક ઉપર મૂકી ગયા હતા.

**રૂદ્રમાલ**—સિદ્ધપુર કસ્બાની હદમાં પાટણ સરકાર તાબે સરસ્વતી નદી ઉપર એ. સિદ્ધરાજ જયસિંહનું બનાવેલું મોટું મંદિર છે. રૂદ્ર નામ મહાદેવનું છે તેથી રૂદ્રમાલ કહેવાયું. માલ એટલે ઘર. એટલે મહાદેવ સ્થાન. અહીંઆ મૂર્તિઓ તથા તેના શણગાર ઘણાં સારાં મુકેલા હતા. અહીં પૂજા ઘણા ઠાઠથી થતી હતી. મુસલમાનના વખતમાં એની ખરાબી થઈ. અહમદાબાદ

વસાવનાર સુલતાન અહમદે તેમાંથી મૂર્તિઓ કાઢી નાખી અને મસજીદની નિશાની કરી દીધી. એની વિસ્તીર્ણ હકીકત મીરાતે એહમદીમાં લખી છે. હવે ઘણો વખત વિત્યેથી ખંડેર થઇ જઈ, તેની પત્થરની ઈમારતો બાકી રહી છે.

## શહેર અંદર તથા બહારના દેવસ્થાનો.

જોકે શહેરની અંદર તથા બહાર ઘણા મંદિરો છે પરંતુ જે પ્રખ્યાત છે તેજ લખવામાં આવે છે.

**રણછોડજી**—માણેકચોકની દક્ષિણે માંડવીની પોળમાં કઠણ પત્થરની મૂર્તિ છે. શહેરના વાણીઆઓની અહીં પાકી શ્રદ્ધા છે. અહીંની ઇમારત ભાંગી ગઈ હતી. આ વખતે રજા લઈ નવેસરથી ઇમારત બાંધી છે. ત્યાં એક બ્રાહ્મણે બીજું મંદિર બાંધી તેનું નામ ત્રિકમજી રાખી તેમાં પણ મૂર્તિ મુકી છે.

**રણછોડજી**—દોલતખાના મહેલામાં સારંગપુરમાં રણછોડજીનું મંદિર છે. જુના વખતમાં શહેર બહાર તેજ દરવાજાની પાસે રાણી શેરીમાં એ મૂર્તિ હતી. શહેરની પડતી દશાની વખતે જ્યારે ત્યાંની વસ્તી ઉજડ થઇ ત્યારે તેને શહેરમાં લાવીને મૂકી. સદાશીવ રામચંદ્રના ભાઇ નથુજીએ પોતાની હકુમતના વખતમાં મોટું સારૂં મંદીર બાંધેલું અને તેમાં એ મૂર્તિને પધરાવી હતી. તે મંદિરના ખરચ પેટામાં શહેરના સેવકોના દાન દાખલ નાણા ઠરાવીને આપ્યા હતા.

**રઘુનાથજી**—હાજા પટેલની પોળમાં એ મંદિર છે. ત્યાં દર્શન કરનારા લોકો કહે છે કે, પત્થરની કોઇ મૂર્તિ એના જેવી રૂપાળી જોવામાં આવી નથી. લક્ષ્મણજીની મૂર્તિઓ તેના ડાબા જમણી બાજુએ મૂકેલી છે રામનવમીની વરસગાંઠના દહાડે પુરૂષ તથા સ્ત્રીઓની દર્શનને વાસ્તે ઠઠ મળે છે.

**ચતુરભુજ**—ચંગપોળમાં એક બ્રાહ્મણના ઘરમાં છે. એ મૂર્તિ કાળા પત્થરની છે અને તેના ચાર હાથ છે જે ઉપરથી ચરતુભુજ કહેવાય છે.

**મદનમોહન**—રાજામેતાની પોળમાં એક બ્રાહ્મણના ઘરમાં આ મંદિર છે તેની મૂર્તિ પીતળની છે, અને તેને લોકો ઘણા માને છે.

**ગોકુળચંદ્રમાં**—જુના વખતથી રાજા મહેતાની પોળમાં રઘુનાથ ગુંસાઇના ઘરમાં છે. તેનો છોકરો વ્રજનાથ જીવતો હતો ત્યાં સુધી તેજ પોળમાં મૂર્તિ હતી. તે મરી ગયા પછી હમણાં દોશીવાડાની પોળમાં વ્રજભૂખણના ઘરમાં છે. આખા દિવસમાં પાંચ વખતે જઇ વાણીઆ ત્યાંના દર્શન કરે છે અને આ મંદિરનું મહાભારત ખરચ પુરૂં પાડે છે.

**રામનાથ**—માંડવીની પોળમાં હવેલીમાં આ મંદિર છે. તે ઘરની અંદર છે, અને ત્રણ ટપાઇની ઉંડાઇમાં તે ધામ બનાવેલું છે. ત્યાં અખંડ દીવો બળે છે. લોકોપ્રસિદ્ધ તે જગા છે. શહેર વસતા પહેલાનું તે મકાન છે. મુસલમાની દોર થવાથી ભોંતળીએ તેની જગા કરવામાં આવી અને હાલ પણ તેજ પ્રમાણે છે.

**અંબા તથા બહુચરા**—ચંગપોળની અંદર સ્ત્રીની એક મૂર્તિ છે. તે આરસપહાણની છે. આ મંદિર રાજમાર્ગપર આવેલું તેથી ઘણી ભીડ થઇ જાય છે. અને ઘણું કરી રવીવારે માણસોનો ભારે જમાવ થાય છે. સેવકો કીંમતી વસ્ત્ર તથા ઘરેણાનો તેનો શણગાર કરે છે.

**અંબા બહુચરા**—રાયપુરમાં આકા શેઠના કુવાની પોળમાં ભોંયરામાં આ પ્રતિમા છે. અખંડ દીવો બાળી વસ્ત્ર ઘરેણાનો સારો શણગાર સજાવે છે.

**મછરાલ**—સારંગપુર પાસે તળીઆની પોળમાં એક બ્રાહ્મણીના ઘરમાં છે. આ એક ગોખ છે તેને બહુચર ગોખ કહે છે, આ બ્રાહ્મણી તેની સેવા કરે અને કેટલાક દિવસ ખાનપાનનો ત્યાગ કરી દુધ પીઇનેજ રહેતી હતી. પોતાને વાસ્તે એ તલઘર બનાવેલું તેમાંથી એક વાર સિવાય બહાર આવેલી નહિ. આ પુરી રીતે સાબીત થએલું છે કે, નવરાતરમાં આ લોકો નવ દહાડા સુધી અપવાસ કરે છે, અને દશેરાને દહાડે અપવાસ છોડે છે. અને આઠમના દહાડે અગ્નિ સળગાવે છે અને ઘી, જવ, દુધ ચોખા વિગેરેનો હવન કરે છે, અહીંના પુજારી લોકોના જોતાં પોતાની જીભ કાપીને અગ્નિમાં નાખી દે છે અને પાછી ફરીથી જેવી હતી તેવી તે જીભ થઇ જાય છે. હવે આ વખતે તે સ્ત્રી વૃદ્ધ અવસ્થામાં આવી ગઇ છે, તેથી ઘડપણના દુઃખ ટાળવા ખાતર ખાનપાન કરે છે. પરંતુ નવરાતરમાં તો જીભ કાપવાનું જુનું કામ કરે છે.

**તોતલા ભવાની**—અસ્ટોડીઆના ચબુતરા પાસે ઢાલની પોળમાં છે. એક ઘરમાં એક ગોખ છે. તેને પાના ચઢાવી શોભીતું કર્યું છે તેના ચમત્કારની ઘણી વાર્તાઓ કહેવાય છે. માનનારા ઘણાં હિંદુ સેવકો ત્યાં દર્શન કરવા જાય છે.

**બહુચરા**—રાજા મહેતાની પોળમાં તેના નામ ઉપરથી કહેવાતી ભવાનીની પોળમાં બાંદા જાતના વાણીઆના ઘરમાં છે, તેણે મેડા ઉપર એની એક ગોખ જેટલી જગા જુદી બનાવેલી છે તેમાં ત્રણ પત્થરના વગર ઘડેલા કકડા મૂકયા છે. તેમની ઉપર સોનાના પાના મઢેલા છે તેને તોતળાભવાની કહે છે. તેની પણ ઘણી વાર્તાઓ કહેવાય છે. જે લખતાં લખાણની લંબાઇ સિવાય બીજો અર્થ સચવાય નહિ. બાંદાજાતના વાણીઆની સ્ત્રીઓ તથા

પુરૂષો જુવાન અને બાળકો તેને ઘણી માને છે. આસો તથા જેઠ માસની પાંચમે રાતની વખતે તેના પોહીઆ વાણીઆના પીંડમાં આવી ભરાય છે તે વખતે આશાવંત સેવકો પોતાની મતલબની વાતો પુછે છે અને પોતાના ધારેલા કામ કેમ પુરા પડશે તે વિશે પ્રશ્ન પૂછે છે.

**આશાપુરી**—સાંકડીશેરીમાં છે. આ વખતે નાગર જાતના માણુસ કૃપાશંકરે નવું ધામ બંધાવ્યું છે, તે ઘણું સુંદર અને આરસપહાણાની મૂર્તિ બનાવેલી છે અને ભાતભાતના વસ્રો તથા ઘરેણાંથી શણગારે છે.

## પુરાઓના મંદિર.

**નરસિંહજી**—રાજપુરમાં તુળસી મહોલ્લામાં એ મંદિર છે. પૂજાની જગા આરસ પહાણુની કરેલી છે. તેની ઉપર પૂષ્પ વૃષ્ટિ કરે છે. મુસલમાનોની બીકના લીધે સેવકોએ નરસિંહજીની મૂર્તિ ભોયમાં તલઘરમાં સંતાડી મૂકી હતી અને હમણાં સુધી તે ત્યાંજ છે. નરસિંહજીનું બીજું મંદિર ચંદુલા તળાવ ઉપર છે. ત્યાં ભીંતમાં એક ગોખ છે તે ઘણો ન્હાનો છે. સેવકો ત્યાં ઘણાં જાય છે.

**જાગેશ્વર**—મહાદેવનું નામ છે, આ મંદિર રાયપુરના દરવાજા બહાર છે. નજમુદ્દૌલાની અમલદારીના વખતમાં નંદરામે તે મંદિર બાંધ્યું અને બગીચો કર્યો.

**કાંકરેજી ભવાની**—કાંકરીઆમાં પાણી આવવાના ગરનાળા ઉપર છે. ત્યાંના થાંભલાઓમાંથી એક થાંભલાને આરાધીને તેનું નામ કાંકરેજી મૂકયું છે. હિંદુઓ ત્યાં જઇ સ્નાન પૂજા કરે છે,

**સેંધવાવ ભવાની**—ખોખરી મેહમુદાબાદમાં છે. ત્રણ ગાઉ છેટે એક વાવ છે તેને સેંધવાવ ભવાનીનું ધામ માને છે. દર વરસે શ્રાવણ માસના રવીવારે હિંદુઓ ત્યાં જાય છે અને સ્નાન તથા દર્શન કરે છે.

**હનુમાન મહાદેવ**—સુલતાનપુરામાં મરકી મૂર્તિ છે, તે કઠણ પત્થરાની ઉંચા કદની પ્રતિમાં છે. પ્રાચિન કાળમાં ભોંયમાં દાટેલી હતી. દામાજીરાવ ગાયકવાડ મરેઠાના દીવાન રેંકુજી પંડિતે તેના માહિતગાર બનીને ઉપર કાઢી તેનું મંદિર બાંધ્યું. શનીવારે હિંદુઓના ટોળે ટોળા ત્યાં જાય છે.

**સાંલકેશ્વર મહાદેવ**—હવેલી પરગણા તાબાના વસ્તાલ ગામમાં શહેરથી ત્રણ ગાઉ ઉપર એ મંદિર છે. જુના વખતથી એ પ્રખ્યાત છે. એની ઉપર ઘુમટી છે. શ્રાવણ માસમાં દર વરસે શહેરવાસી હિંદુઓ ત્યાં દર્શન કરવા જાય છે.

**માતર ભવાની**—હવેલી પરગણાના અસારવા ગામમાં શહેરથી અર્ધા ગાઉ ઉપર આ મંદિર છે. આ એક વાવ છે :તેને માતર ભવાની કરીને કહે છે. શહેર વસ્યું તે વખતથી એક મંદિર હતું. કોઈ સેવકે સ્વપ્ના પ્રમાણે વાવ કરાવી હતી, અને તેમાં એક ગોખ મુકેલો તેને પૂજે છે.

**ઢંગ ધીંરી**—સિદ્ધપુરની હદમાં પાટણ તાબે એનો એક ઘુમટ છે અને એક ગોખમાં ભવાનીની મૂર્તિ પધરાવેલી છે. શહેર તથા ગામડાઓના હિંદુઓના ટોળા તેમાં વિશેષ કરીને કોળી લોકોમાં એની શ્રદ્ધા વધારે છે. તે લોકો ભેગા મળીને દર્શન કરે છે.

**નીલકંઠ મહાદેવ**—અસારવામાં મરકટી મૂર્તિનું ધામ છે અને તે નરમ આરસપહાણની છે.

**આચારજીના પગલા**—અસારવા ગામમાં વૈશ્નવ ધર્મ સ્થાપક ગોસ્વામીજી છે હમણાં જેટલા ગોસ્વામીઓ છે તે તેમના કુટુંબના છે અને તેમના સેવકો વાણીઆ છે. આ પગલા વિશે ઘણી વાતો ચાલે છે: માગશર મહિનામાં વૈષ્ણવો મેળાના દિવસે ત્યાં દર્શન કરવા જાય છે અને તે દિવસને ઓચ્છવ કહે છે.

**નહગંગ ભવાની**—સાબરમતી ઉપર શાહી બાગ નજીક દુધેશ્વરમાં છે. પહેલાથી એક ગોખ હતો તેની પુજા કરતાં. સંન્યાસીઓ અહોનિશ:ત્યાં રહે છે. રવીવારે ઘણા માણસો ત્યાં દર્શન કરવાને જાય છે અને ત્યાં જવામાં મહાપૂન્ય માને છે. તેના મેળાને દહાડે :સઘળા હિંદુઓ દરેક નાત જાતના ત્યાં જઈ સ્નાન કરે છે. અને તે ધામમાં પુન્યાર્થે હવનો કરે છે.

**ભીમનાથ મહાદેવ**—સાબરમતી ઉપર અમીનખાનના બગીચા પાસે છે, આ મંદિરને ઘુમટ છે. શ્રાવણ માસમાં ત્યાં દર્શન કરવા જાય છે.

**ખડકધારી મહાદેવ**—મુહમદ અમીનખાનના બગીચા પાસે સાબરમતી નદી ઉપર. શ્રાવણ માસમાં અહીં દર્શનના વાસ્તે લોકો જાય છે.

**હીંગળાજ ભવાની**—આ મંદિર નવરંગપુરામાં છે એના ઉપર ઘુમટી છે. અને તેમાં એક ખાલી ગોખ ઘણોજ નાનો છે. ત્યાં અખંડ દીવો બળે છે. ઘુમટમાં કંઈ વસ્તુ જઈ શક્તી નથી. ત્યાં દર્શન કરવા હિંદુઓ જાય છે.

**સમ થાનેશ્વર મહાદેવ**—સાબરમતી ઉપર મંઝુરી ગામમાં અહીં એક પંચધારી લીંગ છે. તેને પંચ મુખી લીંગ કહે છે. ભાદરવા સુદ પાંચમ જેને રૂષિ પંચમી કહે છે તે દિવસે હિંદુઓ ત્યાં જાય છે અને તે દિવસે ત્યાં સ્નાન કરે છે. અને તે લીંગની પુજા કરવામાં પુણ્ય માને છે.

હવે જાણવું જોઇએ છે, કે બ્રાહ્મણો તથા તેમનો ધર્મ પાળનાર મેશ્રીઓ પુરૂષ તથા સ્ત્રીઓ સેવડા લોકોના તથા તેનો ધર્મ પાળનાર શ્રાવકો વિરૂદ્ધ સ્નાન ઘણું કરે છે અને તેના વાસ્તે જોઇતી ખબરદારી રાખે છે. સવારે દરેક દિવસે પુજા કરવાને નહાયા સિવાય ખાતા નથી અને નદીના સ્નાનને ઉત્તમ માને છે. તેમાં વિશેષ કરીને જ્યાં આગળ સંગમ હોય ત્યાંનું સ્નાન તો અતિ ઉત્તમ ગણે છે. તેને મહાપુણ્ય માને છે. આ દેશમાં નદી ઘાટો તળાવો અને કુંડો ઘણાં છે, જેને ગણીને લખવા તે એક વગર સ્વાર્થનું લંબાણ છે. તેથી તે લોકોમાં જે પ્રખ્યાત છે અને પાસેના તથા અંતરના સ્થળોથી તથા મોટાં શહેરોથી સંઘ ઉપર સંઘ જોડીને એના ઠરેલા દિવસે સ્નાન કરવા જાય છે, તેજ તીર્થો લખવામાં આવ્યા છે, તીર્થ સાગર જે ઠેકાણે નદી સમુદ્રને મળે છે તેને મોટું તીર્થ ગણે છે. પરંતુ કાંઠાના માણુસોજ ત્યાં મળે છે અને દુરદેશના માણસો આવા પ્રસંગે જતા નથી.

**સરસ્વતી તીર્થ**—આ એક મોટું તીર્થ છે. અહીંના સ્નાન વિશે ઘણી વાતો ચાલે છે. એવું કહે છે કે, એ નદીનું મુળ પૂર્વ દેશમાં છે અને તે વડની ઝટામાંથી નીકળી છે અને તેનો નિકાસ પ્રયાગમાં છે. કેટલીક જગાએ તે પ્રગટ થાય છે અને કેટલક ઠેકાણે ગુપ્ત થઈ જાય છે જેને વર્ણવતા વાર લાગે. આ દેશમાં તે પ્રથમ શીરોહીના પર્વતોમાંથી નિકળે છે અને પાટણ નામે સિદ્ધપુર કસ્બા હેઠળ તે ચાલુ થઇ છે. અને પાટણ શહેરથી એક ગાઉ ઉપર ધરતીમાં અલોપ થઇ છે અને સોરઠ નામે કોડીનાર આગળ પાછી પ્રગટ થઈ છે. ત્યાં તેના પાંચ ફાંટા થયાછે. ૧ બ્રાહ્મી સરસ્વતી, ૨ હરના, ૩ ગોમતી, ૪ કપીલા, ૫ દુરજની, દુરજની સોમનાથથી અરધા ગાઉ ઉપર છે અને ત્યાં તે ભીલકા કહેવાય છે પછી ત્યાં પાંચે ફાંટા ભેગા થાય છે આ સંગમ સોમનાથ આગળ છે. ત્યાં તેને હરના કહે છે અને તે ત્યાં ખારા સમુદ્રને મળે છે.

ત્યાંના ઠરાવેલા દિવસના સ્નાનને મહાપૂણ્ય માને છે. વિશેષ કરી સિદ્ધપુર આગળનું સ્નાન અતિ ઉત્તમ છે તેમજ ભીલકા તીર્થ પણ પૂણ્ય દાયક છે; પરંતુ પુનેમના દિવસે કારતક માસમાં કે જ્યારે સૂર્ય તોલા રાશીમાં આવે છે તે દિવસનું સ્નાન બીજા સ્નાનો કરતાં ઘણું ઉત્તમ છે.

શહેરો તથા વસ્તીઓમાંથી દરેક ઠેકાણાના હજારો માણસો તીર્થ કરવા જાય છે, બીજા તીર્થો પ્રમાણે બ્રાહ્મણોને જમાડે છે, રોકડી દક્ષિણા દે છે, ભેટો દાખલ કેટલીક વસ્તુઓ વહેંચે છે, તથા જુદી જુદી જાતના પૂણ્યદાન કરે છે. લોકો અહીં ત્રણ દિવસ થોભે છે અને આ દિવસોમાં બજારો શણગારે છે. લાખો માણસોના માલમતાં, લુગડાલત્તાં, ઘોડા, ઉંટ તથા બળદ વેચાતા હતા. મેં આ પુસ્તક રચનારે પોતાની આંખે જોયેલું છે, પરંતુ હવે તો તે જગાના અને પાસેના પરગણાના તથા જેની માનતા હોય તે લોકોજ જાય છે. અને અહમદાબાદથી જતો સંઘ અને બીજે ઠેકાણેથી આવતા સંઘો અને ચૌટાઓને શણગારવાનું કામ મુદલ બંધ પડી ગયું છે.

**રેવા તીર્થ**—એ પણ મોટું તીર્થ છે. એનો મેળો જેઠ માસમાં થાય છે. એ માસમાં સૂર્ય ધન રાશીમાં આવે છે અને પૂનેમના દહાડે ઘણું કરીને ખરા ગણીતે સૂર્ય આ રાશીમાં આવે છે. તે પૂનેમની રાત છે. મુસલમાની ચાંદ્ર માસની તે તારીખ તેરમી કે ચૈદમી થાય છે. જો કે રેવા સ્નાન સઘળે ઠેકાણે ફળ દાયક છે પરંતુ ચાંદોદ કરનાળીના ઘાટ ઉપર કે જે શીનોર તાબામાં છે ત્યાંનું સ્નાન ઉત્તમ ગણાય છે. શીનોર વડોદરાથી તેર ગાઉ ઉપર છે અને રાવર નામની નદી ત્યાં આવી મળે છે. આજુબાજુ તથા આ દેશના તેમજ દક્ષિણના હજારો પુરૂષ સ્ત્રીઓ ત્યાં આવે છે. અને સ્નાન કરી રહ્યા પછી પોતાની આશા પુરી થઈ તેનું તથા ભેટ દાખલનું અને મરી ગએલાઓના નામના શ્રાદ્ધનું, બ્રાહ્મણોને ખાવાનું, દક્ષિણા દેવાનું, તેમજ બીજું કંઇ વહેંચવાનું પુણ્ય કરે છે. તેના કાંઠા ઉપર કેટલાક મહાદેવના મંદિરો છે તેમની પુજા કરે છે. અહીંઆ બે તીર્થ મુખ્ય છે. એક તો ઉપર લખ્યા પ્રમાણે સંગમનું અને બીજું શુકલતીર્થના ઘાટનું, જે ભરૂચની પાસે છે. ત્યાંથી સમુદ્ર સુધી ગમે તે ઠેકાણે સ્નાન કરે તે તીર્થજ ગણાય છે. કેટલાક તો ચોખાની થેલી કોટે બાંધીને પાણીમાં પડીને પોતાની દેહી ત્યાગી દે છે એને એ લોકો ભૈરવજપ કહે છે. ભૈરવ જપનું વર્ણન ગીરનારના વર્ણનમાં આવી ગયું છે. ઘણા યોગીઓ તથા સન્યાસીઓ તીર્થ કરવાને આવે છે. સ્નાન કરતી વખતે કોઇ ફુટડી સુંદર સ્ત્રી તીર્થવાસીને પસંદ આવે તો ફરી અવતારમાં ધણી ધણીઆણી થવા સારૂ એકદમથી તે સ્ત્રીને લઇ જઇને બેઉ બુડી મરે છે, તેથી તીર્થવાસી લોકો રૂપવંત સ્ત્રીને બનતા સુધી પુરી સંભાળથી રાખે છે. બ્રાહ્મણોની પાસે રેવાસ્નાનના પુણ્ય તથા ફળનું પુસ્તક છે, તેમાં રેવાની પવિત્રતા અને દરેક ઘાટના સ્નાનના લાભ દર્શાવેલા છે.

**લખ્યા તીર્થ**—સોમનાથથી બે ગાઉ ઉપર છે. બ્રાહ્મણોના કહ્યા

પ્રમાણે અહીં એક પીપળાનું ઝાડ છે તેના કારણથીજ સરસ્વતી પ્રગટ થઇ છે અને તે ધામને પીપલસર પણ કહે છે. કેટલાક હજાર વરસ પહેલા પારાધીની કમાનમાંથી છુટેલું તીર અંધારી રાતે શ્રી કૃષ્ણના પગના તળીઆમાં આવી વાગતા પહેલાં એજ ઝાડની હેઠળ શ્રીકૃષ્ણ લાંબા થઇને નિદ્રાવશ થયા હતા અને એજ ઠેકાણે એમનું આયુષ્યરૂપી વૃક્ષ સુકાઇ ગયું હતું, એ વાત હિંદુઓમાં પ્રસિદ્ધ છે તેથી અત્રે સ્નાન કરવું પૂન્યમાં ગણાય છે; પરંતુ એનો ઠરેલ દિવસ નથી. તેમજ સંઘ ક્યારે જાય છે તેની હકીકત મને મળી નથી.

**ધરન સરસ્વતી સંગમ તીર્થ**—આ તીર્થ ધામ સોમનાથની પાસે છે, તેના કાંઠા ઉપર જાદવાસ્થળી કહેવાય છે ત્યાં આગળ કેટલાક હજાર વરસ પહેલા શ્રી કૃષ્ણના મૃત્યુ પહેલાં છપન કરોડ જાદવ લોકો જે શ્રીકૃષ્ણની નાત કુટુંબી અને સેવકો હતા તે એક બીજાથી લડીને બધાએ અહીં દેહી ત્યાગ કરેલો. હાલ એ વિશે નવાઇ જેવી વાર્તાઓ ચાલે છે.

**વઉઠા ( બેઉઠા ) તીર્થ**—અહીંઆ નદીઓનો સંગમ થાય છે. બે અને ઉઠા એટલે બે વખત ૩॥ એટલે ૭ થાય છે. આ ધોળકેથી ત્રણ ગાઉ ઉપર છે અને ત્યાં એજ નામનું ગામ છે. અને સાત નદીઓ આવી રીતે મળે છે. સાબરમતી અને હાથમતી સંગપુર આગળ મળી પશ્ચિમ દિશાએ એ શહેર હેઠળ થઇને વહે છે અને વાત્રક તથા મેશ્વા મહેમુદાબાદ તથા ખેડા વચ્ચે વહી ખેડા આગળ ભેગી મળી તેની હેઠળ વહે છે, એ બેઉને વાત્રક કહે છે. અને શેઢી, મહુર તથા માઝમ મહુધા પરગણાથી ઉપર મળે છે ત્યાંથી પશ્ચિમ મોખડે પહોંચે છે અને શેઢી કહેવાય છે. તે એક બીજાને મળે છે અને માતર તથા ધોળકા પરગણામાં થઇને જાય છે અને તે વાત્રકના નામથી ઓળખાય છે. વઉઠા ગામ આગળ એક ગમથી સાબર હાથમતી સાથે અને બીજી બાજુથી વાત્રક બીજી નદીઓ સાથે એક નદી બનીને ભેગી વહે છે. તે મળી જવાથી તેમનું એક નામ સાબરમતી આપેલું છે અને ખંભાતથી પશ્ચિમ દિશાએ આ નદીઓ ખારા સમુદ્રમાં પડે છે.

**સાબરમતી ઉપર દુધેશ્વર તીર્થ**—દુધેશ્વર સાબરમતી નદીનો એક ઘાટ છે અને તે શાહીબાગની પાસે છે. એવું કહેવાય છે કે, દધી નામનો એક રૂષી ત્યાં રહી તપ કરતો હતો. તેના વિશે અચંબો આપતી વાર્તાઓ કહેવાય છે. સાબરમતી સ્નાનનું બ્રાહ્મણોની પાસે એક જુદુંજ પુસ્તક છે તેમાં દરેક ઘાટ ઉપરના સ્નાનનું પુણ્ય દર્શાવેલું છે. પરંતુ તે મધ્યમ પ્રકારનું ગણી દુધેશ્વરના ઘાટને સર્વોત્તમ બતાવવામાં આવેલો છે અને સર્વ કરતાં

શ્રેષ્ઠ લખી ગયા છે. શહેર અને તેની હદના રહેવાશી હિંદુઓ વરસ તથા માસના મુખ્ય દિવસોમાં પુરૂષ સ્ત્રીઓ સ્નાન કરવા ત્યાં જાય છે. તથા બનતાં સુધી તેમનાં મુડદાંઓને તે ઠેકાણે અગ્નિદાહ દે છે.

**મહી તીર્થ**—મહી નદી ખંભાત આગળ ખારા સમુદ્રને મળે છે. જેમ જોગે જે કોઈ હિંદુ ત્યાં જઈ ચઢે છે તો સ્નાન કરે છે. ખંભાત બંદર તથા તેના પાડોશના રહેવાશીઓ મુખ્ય દિવસોમાં પુરૂષ તથા સ્ત્રીઓ ત્યાં સ્નાન કરવા જાય છે. આ સ્નાનને પ્રભુદ્વારે ઉંચે ચઢવાનું એક પગથીયું માને છે.

**તાપી તીર્થ**—તાપી નદીને તપતી પણ કહે છે. તેની ઉપર આવેલા સુરત બંદરની હદમાં અશ્વનીકુમાર નામનો ઘાટ છે. ત્યાં તાપી નદી સમુદ્રને મળે છે. આ બંદરના રહેવાશીઓ મુખ્ય દિવસોમાં તથા આડે દહાડે જઇ સ્નાન કરે છે. તથા પોતાના મુડદા ત્યાં બાળે છે.

**કુંડ તથા સરોવર તીર્થો**—જાણવું જોઇએ કે, જે ઠેકાણે મંદિર હોય છે, ત્યાં સ્નાન કરવાને નદી, તળાવ અથવા કુંડ હોય છે. આ દેશમાં એવા સ્નાન સ્થળો અગણીત છે, જેમનો ખરો આંકડો આપી શકાતો નથી. પરંતુ તેઓમાંથી હિંદુઓમાં જે વધારે પ્રખ્યાત છે તે લખવામાં આવે છે. કુંડ ત્રણ પ્રકારના હોય છે, એક તો પાણીના ઝરા છે અને કેટલાક કુવાના આકારમાં ખોદીને તેમને ફરતા પગથીઆ કરેલા હોય છે. અને ત્રીજા પ્રકારના કેટલાક કુંડ તળાવના કિનારા ઉપર હોય છે. કુંડ તેને કહે છે કે, ઝીણા હોજના જેવા હોય અને તેને ફરતું ઇંટ ચુના અને પત્થરાથી બાંધેલું હોય.

**પીંડતારક તથા ગીર કૈલાસ કુંડ**—દ્વારકાના મંદિર પાસે છે.

**ગંગા જમના કુંડ**—સોરઠ સરકારના તાબે ઉના ગામ આગળ બે કુંડ કરેલા છે. તેમાંથી એકને ગંગા કુંડ અને બીજાને જમના કુંડ કહે છે. તે ભોંયમાંથી ઉભરાઇ આવે છે અને આગળ જઇ નદીનું રૂપ પકડે છે. તે ઝરાના આકારમાં માંગરોળની પાસે થઇને એક સમુદ્ર જેવા થઇ જઇ ખારા સમુદ્રના મોજામાં એવી રીતે મળે છે કે, સમુદ્રના મોજા એ કુંડને પોતામાં લઇ લે છે. વરસમાં તેનું એક મુખ્ય દિવસે મીઠું પાણી થઇ જાય છે. બ્રાહ્મણો એવી રીતે કહે છે કે પ્રાચીનકાળમાં કોઇ ગંગાજળની જરૂર પડી હતી ત્યારે કોઇ રૂષીએ તે ભોંય દેખાડી અને તેમાંથી મીઠું પાણી નીકળી આવ્યું તે પછી સદાએ મીઠું પાણી ત્યાં મળી આવે છે એ ઘણું અચંબા સરખું અને ચમત્કારી છે.

**દામોદર કુંડ**—ગીરનારના પર્વતમાં ઘણી જગાએ વહેતા ઝરા છે તેમાંથી

ઘણે ઠેકાણે કુંડ કરેલા છે અને બાંધેલા છે. તથા એક ઠેકાણે ગૌમુખી કરી છે તેમાંથી પાણી આવે છે. એ પર્વત ઉપર ઘણી વાવો છે. દરેક કુંડનું જુદું જુદું નામ આપેલું છે અને ત્યાં સ્નાન કરાય છે તેમાંથી દામોદર કુંડ ઘણો પ્રખ્યાત છે અને તેના સ્નાનને પૂણ્યમાં ગણે છે.

**લોટી કુંડ**—પાટણ તાબે મુઝપરમાં લોટી નામનું ગામ છે, ત્યાં એ કુંડ કુવા કાંઠે કરેલો છે. તેના ચારેગમ હેઠળ જવાના પગથીઆ છે ત્યાં જઇને લોકો સ્નાન કરે છે. અહીં ચમત્કાર એ છે કે, કસુંબ જેવું એનું પાણી રાતું છે. એક વખતે હું પણ ત્યાં જઇ લાગ્યો હતો. તેનું પાણી રંગદાર હતું. એવું સાંભળવામાં આવ્યું છે કે, વરસા રૂતુની શરૂઆતમાં તે પાણી પોતાના અસલના રંગ ઉપર આવી જાય છે. તેને હિંદુ લોકો ઘણું માને છે. ઘણા પરગણા અને પાસેની વસ્તીઓમાંથી તથા દુર દેશાવરોથી લોકો સંઘ જોડી ત્યાં સ્નાન કરવા જાય છે.

**કુંડ**—બહુચરાના મંદિરથી ચાર ગાઉ ઉપર એક કુંડ છે. એના વિશે એમ કહે છે કે, રામચંદ્રજી એમના વખતમાં અત્રે આવેલા અને અહીં લગ્ન કરેલું અને ચોરી બાંધેલી, તે ચોરીનો એક પત્થરો હાલ સુધી છે. એનું પાણી ઘણું મીઠું છે. આ કુંડ બહુ ઉંડો છે. તેના ઉંડાણની કોઇને આજદીન સુધી ખબર મળી નથી. અહીં સ્નાન કરવાને લોકો પાસેથી તથા દુરથી આવે છે.

**કામીર કુંડ**—ખંભાત બંદરથી ત્રણ ગાઉ ઉપર છે. અહીં એક મહાદેવનું મંદિર છે. એક મોટો કુવો ખોદેલો છે. તેને ઉપરથી પાણી સુધી પગથીઆ છે. તે પાકા કરેલા છે. એમાં ઉતરીને જાત્રાળુઓ સ્નાન કરે છે. મેળાના દિવસોમાં બંદરના તથા પેટલાદ પરગણાના અને તેમજ પાસેના ગામોના માણસો ભેગા મળે છે અને સ્નાન કરે છે. અહીં વેગળેથી લોકો આવતા નથી.

**બંધસરોવર કુંડ**—આ કુંડ સરોવર સરખો મોટો છે. અને તળાવની પેઠે તેના કાંઠા પત્થર તથા કાંકરેટથી પાકા બનાવેલા છે તેને બંધસરોવર કહે છે. આ કુંડ પાટણ સરકાર તાબે સિદ્ધપુર પાસે સરસ્વતી નદી ઉપર બનાવેલો છે અને મહાદેવનું મંદિર ત્યાં આગળ છે. બ્રાહ્મણો અહીંનું સ્નાન સરસ્વતીથી ઉતરતું અને બીજા સ્નાનોથી ઘણા પુણ્યવાળું અને શ્રેષ્ટ જાણે છે.

**સહસ્ત્ર લીંગ** ( **તળાવ** )—પાટણ શહેરના જુના કિલ્લાની હદમાં હતું તે હમણાં ઉજડ છે. સિદ્ધરાજ જયસિંહે પોતાના રાજના વખતમાં આ દેશ ખાતે ઘણા તળાવો ખોદાવેલા અને તેમને કાંકરેટ તથા પત્થરના કાંઠા પગથીઆ કરેલા, તેઓમાંથી સહસ્ત્ર લીંગ તે તળાવોમાંનું એકતળાવ છે. સં-

સ્તૃતમાં સહસ્ત્ર એટલે હજાર અને બ્રાહ્મણોએ મહાદેવના હજાર નામ ઠરાવેલ છે તેમજ ભવાની તથા શ્રી કૃષ્ણના હજાર નામો છે તે ઉપરથી સીદ્ધરાજ જયસિંહે તળાવના ફરતા હજાર મંદિર જેમાં માત્ર બેસવાનીજ સવડ હોય એવા બનાવેલા. અને તે આમાંના દરેકમાં એક લીંગ મુકી મહાદેવના જુદા જુદા નામો આપેલા. ઇસ્લામીઓ આવી પહોંચ્યા ત્યાં સુધી બ્રાહ્મણો આ પુજા કરતા હતા. ત્યાર પછી આ તળાવ માણુસો તથા જાનવરોના પાણી પીવાના કામમાં આવવા લાગ્યું. ઔરંગજેબના રાજ્યમાં માટી કાઢવા અને પાણી લાવવાના કામ ઉપર એક દરોગો રાખેલો અને એ મરામત ખરચ સરકારી ખજાનામાંથી મળતું હતું .જેથી કરી એમાં પાણી ભરેલું રહેતું હતું. હમણાં એમાં કચરો ભરાઇ ગયો છે અને ભોંય બરાબર થઇ ગયું છે તેની કોઈ ખબર લેતું નથી પરંતુ તેની નિશાનીઓ હાલ કાયમ છે.

**ટાઢા ઉના પાણીનું તીર્થ**—ગોધરા તાબે લુમા ગામમાં એક નાની નદી લોટી નામની છે જે વરસાદમાં વહે છે. ત્યાં આગળ ૩૦–૪૦ માટીના કુંડા છે. એવું કહેવાય છે કે તેમના તળીઆમાં વેહ પાડેલા છે. કોઇ વખત તેઓમાંથી ઉનું પાણી અને કદી કુજકુ અને કોઇ વેળાએ ટાઢું નીકળે છે પ્રાયશ્ચિત કરનારા હિંદુઓ તેમાં સ્નાન કરવાને ફળદાયક માને છે.

**લસુંદરા તીર્થ**—કપડવણુજ પાસે થામણા પ્રગણામાં લસુંદરા ગામની હદમાં વર્ષા રૂતુમાં ચાલતા નાળાની અંદર આશરે દશ કુંડો ઉના ટાઢા પાણીના છે. અહીં પણ સ્નાન કરવાને લોકો જાય છે,

**મુળ દ્વારકાની સરહદમાં તીર્થો**—અહીં પણ ઉના પાણીનો કુંડ છે.

**દેવકી ઉનાઈના ઉના પાણીનું તીર્થ**—આ ગણદેવી નવસારીની પાસે સુરત સરકારમાં ઉના પાણીનો કુંડ છે. સિંહ રાશીમાં સૂર્ય આવવાના –ચૈત્ર માસની તીથીઓ કે જે મેશ રાશીના છેલા–દહાડા છે એટલે તેરશ, ચૌદશ, અને અમાસ એટલે તા. ૨૬, ૨૭, તથા ૨૮ મીએ દર વરસે તેમાં સ્નાન કરી શકાય છે અને તે સિવાય આખા વરસમાં પાણીની ઉષ્ણુતાના લીધે તેમાં હાથ બોળી શકાતો નથી. ફરતા ગામડા અને દુર દેશાવરના લોકો તે દિવસોમાં સ્નાન કરવાને ભેગા થાય છે અને પૂણ્ય તથા સ્નાન કરે છે.

**શ્રાવકોના મંદિરો**—શ્રાવકોમાં જુદી જુદી નાતો છે. અને તે હિંદુસ્તાનના શહેરોમાં છુટક છુટક વસે છે. હવે આ પાનાઓ આ દેશના વૃતાંત લખવાને ઠરાવેલા છે, તેથી જે લોકો આ દેશ તથા આ શહેરમાં રહે છે તેમની હકીકત નોંધવામાં આવે છે.

હવે જાણવું જોઇએ કે, શ્રાવકોના ધર્મમાં એવું છે કે, જે માણસ આ ધર્મની ઉપર ભાવ રાખી આવવાનું ચાહે તે આવી શકે છે. પરંતુ એ લોકોમાં બે નાતો શ્રેષ્ટ છે કે જેમનામાં મેશ્રી ભળી શકતા નથી. એક ઓસવાલ તથા બીજા શ્રીમાળી, પોરવાલમાં શ્રાવક મેશ્રીઓ મળેલા છે તે ઉપરથી શ્રાવકોની અઢી નાતો કહેવાય છે. હવે ઓસવાલ મારવાડમાં ઓસા ગામના છે. ઘણા ખરા અને ખઇ પુછો તો મોટી સંખ્યા ઓશવાલની રજપૂત છે. અને સેવડાંના સેવકો બન્યાથી અને ઘણા શ્રાવકો વાણીઆ હોવાના લીધે પોતાના ધર્મ ભાઇના મળતા નામથી એ પણ વાણીઆ કહેવાય.

તે લોકોના સેવડાઓના ધર્મ પાળવા વિશે ઘણા કારણો બતાવવામાં આવે છે. પરંતુ મેં નાયબ સુબાની જગા ઉપર અભયસિંહ મહારાજાની તરફથી આવેલા રતનસિંહ ભંડારીને પુછી સાંભળી આ પ્રમાણે લખ્યું છે. એ ભંડારી રજપૂત ચોહાણ અને શ્રાવક હતો એવું કહે છે કે, જુના કાળમાં મારવાડમાં એક સેવડો રસ્તે જતાં એક કસ્બામાં આવી ચઢયો. ત્યાંના સઘળા રહેવાશી રજપૂતો હતા. જ્યારે તેણે કોઇ શ્રાવક ત્યાં જોયો નહિ. કે તેની કનેથી વહોરીને કંઇ લાવે અને ભુખની અગ્નિને ઓલવે. તે પુરો નિરાશ બની ગયો. અને લાચાર થઇ લાંઘણ કરવાનું નક્કી કર્યું. ભોગ જોગે ત્યાંના રાજાના રાજકુમારને સર્પ દંસ્યો અને તે મરી ગયો. તે પ્રસંગે નાના મોટા સઘળા રડવા કુટવા લાગી ગયા. સેવડે એ વિશે પુછપરછ કરી. હવે એની પાસે પરિક્ષા કરેલો અજમાવેલો મંત્ર હતો. તેને વિચાર ઉપ્તન્ન થયો કે, જો મારા જેવો કોઇ આવી ચઢે તો ભુખે મરી જાય માટે અહીં શ્રાવકો હોય તો ઠીક પડે. તેથી તેણે કહ્યું કે, જો રાજા મારો ધર્મ પાળે તો હું આ કુંવરને સજીવન કરૂં છું. રાજાએ માહિતગાર થઇ કબુલાત આપી. સેવડે મંત્ર મારી તે કુંવરને શુદ્ધિમાં આણ્યો. રાજાએ વચન પ્રમાણે પાળ્યું. બધા રજપુતો સાથે તેનો સેવક બન્યો અને શ્રાવક ધર્મ પાળવા લાગ્યો.

**શેત્રુંજા**—સોરઠ તાબે પાલીતાણામાં પર્વતની ઉપર ઉંચુ તથા ઉત્તમ પ્રકારનું દહેરૂં છે તેને આદેશ્વર રખેસરનું દહેરૂં કહે છે. એવું કહે છે કે, સોમજી નામના શ્રાવક વાણીઆએ અઢારલાખ રૂપિયા ખરચી આ દહેરૂં કર્યું છે. શ્રાવક લોકો શહેરમાંથી અને ચોમેર ફરતાં દેશાવરમાંથી લાંબો પંથ કાપી સંઘ જોડીને જાય છે. અને કદી એમ પણ બને છે કે, કોઇ દ્રવ્યવાન પુરૂષ ત્યાંની જાત્રા કરવાના ઇરાદાથી પોતાના જવાની ખબર આપે છે કે જેણે આવવાનું ધાર્યું હોય તે આવો. તે વખતે પાસે તથા દુરના ઘણા માણસો ભેગા થઇ જાય છે. રાહદારી ખર્ચ અને ચોકીપહેરા વિગેરેનું ખર્ચ

આ જાત્રામાં થતું સઘળું તે પોતાના માથે લે છે. અને આ કામમાં ઘણું નાણું ખરચે છે. આ કાર્યને પુણ્યદાયક તથા નામદારીમાં ગણે છે. અને તેનુ માન નામ સંઘવી પાડવામાં આવે છે. દર વરસે દેશના જુદા જુદા ઠેકાણેથી નાણું મોકલાય છે. આ નાણાનો મુળ હેતુ દેરાનું ખર્ચ અને મરામત ખર્ચ છે. તેને દેરાની ભેટ જાણી ઉપયોગમાં આણે છે.

**નીમનાથ**—જુનાગઢની હદમાં ગીરનાર ઉપર છે. આ ઘણું મોટું મંદિર છે તેને નીમનાથનું દહેરૂં કહે છે. તેના વિશે પણ ઘણી વાર્તાઓ ચાલે છે, જે લખવી એક વગર જરૂરનું લંબાણ છે.

**વરી પારસવનાથ**—ખારા સમુદ્ર ઉપર કચ્છ દેશની હદમાં રણના છેડા ઉપર પારકરેશમાં આ દહેરૂં છે. અહીં જતાં ઘણું સંકટ વેઠવું પડે છે.

**ખપારસવનાથ**—પાટણ સરકાર તાબે મુઝપુરમાં શંખેશ્વર બારદેશ કહેવાતા ગામમાં આ દેરૂં છે.

**અજીતનાથ**—ખેરાળુ પ્રગણામાં તારંગ પર્વત ઉપર આ દેરૂં છે.

**આબુજી**—શીરોહી તાબાના આબુ પર્વત ઉપર આઠ દેરા છે.

**કુંભારીઆ**—મેશ્રી લોકોની અંબા માતા પાસે આ દહેરૂં છે.

**કાવી**—જંબુસર પરગણામાં આ દહેરૂં છે.

**નરોડા**—શહેરથી ચાર ગાઉએ અહમદાબાદ હવેલી પ્રગણાના નરોડા ગામમાં એક દહેરૂં છે. દરવરસે શ્રાવકના પુરૂપ સ્ત્રીઓ ત્યાં જાત્રાએ જાય છે.

**નવાનગર**—કેટલાક દેહેરા છે જેમને પૂજવાને લોકો જાય છે.

**શહેર અહમદાબાદ**—ઘણા મહોલ્લાઓમાં જુના વખતથી મુસલમાનોની બીકના લીધે ભોંયરામાં દહેરા કરેલા. પછી ઘણા નાણા ખરચીને દહેરાં બનાવેલા અને મોટી મોટી મૂર્તિઓ ઉભા કરી છે. મુખ્ય કરીને ઝવેરીવાડામાં અને બીજા કેટલાક ધામો જ્યાં સેવડાઓનો વાસ છે અને આ વાસને પોસાલ કહે છે. આ અગણીત પોસાલ છે.

આનંદજીલાલ ચંદસરાયે મારી આંખથી જોયેલો શીખર પર્વત જેની ઉપર દહેરૂં છે અને પૂર્વ દેશમાં શ્રાવકોનું મોટામાં મોટું દહેરૂં કહેવાય છે. પોતાના ઘરમાં લાકડાનો નમુનો બનાવ્યો હતો અને તેની ઉપર દેશના તથા યાત્રાળુના અને તેમાંના વાઘ, વરૂ, પશુઓના નમુના, પર્વતો તથા તેના મેદાનના નમુના કર્યા હતા. એ ઉપર ઘણું નાણું ખરચેલું. હમણા સુધી શ્રાવકો દુર પંથના લીધે અસલ જગાએ જઈ શકતા નથી. સુરત બંદર તથા આ સુબાની સરહદમાંથી આવે છે.

## વિભાગ ૬ ઠો. પ્રમાણ પ્રકરણ.

આ દેશમાં ઘણા કસ્બા અને પરગણાઓમાં માપ ઉપર તોલ કરાવેલ છે અને દરેક માપનું નામ આપેલું છે તેમાંથી શહેરમાં પણ તે થોડા ઘણા વપરાય છે.

ગુજરાતી શેર—આલમગીરી ત્રીશ દામ બરાબર છે અને તેના શાહજહાંનાં વીશ દામ થાય છે તેને પાકો શેર કહે છે. કાચા ચાળીશ શેરનો એક મણ ગુજરાતી ગણાય છે. પાકા ચાળીશ શેરનો પાકો એટલે શાહજહાંનો એક મણ થાય છે. એક વસતીમાં કાંઇ તો બીજી વસતીમાં કાંઇ એવી રીતે કસ્બાઓના જુદા જુદા માપો છે અને વધતું ઓછું છે. તેથી મને જે માહિતી થઇ તે લખ્યું છે.

પાલી—લાકડાનું એક માપ છે શહેરમાં એ વપરાતી નથી. પરંતુ એનું વજન કેટલાક ઠેકાણે પાકા અઢી શેરનું છે જે કાચા પાંચ શેર થાય છે અને કોઇ ઠેકાણે બશેરની હોય છે અને કોઇ ઠેકાણે એનાથી પણ ઓછી હોય છે અને અડધી તથા પા પાલી પણ ગણાય છે.

સહી—વીશ પાલીનું એક માપ છે. કોઇ કોઇ ઠેકાણે કાચા છત્રીશ શેરની પણ થાય છે.

કળશી—આ રાંધનપુરનું માપ છે. અને ત્યાં તેના કાચા સોળ મણ ગણાય છે અને કોઇ કોઈ ઠેકાણે ચૌદ મણ સોળ શેરના ગણાય છે.

મુડો—બીજે ઠેકાણે એકસો ચુંવાળીસમણનો અને અહમદાબાદ શહેરમાં ચુનાનો મુડો કાચા પચાસ મણનો થાય છે.

માટ—નવાનગરમાં ચાલે છે. તે છ પાલીનો છે અને દરેક પાલી નગર ચલણ નાની પાંચ શેરની છે ત્યાં દરેક શેરની જુના પંદર પૈસા ગણાય છે અને અહમદશાહી માટેના વજનથી કાચા સાડા ત્રીશ શેર થાય છે.

હારો મોટલા—જંબુસર, મકબુલાબાદ અને વડોદરામાં એમાં શું ફેરફાર છે. તે આ ઇતિહાસ લખતી વખતે જણાયું નહિ.

ખાંડી—કાચા વીસ મણની છે. બંદરોમાં વહાણોના વજનમાં વપરાય છે.

શ્લી—ખંભાત બંદરમાં કાચા બત્રીશ શેરને કહે છે.

ફ્લા—એક મણ દશ શેર કાચાનું કહેવાય છે.

કાંટરા—ડાંગર જોખવામાં ખંભાત બંદરે કાચા પાંચ મણ દશ શેરનું.

ભાર—સોળ મણનો થાય છે.

કુપ્પા—લોઢાની ડંડીની આ ત્રાજુ છે, એનું એકજ પલ્લું હોય છે તે ડાંડી ઉપર તેને જોખવાનો એક પત્થરો મુકે છે તેની ઉપર લીટીઓ કરેલી હોય છે જ્યાં પત્થરો સ્થંભી જાય ત્યાં તોલ બરાબર થાય. તેમાં એક મણ-થી લઇને ૨૮ મણ સુધી જોખાય છે.

## કેટલીક જણસો તથા કરીઆણાના ઠરેલા કાયમ વજન

જુના વખતથી અહમદાબાદ તથા બંદરમાં જણસો તથા કરીઆણાનું વજન ઠરેલું છે. જ્યારે વહેપારીઓ પરગણામાંથી લાવે છે ત્યારે તેની બીજા વહેપારીઓ જથાબંધ ખરીદી કરે છે. વેચનારની પાસેથી તે લોકોમાં કહેવાતા તોલ પ્રમાણે લે છે અને વેચવામાં કકડે કકડે ધીમે ધીમે વેચે છે. આ વેચાણ પહેલાનો હિસાબ ગણાતો નથી. પણ જો કોઇ માણસ અસલ ખરીદી ઉપર નફો આપી લેવાનું ચાહે અને એક જથે લે તો તે પ્રમાણે મુજરે આપે છે. અને આ અડસટે માલુમ પડે છે. સઘળી મોસમો બરાબર નથી. અને વર-સાદમાં સઘળી વસ્તુઓ ભીની થાય છે અથવા ફોતરા છાલવાળી હોય તો વજન વધારે થાય છે. કલાઈ જસત વિગેરેમાં તો ભીની થવાનો સંભવ નથી, તો પણ એનું વધારે વજન લે છે તેથી કીંમત વધારે કરે છે. કેટલીક જણસો જોખાઇને વેચાતી નથી. લીલો મેવો શાકભાજીનું વજન ઠરેલું છે અને જે લખતી વખતે જણાયું અને શહેર અહમદાબાદમાં ચાલુ છે તે સઘળાના નામો અને તેમનું વર્ણન વિસ્તાર સાથે ઘણું લાંબુ થઇ જાય તે વિચાર કરીને તેમાંની મુખ્ય ચીજ દાખલ કરી છે.

હવે જાણવું જોઇએ કે, ઘણી ખરી વસ્તુઓનું વજન એક મણના બેતાળીશ શેર થાય છે પરંતુ કેટલાકમાં વધતું ઓછું છે. હીર વરસાદમાં મણે તેત્રીશ શેર અને બીજા દિવસોમાં બેતાળીશ શેર તોલાય છે.

| ચીજનું નામ | કેટલા શેરનો મણ | ચીજનું નામ | કેટલા શેરનો મણ |
|---|---|---|---|
| એલચી | ૪૨॥ | લોધી | ૪૮ |
| બદામ | ૪૨॥ | ચોખી મજીઠ | ૪૨॥ |
| | | અચોખી મજીઠ | ૪૮ |
| કલાઈ, | ૪૦॥ | મીઠું | ૪૪ |
| જસત, | ૪૦॥ | હરડા રંગવાળા | ૪૭॥ |
| સીસું, | ૪૦॥ | બહેડાં | ૪૦॥ |
| તજ | ૪૨ | ફટકડી | ૪૨॥ |
| હળદર | ૪૨॥ | પીપળમુળ | ૪૪ |
| ખાંડ | ૪૦। | પીપળમુળ ( કચોખુ ) | ૪૮॥ |
| મરી | ૪૨ | ગુન | ૪૨ |
| કસુમ | ૪૨॥ | હરડા | ૪૨ |
| ધાવરી પાકમ | ૪૩ | ખારક | ૪૨॥ |
| સોપારી | ૪૦॥। | મરી | ૪૪ |
| સુખડ | ૪૨॥ | કેસર | ૪૫ |
| લવીંગ | ૪૨ | સોરંગી | ૪૨ |
| કસીસ | ૪૨॥ | મધ | ૪૨ |
| મનોખા | ૪૨ | દ્રાક્ષ | ૪૨ |
| સાકર | ૪૨ | ખારા | ૪૦॥ |
| હીંગ | ૪૨ | મીણ | ૪૨॥ |
| જાયફળ | ૪૨ | માજુ | ૪૨॥ |
| ચોલ | ૪૨॥ | માસીમાલ | ૪૨॥ |

મેવા તથા તરકારી ભાજીને ગણીને લેવાય છે તેનો સેંકડો ૧૧૦નો થાય છે કેળાં ૧૨૦ ના સો ગણાય છે અને તોલ કરાય તો શાકભાજી પ્રમાણે જોખાય છે. વંતાક વિગેરે જરવક અને ભાજી ચાલીશ શેરના મણથી વેચાય છે.

## વિભાગ ૭ મો. ગુપ્ત ગોષ્ટિ.

ઝવેરી લોકોની ધંધા બોલી જે બજારોમાં કામ કરનાર છે અને જેમના બોલવાના આંકડા કેવળ જુદાજ છે. બીજે ઠેકાણે જુદી બોલી હશે પરંતુ શહેરમાં જે હાલ બોલાય છે તે લખવામાં આવે છે.

| | | | |
|---|---|---|---|
| પાન, પાવતી | ૦। | ભૂખલા | ૧૪ |
| વેલ, સલ, | ૦॥ | બુધલા | ૧૫ |
| રખપાન | ૦॥। | ડેકલા | ૧૬ |
| સાંગ | ૧ | પેતલા | ૧૭ |
| પનાકલા | ૧। | મંધલા | ૧૮ |
| સલસાંગ | ૧॥ | કુનલા | ૧૯ |
| પુતકલા | ૧॥। | કોડી | ૨૦ |
| જોડ | ૨ | કોરીલ સાંગ | ૨૧ |
| રખ | ૩ | સલસંધ, કોરી રખદહી | ૩૦ |
| ભૂક | ૪ | જોડ કોડી, રખદહી | ૪૦ |
| બુધ | ૫ | અને આવીજ રીતેકોડી | |
| ડેક | ૬ | શબ્દ ૪૯ સુધી વધારે છે. | |
| પેત | ૭ | સંદવાની | ૫૦ |
| મંધ | ૮ | ડેકદાહી | ૬૦ |
| કુન | ૯ | પેત દાહી | ૭૦ |
| સલા | ૧૦ | સંખ દાહી | ૮૦ |
| એકલા | ૧૧ | કુનદાહી | ૯૦ |
| જોડલા | ૧૨ | બુધશીરના | ૧૦૦ |
| રખલા | ૧૩ | ખડ, કોથળી | ૧૦૦૦ |

ઝવેરી લોકોની બોલી (પારસી)માં.

| | |
|---|---|
| સલી | ०। |
| સાલી | ०॥ |
| લેખવા | ०॥। |
| આકર | ૧ |
| સલા | ૧। |
| સાંક્સ | ૧॥ |
| મહાની લેખવા પાકમ | ૧॥। |
| સમાની | ૨ |
| એક વાહી | ૩ |
| એરન | ૪ |
| મુલ | ૫ |
| સપર | ૬ |
| સુમાર | ૭ |
| ધાલ | ૮ |
| વન | ૯ |
| અંગલ | ૧૦ |
| કાંકરા | ૧૧ |
| પાટર | ૧૨ |
| નેપર | ૧૩ |
| ઓપર | ૧૪ |
| પૂલપર | ૧૫ |
| પરેરી | ૧૬ |
| સુમાર પરી | ૧૭ |
| થાલ પરી | ૧૮ |
| વઉપરી | ૧૯ |
| સુત | ૨૦ |
| એક્વાવાહી | ૩૦ |
| એરત દાહી | ૪૦ |
| મુળ દાહી | ૫૦ |
| એર દાહી | ૬૦ |
| સુમાર દાહી | ૭૦ |
| વન દાહી | ૮૦ |
| ૪૩ | ૯૦ |
| કઠ | ૧૦૦ |
| મા કોથલી | ૧૦૦૦ |

બજાર વિગેરેના બીજાજ લોકોની બોલીમાં નાણા, અકરાયા, વસુ, બેર, રોકડા રૂપિયાને કહે છે. દોકડો એ એક રૂપિયાનો ૧૦૦ મો ભાગ. ટાંટુ એટલે એક પૈસો. આંખીઆ=એક ટકો. રામ=એક. કાવલી=દલાલીના પૈસા. મહાપાર=લેનાર. વચકા=માલની રવાનગી. ઝાંગડ=ધર્ત્ત દાખલ ખરીદનારના ઘરમાં મૂકેલો માલ. સંગાવ, સુંઠ લેવાને કહે છે. ગરાયદ જાત છે. શાખ=શાહેદી. છો=ઘણું, છો, ખેશ, છોયા=ઘણામાં ઘણું. લાભ=નફો. લોભ=લાલચ, વાસભું લોભું=કહેવું. રળવું=કંઇ પેદા કરવું ઉઠ=૩॥. અધોળ=કાચા શેરનો સોળમો ભાગ. વાલ=૩ માસા. ગદીઆણા=૭ માસા.

## વિભાગ ૮ મો. અધિકાર અવસ્થા.

**સુબા**—જાતના મનસબ સિવાય સુબાગીરી તેનાતી પંદરસો સ્વારોની, નીમણુંક બે કરોડ એક લાખ પંચાશી હજાર નવસો દામનું ઇનામ તેની સાથે નોકરી પેટાની જાગીર અને રાજા જમીનદારોની પેશકશી તે ઉપરાંત પહેલાંના સુબાઓ નોકરી શરતના લવાજમ સિવાય ચોવીશ લાખ રૂપિયા પગાર લેતા હતા.

**મનસબદારો**—ઔરંગજેબ બાદશાહના વખતમાં નવસો સુધી મનસબદારો હતા અને તેમના તેનાતી ઘોડેસ્વારો છત્રીસ હજાર ત્રીસ નોંધાએલા હતા. અને દાગ્ર હાજરી પ્રમાણે ધારાના ઠરાવથી ત્રીજા ભાગના આશરે નવ હજાર સ્વારો તૈયાર રહેતા હતા. જે જરૂર પડયે વગર વિલંબે કામે લાગે, અને મનસબદારોનું લશ્કર કાયદા પ્રમાણે ત્રીજા ભાગના સ્વારો પૈકી ફોજદાર તથા થાણાદારોના તાબે અડધું લશ્કર પોતાની જગાઓમાં કાયમ રાખી અડધાથી સુબાની નોકરી કરતા હતા. અને ઉદેપુર ડુંગરપુર અને બાંસબલાનાનુ તેમની જગાએ જાથુક રહેતું લશ્કર કામ પડયે પોતાની સાથે લઈ જતા હતા.

**શહેર બહારનો ફોજદાર**—સુબાની તરફથી પુરાઓની ચોકી અને શહેર તાબે સરહદના બંદોબસ્તના ઠરાવથી રાખવામાં આવે છે. તેની રહેવાની જગા દક્ષિણ દિશાએ આસ્તોડીઆ દરવાજાની બહાર નેનપુર બારામાં હતી. સુબાઓ દર માસે વીસ હજાર રૂપિયા પ્રમાણે આપતા હતા અને પાંચસો સ્વારોની હાજરી લેતા હતા. આ ત્રીજા ભાગની હાજરીના ધારા પ્રમાણે હતું. અથવા તેના પોતાની સાથેના તેનાતીઓમાંથી રાખતા હતા. ફોજદારની નોકરીની શરતના પાંચસો સ્વારો છે. પરંતુ ચોકી અને રાત્રે રોન ફરવાને બસો સ્વારો તથા હજાર પાયદળ નોકરી કરે છે. બસો સ્વારો અને પાંચસો પેદલો નેનપુર બારાના ફોજદારના તાબામાં અને બાકી વધેલા પુરાઓ તથા નાકામાં રાખવામાં આવતા હતા. જે વખતે સુબાના મરવાથી કે બદલીથી સુબા તાબેના દેશને બંદોબસ્ત કાજે ખાલસાના હવાલામાં મુકવામાં આવતો ત્યારે સુબાના દીવાન દર માસે પાંચ હજાર રૂપિયા પ્રમાણે બહારના ફોજદારને પગાર આપતો હતો. અને સતરપુરાઓ તથા હવેલી પરગણાના આઠ ગામોના બંદોબસ્તનો જોખમ તેના માથા ઉપર હતો.

**હાજીપુર બારાનો ફોજદાર**—હાજીપુરબારા ઇડરીઆ દરવાજા બહાર શહેરની ઉત્તર દિશાએ કોટથી થોડેક દુર હતો. ત્યાંનો ફોજદાર બહારના ફોજદાર તાબે તથા તેની તરફથી નીમવામાં આવતો. અહીં ૫૫ સ્વારો અને ૨૨૫ પાયદળો આ નાકા ઉપર રાખવામાં આવતા હતા. બીજા ફોજદારો, દશપુરાઓ અને ૭ ગામોનો બંદોબસ્ત અને જોખમ તેના માથે હતું.

**ફીરોજપુર બારાનો ફોજદાર**—સાબરમતી નદીની પેલીપાર શહેરની પશ્ચિમ દિશાએ એક નાનો કોટ હતો. અહીંનો ફોજદાર પણ બહારના ફોજદાર તાબામાં અને તેની તરફથી રાખવામાં આવતો હતો. ૫૦ સ્વારો ૧૫૦ પેદલો અને તેના તાબાના પુરાઓ તથા નાકા ઉપર તેના ૫૦ પેદલો રહેતા બાકીના માણસો બહારના ફોજદારના રહેતા. અને દશ પુરાઓ તથા ૭ ગામડાનું જોખમ તેના માથા ઉપર હતું.

**ફોજદારી તાબાના નાકાના નામો**—બહારના તાબામાં સતર નાકા હતા.

નાકા—ઇસનપુર, શાવાડી, અજીતબાગ, રાજપુર, જહાંગીરપુર, દુધી, પોટીલા, નરોડા, અડાલજ, સરખેજ, સરસપુર, ધનબાદ કાસમપુર, કોચરબ, શેલા.

## બહારના ફોજદાર તાબાના થાણા.

હવેલી પરગણા તાબેના ગામોમાં બત્રીશ ગામમાં થાણા રહે છે, તેમની નીમણુંક બહારના ફોજદારની તરફથી થાય છે. થાણદાર હરામખોરોને શિક્ષા આપવાનું અને માર્ગો તથા રસ્તાઓના બંદોબસ્તનું કામ કરે છે. મજકુર પરગણાના એકસો એકાશી ગામ ઉપર થાણદારોની સત્તા છે.

થાણું તેને કહે છે કે, સ્વાર તથા પેદલ બંદુકની કમાનવાળા, કોટની અંદર અથવા ચાર દીવાલીમાં ભયની જગાએ અને લુટારાઓમાં રહી હરામખોરોને શિક્ષા કરે છે. જેથી રસ્તે જતા વટેમાર્ગુ લોકો અને ગામડાના રહેવાશીઓને કંઇ નુકશાન થાય નહિ.

### પુર્વ દિશાના થાણા.

રખીઆલ—શહેરથી અડધા ગાઉ ઉપર છે, આ થાણામાં એક સ્વાર પંદર પેદલ રહે છે. તથા ૭ ગામનું રક્ષણ તે થાણાના શીરે છે.

રામોલ તથા વસ્ત્રાલ—શહેરથી ચાર ગાઉ ઉપર છે, અહીં એક સ્વાર તથા પાંચ પેદલ રહે છે તેમના માથે બે ગામનો બંદોબસ્ત છે.

અસારવા—આ થાણું શહેરથી ત્રણ ગાઉ ઉપર છે, અહીં એક સ્વાર તથા પાંચ પેદલ રહે છે અને એ ગામને બંદોબસ્ત રાખવાનું જોખમ તેમને શીર છે.

નરોડા—શહેરથી ત્રણ ગાઉ ઉપર છે, પહેલા અડધો પડેલો કોટ હતો; અહીં એક સ્વાર અને પંદર પેદલ રહે છે. અને પાંચ ગામડા એના તાબે છે.

મોટીલા—પંદર સ્વારો અને ત્રીશ પેદલ અને ત્રણ ગામોનો બંદોબસ્ત.

ભુવાલડી માલુમેદરા—શહેરથી ચાર ગાઉ ઉપર છે, પંદર સ્વારો અને ત્રીશ પેદલ છે, તથા પાંચ ગામનો બંદોબસ્ત છે.

વલાદ—શહેરથી પાંચ ગાઉ, એક સ્વાર તથા પાંચ પેદલો, બંદોબસ્ત છ ગામનો.

ઉંદરેલ—શહેરથી સાત ગાઉ, બે સ્વારો અને પાંચ પેદલ, તેજ ગામનો બંદોબસ્ત કરે છે.

થાણેજ—શહેરથી પાંચ ગાઉ, એક સ્વાર ને પાંચ પેદલ, બંદોબસ્ત સારૂ પાંચ ગામ એના તાબામાં છે.

છંજર ભુવાલ—શહેરથી સાત ગાઉ, બે સ્વારો પંદર પેદલ, તાબે પાંચ ગામ.

પાંડરા—શહેરથી બાર ગાઉ, એક સ્વારજ, પેદલ નહિ. તેજ જગાનો બંદોબસ્ત. અહીં કોઇ વખતે હજુરથી થાણું મૂકવામાં આવે છે.

**પશ્ચિમ દિશાના થાણા.** ( સાબરમતીના સામે પાર )

વીજલપુર—શહેરથી અઢી ગાઉ, બે સ્વારો પાંચ પેદલ, તેજ ગામ તાબામાં છે.

સરખેજ-ખદુપુર—શહેરથી ત્રણ ગાઉ, પંદર સ્વારો ત્રીસ પેદલ, સાત ગામ તાબે.

ચલથેજ—શહેરથી ત્રણ ગાઉ, પંદર સ્વારો અને ત્રીશ પેદલો, તાબે નવ ગામો.

**ઉત્તર દિશાના થાણા.** ( સાબરમતી નદી પેલેપાર )

કાલી—શહેરથી ત્રણ ગાઉ, અહીંનો કોટ ઘણો મજબુત આજમખાં ઉદઇનો બનાવેલો, શાહજહાં બાદશાહના વખતમાં તૈયાર થયેલો. ચુંવાલ પટાના કોળી લુંટારા સ્વારો અને તેમજ કડીના કોળીઓનું તોફાન દુર કરવાને

બનાવેલો, અહીં દશ સ્વારો અને વીશ પેદલ રહે છે. અને આઠ ગામનો બંદોબસ્ત એનાથી સંબંધ રાખે છે.

એગાણેજ—અહીં નાનો કોટ હતો, આ શહેરથી ચાર ગાઉ છે. અહીં પાંચ સ્વારો તથા આઠ પેદલો રહે છે, બંદોબસ્ત માટે આઠ ગામ આ થાણાના તાબામાં છે.

અડાલજ—શહેરથી છ ગાઉ ઉપર છે, પચાસ સ્વારો અને એંશી પેદલો રહે છે. ચાર ગામોનો બંદોબસ્ત એના તાબામાં છે.

ઉંવારસદ—શહેરથી સાત ગાઉ ઉપર છે, એક સ્વાર અને દશ પેદલો છે, અને એજ ગામ તાબામાં છે.

મુઝફ્ફરપુર—જુનો કોટ અહીં હતો. તે ખરાબ થયેલો છે. શહેરથી છ ગાઉ છે, એક સ્વાર એક પેદલ અને તેજ જગાના બંદોબસ્તનું જોખમ છે.

અંદરોડા—સાબરમતી ઉપર આજમખાં અદલીનો બનાવેલો મજબુત કોટ શહેરથી આઠ ગાઉ ઉપર છે, સાત સ્વારો પાંચ પેદલો રહે છે. ત્રણ ગામોનો બંદોબસ્ત. કોઈ કોઈ વખતે તે જગાએ જુદોજ થાણદાર હજુરથી નિમાય છે.

## દક્ષિણ દિશાના થાણા.

વટુવા—શહેરથી ત્રણ ગાઉ. દશ સ્વારો વીશ પેદલો, બંદોબસ્ત અગીઆર ગામનો.

શાહવાડી ( ફેજાબાદ )—શહેરથી ત્રણ ગાઉ, એક સ્વાર પાંચ પેદલો, એ ગામ તાબામાં.

ઇજતઆબાદ—શહેરથી સાડાત્રણ ગાઉ, એક સ્વાર પાંચ પેદલ, બંદોબસ્ત તેજ ગામનો.

અસલાલી—શહેરથી પાંચ ગાઉ, એક સ્વાર પાંચ પેદલો, તાબે પાંચ ગામડા.

બારેજા જેતલપુર—જેતલપુરમાં જુનો પાકો કિલ્લો છે, બારેજાનો નાયબ થાણદાર પાસે હોવાના લીધે રહે છે. શહેરથી સાત ગાઉ ઉપર છે, દશ સ્વારો પંદર પેદલો છે, તથા તાબામાં પાંચ ગામો છે.

નવાગામ—જુનો કિલ્લો અહીં હતો. હમણાં તે પડી ગયો છે. શહેરથી દશ ગાઉ ઉપર છે, સાત સ્વારો બાર પેદલો, તાબામાં સાત ગામો.

કનીજ—શહેરથી નવ ગાઉ, વીશ સ્વારો ત્રીશ પેદલો, તાબે દશ ગામ.

નાદેજ—શહેરથી પાંચ ગાઉ, પાંચ સ્વારો દશ પેદલો, ફકત ગામનોજ બંદોબસ્ત.

ગેરતાબાદ તથા રસુલાબાદ ઉર્ફે બાંયણુ—મહુધા પરગણા પાસે પહેલા એજ પરગણામાં હતાં, ઔરંગજેબના વખતમાં રૈયતની અરજી ઉપરથી હવેલી પરગણામાં દાખલ થયા. શહેરથી સત્તર ગાઉ છે, અહીં એક સ્વારજ રહે છે, પેદલ નથી. તે અહીંનોજ બંદોબસ્ત કરે છે.

થાણાઓ એક બીજાથી એક ગાઉને અંતરે આવેલા છે. તેથી કામ પડયે થાણદારો એક બીજાની મદદે જઇને કામ કરે છે.

## સુબાના દિવાનનો અધિકાર.

સરકાર બાદશાહના હજુર હુકમથી અને રાજ્યના મુખ્ય વજીરની મહોરવાળી સણંદથી દીવાનની નીમણુંક કરવામાં અવે છે. જાતી મનસબ અને તેનાત જાબતા સિવાય થાણદારીના તાબામાં તેનાં પચાસ સ્વારો અપાય છે. અને તેમના થાણા અરજનપુર તથા ખંભાલીમાં હોય છે. દીવાની નોકરી રહેતા સુધી સો સ્વારોનો તેનો ઠરાવ કરાય છે. અને કેટલાક મનસબદારો સરકારી કામ કરવાને દીવાની કચેરી તાબામાં ઠરાવેલા છે. ખાલસા મહાલોની અમીની, તેની બાકી રકમ અને વસુલ લેવાની રકમો અને સઘળાનો વહીવટ નોકરીઓ તથા જાગીરો સંબંધી અને તેમજ સુબાની સરકારી ખંડણી સુબાની મહોર અને નાના તથા મોટા કામો કરવાનો અધિકાર વસુલાત તથા ખરચનો દિવાનની સાથેજ સંબંધ રાખે છે. તેના તાબાનો અમલ તથા કચેરીઓ નીચે મુજબ છે.

**દીવાનની પેશકારની કચેરી**—ઘણી વખતે દીવાનીનો પેશકાર મનસબદાર હોય છે. અને હજુરમાંથી બાદશાહી મોટા દીવાનની મોહોરથી નીમાય છે. ઘણા દીવાનો પોતાના પેશકારો પોતાની ખાનગીમાંથી નીમવાની આજ્ઞા લે છે.

કચેરીનો દરોગો તથા દફતર ખાનાનો દરોગો—મોટા દીવાનની મહોરથી મનસબદારોને બનાવે છે.

દફતરખાનાનો તેવીલદાર—હજુરી સણંદથી ચાલીશ રૂપિયાના પગારે છે, તે પાન રૂપિયાના મહાલની તેવીલદારીના પેટામાં ગણાય છે.

દફતરી કારકુનો—કચેરીના કારકુનો, હજુરમાં લખનાર મુન્સી, સુબાનવીશ, ખાલસાનવીસ, દફતરો લખનાર, બાકીઆત લખનાર પેનશન વજીફા લખનાર, ન્યાય ખાતાનો મુન્સી, મુશરફ ખાતું લખનાર, બારનીશી લખનાર,

સો રૂપિયા પગારથી, દોલતવાળાઓને લખનાર, નિરખ લખનાર, ખબરપત્રી, દફતર બાંધનાર, કચેરીનો લવાજમેનવીશ.

**સદારત કચેરી ( ધર્મ કચેરી )**—સુબાના સદર આજ્ઞા પુસ્તક અને સદરૂસ્સુદુરની મહોરવાળી સણંદથી નીમવામાં આવે છે. અને તેને જાતી મનસબ ઉપરાંત તેમજ જાતી પચાસો સ્વારો અપાય છે. અને કામના સ્વારો તેના તાબામાં મુકાય છે એનો અધિકાર નીચે મુજબ છે.

કાજીઓની નીમનોકની સનંદો આપવાનું કામ, ( સુબાના તાબામાં ) પાપ રોકનારા મોહતસિબો નીમવાનું કામ, ખુતબા ( શુક્રવારી ભાષણ ) નું કામ, નીમાજ પઢાવનારાની નીમનોકો, દરગાહોના વહીવટદારો, બાંગીઆ, મદદ ખરચ વર્ષાસનોની સણંદોની રજુઆત તેમજ વજીફા શહેરના ( ધર્માદા ) ખાનારાઓની સણંદોની રજુઆત તથા દરરોજ અપાતા ધર્માદા નાણાનું કામ, ઈમામો (નીમાજ પઢાવનારા)નું બાકી સાકી લહેણાંના પત્રકો, તે ઉપર તેની મહોર હોય છે. અને તે સુબાના દીવાનના તાબામાં નોકરી કરે છે.

**કજાત ( કાજી ) કચેરી**—સુબાનો કાજી અને કસબાઓના કાજી આજ્ઞા પુસ્તક પ્રમાણે સદરૂસ્સુદુરની મહોરથી નીમાય છે. હુજુરી સણંદ પ્રમાણે સુબાની સદર કચેરીથી સણંદ તેને મળે છે. શહેર કાજી જાતી મનસબ ઉપરાંત વીશ સ્વારોની નીમનોક તેનાતી પેટામાં રાખે છે. સરખેજની કજાત અને નીવારસી ખાલના અધિકારીનો હોદ્દો અને નવા મુસલમાનોના દરોગાનું કામ એના પેટામાં એક કાજી તાબે રખાય છે. અને કોઈ વખતે સરખેજ કજાત જુદી પણ મુકાય છે. અને કસબાની કજાતનું રોકડ રોજીંદુ અને આ કામ કરવાની શરત પેટાની જમીન તે જગ્યાની યોગ્યતા પ્રમાણે દરેક ઠેકાણે કાઢી આપવામાં આવી છે.

**અદાલતુલ વાલીઆ ( વાલી કોર્ટ ) ના અધિકારીઓ**—શહેરનો વકીલ એક રૂપિયો ( રોજ ) મુફતીઓ ( પેશકાર કાજી ) મનસબદારના દરેક જણ, સીક્કો પાડનારા, વારસા ભાગ લખનારા, સરખીતી મનસબની શરત આઠ આના રોજ મુરા રફ્ફ નવા મુસલમાનનો પગાર આઠ આના રોજ બાદશાહી સણંદ પ્રમાણે સરકારી ખજાનામાંથી લેવાનો હુકમ હતો.

**ધર્મ અધિકાર ખાતું. ( મોહતસીબ )**—શહેરનો મોહતસીબ તથા કસબાઓના સદરૂસ્સુદુરના પુસ્તક પ્રમાણે બાદશાહી સણંદોથી સદારતના દફતરમાંથી આપવામાં આવે છે. મુખ્ય અધિકારીને સો રૂપિયા જાતિ

પગારનાં અને તેનાતી દશ સ્વારો તેના તાબામાં હોય છે. શરેહના હુકમ ચાલુ કરવા, પાપથી દુર રહેવા અને ફરજ કામો તથા પૂણ્યના કૃત્ય કરવા, પેદલો તથા સ્વારોની નીમનોક સુબો કરે છે. અને માપ તોલના પ્રમાણો બરાબર રાખવા, તેમજ ભરતરને દુરસ્ત રાખવા અને એવીજ રીતના બીજા કામો જે હોય તે કરવાનો સંબંધ આ ખાતાથી છે. મોહતસીબ તથા કાજીતની દરેક ઠેકાણુાની યોગ્યતા પ્રમાણે રોકડ તથા ભોંય, નોકરીની શરતથી આપેલી હોય છે.

**ખબર પત્ર લખનાર બક્ષી ખાતું**—મોટા બક્ષીઓના પત્રકમાં ચાર બક્ષીઓની મહોરવાળી સણંદથી એમની નીમનોક થાય છે. બક્ષીગીરી ચાકરીની શરતના ૫૦ સ્વારો અને પાંચસો રૂપિઆ જાતના પગારની નીમનોકની શરતથી પેશકારનો ઠરાવ થાય છે. કેટલાક નાના પ્રગણામાં તેના ગુમાસ્તા મુકવામાં આવે છે. જે ત્યાંના બનતા બનાવોની હકીકત લખતા રહે. અને જે બાદશાહને જોવા લાયક હકીકત હોય તેને શહેરના બનાવોના પૂર્વણી ભાગ દાખલ નોંધવામાં આવે છે. સુબાની કચેરી, દીવાનની કચેરી, અને બહારના ફોજદારની કચેરી, હારૂલ અદાલતની કચેરી, અને કોટવાલીના ચબુતરાની કચેરીમાં તેના ગુમાસ્તાઓ અને ખબરપત્રીઓ સાંજરે સાંજરે જઇ હકીકત લખીને લાવે છે. તથા કેટલાક મુખ્ય પરગણામાં હજુરમાંથી ગુમાસ્તા મુકવામાં આવે છે. મરી ગયેલા અને નાશી ગયેલા મનસબદારની જાગીર જપ્ત કરી લેવાનું રોજનામું, તેમજ ગેરહાજરીઓ, પોતાની મહોરથી લખી આપે છે. તેનો સંબંધ દીવાની દફતરથી છે. બનતા બનાવોની નોંધ, ડાકના દરૂગા પાસે જાય છે અને તેને સરકારી એંગી ભેગી રવાને કરે છે.

**સમાચાર ખાતું**—સુબા તથા પરગણાના સમાચારી હુજુર પત્રિકા તથા આખા રાજ્યના ટપાલના દરોગાની તરફથી નીમવામાં આવે છે. ડાક ( ટપાલ ) ખાતાના તે દરોગાના તેનાતી વીશ સ્વારો એના તાબે હોય છે. ખબરપત્રી અને સમાચારીમાં એટલોજ ફેર છે કે, બનેલા અને સાંભળેલા બનાવો સમાચારમાં સમાએલા છે. જુના વખતમાં ખબરપત્રીઓ રાખવામાં આવતા હતા. પણ કેટલીક ઘડી કાઢીને ખબરો લખાવાથી સરકારને એમના લખાણો વિશે શક ઉમજ થયાથી સમાચારીઓ રાખ્યા, તેમને ખુફીઆ ( ગુપ્ત ) નવીસ પણ કહે છે; તેઓ સુબામાં છાનામાના રહેતા અને ગુપ્ત રીતે ખબરો લખી જણાવતા.

પછી ડાક ( ટપાલ ) ખાતું કાઢવામાં આવ્યું, ત્યારે તે લોકો જાહેર

થયા અને ખુલી રીતે અઠવાડીએ અઠવાડીએ બનાવોના પત્રકો, સમાચારો, હલકારા, સુબાઓની અરજીઓ અને દીવાન સુબાની અરજો, ખજાનાની રોકડના આંકડા સહિત સરકારી ડાકની સાથે સમાચારીઓના પત્રો ચોકીઓ મારફતે હુજુરમાં રવાને થઇ જાય છે અને તે હજુરમાં ડાકનો દરોગો બાદશાહને રજુ કરે છે. ધારા પ્રમાણે ખબર પત્રીઓ પ્રગણામાં સુબા તાબાની કચેરીમાં અને બીજે ઠેકાણે મોટા ખબરપત્રી પોતાના ગુમાસ્તા મુકે છે.

ફરમાનો, હુકમો, ખાલસાના દફતરખાનામાંથી સુબા તથા દીવાનો ઉપર મનસબદારની જાગીરો મોઢાના હુકમથી જપ્ત કરવા, બહાલી બરતરફીના હુકમો બીજા કામના આવે અને હજુરથી ડાકમાં આવે તો તે જેને પહોંચાડવા હોય તેને પહોંચાડે છે અને કોઇ વખતે રસ્તે જવામાં કોઇને બાદશાહી હુકમ પહોંચાડવાને, સરકારી દરબારથી ઇનામો પહોંચાડવા હોય તે ઉપર ડાકના દરોગાની મહોર થાય છે અને રસ્તાના વળાવીઆ ઉપર હુકમ હોય છે કે પોતાની હદમાંથી ત્યાંના ફોજદાર થાણુદાર અથવા જમીનદારથી માણસો લઇને પોતાની હદથી બહાર કરી દે છે. અને તેવીજ રીતે પાછા ફરતી વખતે દસ્કત પ્રમાણે સુબાના સમાચારીની મહોર લઇને રવાને થાય છે. આ સઘળા કામનો સંબંધ સમાચારીથી છે.

**અહમદાબાદથી દીલ્લી સુધીની** ડાક ( ટપાલ ) ખંડપ બુરાની સુધી—ખંડપ બુરાનીએ સુબાની સરહદ પુરી થાય છે. ત્યાં સુધીના ટપાલની ચોકીઓ ડાકના દરોગા તાબેના અધિકારીઓના તાબામાં છે. અને ત્યાંથી ડાક અધિપતિ અજમેર વાળા બંદોબસ્ત કરે છે. એવો કાયદો છે કે, એક ઘડીમાં એક કોસ ચાલે, અને કોસ માપણી વાળો હોય છે. બેતાળીશ આંગળનો એક ગજ અને પચીશ ગજની એક જરીબ અને બસેં જરીબનો એક કોસ. અને પાંચહજાર શાહજહાંની ગજનો એક કોસ થાય છે. તે કોસ એક ઘડીમાં કાપવો જોઇએ. એક ચોકીથી બીજી ચોકી સુધી ફોજદારો થાણુદારો તથા જમીનદારો પોતાની હદમાંથી ટપાલ રવાને કરવાને વાસ્તે માણસો, વાહનો વિગેરે તૈયાર રાખે છે. કે ટપાલ ભુંગળીઓ આવ્યા પછી એક ક્ષણવાર થાય નહિ. બાર દિવસની અંદર અને જો જરૂરી કામ હોય તો ૭ દિવસમાં ટપાલ પહોંચે છે. અને જો ટપાલને વાર થાય તો મોડા પહોંચાડવાના ગુન્હામાં ચોથા ભાગનો ડાક અમલદારોનો દંડ થાય છે.

આ કામના વાસ્તે દરમાસે પંચાવન રૂપિયાના ખરચથી બાસઠ માણસો સુબાના કાયદા પ્રમાણે આ કામમાં નોકર છે. અને હાજરીના હિસાબથી સુ-

આના દીવાનની મહોરથી એમનો પગાર અપાય છે. તેમાંથી બે માણસો તારીખ લખનાર અને બે સિપાઇઓ તથા દરોગો શહેરમાં રહે છે. અને બાકીના માણસો ચોકીઓ ઉપર રહે છે. હવે ચોકીઓ હેઠળ પ્રમાણે છે.

૧ કાલી, ૨ અડાલજ, ૩ પાનસર, ૪ ચોરંગ, ૫ મહેસાણા, ૭ ભાંડુ, ૭ ઉંઝા, ૮ સિદ્ધપુર, ૯ સલાદ, ૧૦ જશોદી, ૧૧ પાલનપુર, ૧૨ ભમરી, ૧૩ દાંતીવાડા, ૧૪ ખનુવાડા, ૧૫ પાંતીવાડા, ૧૬ બાંટ, ૧૭ બઢકાનમ, ૧૮ ડુંગરી, ૧૯ કુદી, ૨૦ ભીલમાલ, ૨૧ સુંથ, ૨૨ તુરના, ૨૩ મોદરા ૨૪ જાલોર, ૨૫ દેબાદાસ, ૨૬ બોરાની, ૨૭ ખંડપ

અહીંથી અજમેરની ચોકી આવે છે. અને તેને અજમેર ખાતાના ટપાલ વાળા પહોંચાડે છે.

**દક્ષિણ તરફની ચોકીઓ શહેરથી ભરૂચ સુધી**—ઔરંગજેબ બાદશાહની સ્વારી દક્ષિણની ચઢાઇમાં રોકાઇ હતી તેથી ત્યાં ખબર પહોંચાડવાને શહેરથી ભરૂચ સુધી ચોકીઓ મુકવામાં આવેલી, અને ભરૂચથી આગળ સુરત બંદર વાળા દરોગાનો બંદોબસ્ત છે. આ કામને વાસ્તે પાંત્રીશ માણસો ૨૮૦ રૂપિયા ચાર આનાના ખરચથી સુબાના તાબામાં રાખેલા છે. તેમાંથી બે જણ મીરદા અને એક તારીખ લખનાર છે તે દરોગાની હજુરમાં રહેલ છે. અને બાકીના માણસો ચોકીઓમાં છે. ચોકીઓ હેઠળ પ્રમાણે છે.

૧ બટુવા, ૨ બારેજડી, ૩ કનીજ, ૪ મેહમુદાબાદ, ૫ અણુદેજ ૬ સલોદ, ૭ નડીઆદ, ૮ બોરીઆવી, ૯ હાડગોડ, ૧૦ વાસદ, ૧૧ રનોલી, ૧૨ વડોદરા, ૧૩ હંથાવા, ૧૪ કારવાન, ૧૫ ચોરીંદા, ૧૬ કરમાલી ૧૭ ભરૂચ,

**હલકારા ખાતું**—આખા બાદશાહી રાજમાં દરોગાની આજ્ઞા પત્રિકા ઉપરથી સઘળા હલકારાનો ઠરાવ થાય છે અને સુબાને આસપાસની ખબર લાવી આપે છે અને હજુરમાં મોકલવાના કાગળોના પરબીડીઆ ડાકના ભૂંગળામાં રવાને કરે છે. તેના ગુમાસ્તા પણ ધારા પ્રમાણે ખબરપત્રી અને સમાચારીઓના પેઠે સુબાની કચેરી અને બીજી કચેરીઓમાં બેસે છે. આ ત્રણ ખાતાવાળાને ( ડાક, ખબરપત્રી, સમાચારીને) અખબાર નવેસ પણ કહે છે.

**ઘોડા હાજરી દાઘ**—મોટા બક્ષીઓના હુકમ પુસ્તકથી સુબાઓમાં અમીનો દરોગા ખરી હાજરીના નોંધણી અમલદાર ઠરાવવામાં આવે છે. પહેલા વખતમાં ચારતાકા ઇમારતમાં ખરી હાજરી નોંધ ખાતાં બકરા બજારનું કામ પણ જોવાય છે. અને મનસબદારોના ખરો તથા ઘોડા જે સુબામાં હોય

તેમને નોંધીને પાસ કરતા. જે લોકોને પાંચસો જાતના હોય તેમને લશ્કરી દાઘ, માફ હાજરી કરે છે. લશ્કરમાં એક ભાગના મોગલ, એક ભાગના અફગાનો એક ભાગના રજપુતો, બે ભાગના તીરંદાજ અને એક ભાગના બર્કંદાજ ( બંદુકચી ) રહેવાનો ઠરાવ છે. જાતી ઘોડાનો ભાગ, ચારસો જાતના હોય તેમાં પાંચ એરાકી, એક તુર્કી અને એક વાલુ હોવાનો કાયદો છે. હથીઆરોનો એવો ઠરાવ હતો કે, પાંચ થાન જીરાના, તથા બખતરના કે જેને ઝુલમ કહે છે. દરેક ઘોડાને આ બખતર હતું અને તેમજ પાખર સાડાત્રણસો જાતિ નીમનોક ઉપર ચાર ઘોડા બખતર હથીઆર સાડા પાંચસો જાતી નીમનોક ઉપર ત્રણ ઘોડા અને પાંચ થાનબખતર હથીઆરના.

પેદલ હજારના મનસબ ઉપર ત્રીશ પબાલી, નાલબંદો, એલદાર, બર્કંદાજ, તીરંદાજ. જે હાજર થાય તે, ઘોડા ખચરો તથા સંગના દરોગા તથા અમીન અને મુશરફની મહોરો કરીને આપે છે. હમણાં ઔરંગજેબના ગુજર્યા બાદ ધારા અને દસ્તુરમાં ભંગ પડી ગયા છે. જેથી મનસબદારોને પુરી જાગીર મળતી નથી. તેથી ખરી હાજરી દાઘ બંધ પડયો છે. હવે તો એ નોંધણી કરવાના કામથી વાકેફ હુશીઆર કારકુન પણ મળી શકતો નથી.

**કોટવાલ**—મીર આતીશ ( અગ્નિ અમલદાર ) ના આજ્ઞા પુસ્તકથી અને તેની મહોરની સણંદથી કોટવાલની નીમણુંક થાય છે. તેના તાબાના લશ્કર સિવાય કોટવાલાની શરતના પચાસ સ્વારો અપાય છે. એનું લશ્કર સુબાનું તહેનાતી હોય છે. તેમાં સો પેદલો, જેમનો દરમાસે બસે ત્રીશ રૂપિયા પગાર ખરચ અને તે ખરચ મુશરફ પાન ખાતેથી અપાય છે. તેને દીવાની દફતરખાતું મળે છે, જેના દર માસે ચાલીશ રૂપિયાનું ખરચ અપાય છે અને તે સુબાના ખાતેથી સરકારમાંથી આપવાનો ઠરાવ છે. તેમનો પગાર કોટવાલની મહોરથી તેના ઉપર સુબા દીવાનની મહોર થયે સરકારી ખજાનામાંથી અપાય છે. તેના તાબામાં સિપાઇઓ મુકવામાં આવે છે કે, તેમના દરેકની સરહદની રાત દિવસ ચોકી રાખીને તેમની નોકરી બજાવે છે. ઔરંગજેબના વખત સુધી હજુરમાંથી કોટવાલ ઠરાવવામાં આવતો અને કોઇ વખતે સુબો પણ ઠરાવ કરતો.

**ખજાના**—એની ચાર શાખા છે.

ખજાના આમરા—( મુખ્ય ખજાનો ભરપુર ) એને હાંસલ ઘર પણ કહે છે. ખાલસાના પરગણામાંથી પેશકશીઓ, મહેસુલ હિંદુઓના માલપર

લેવાતું, તેમજ લુગડાની ગાંસડીનું મહેસુલ, કોઠા સાયરનું તેમજ કારિગરી માલનું મહેસુલ વસુલ કરવામાં આવે છે. તે આ શાખાથી સંબંધ રાખે છે.

બાકીઆત શાખા—અમલદારો, વહેપારીઓ, તકાવી અને રૈયત ઉપરની બાકી રકમો સરકાર લહેણાની તેહસીલની બાકી રહેલી પેશકશીઓ જે વસુલ કરવામાં આવે છે તે અત્રે ભરાય છે.

ધર્માદા શાખા—એને પુનધર પણ કહે છે. સઘળા રાજમાં મુસલમાનોથી ચાલીશ ઉપર એક રૂપીઓ જકાત દાખલ લેવાય છે. તે આ શાખામાં ભરાય છે. અને હકદારોનો પગાર એની ઉપરજ છે.

જજીઆ શાખા—આશ્રિત ગેર મુસલમાનોથી જે પ્રમાણે તેમની વર્ણન કરવાની જગાએ કહેવામાં આવ્યું છે તે પ્રમાણે જજીઓ લેવાતો અને આ શાખામાં ભરાતો અને પુણ્ય તથા વારસામાં વપરાતો હતો. ફર્રૂખશિયર બાદશાહના મરી ગયા પછી આ શાખા બંધ થઇ ગઇ. એનું વર્ણન ઉપર કરવામાં આવ્યું છે.

ખજાના ખાતાનો કાયદો—આ ભેગું કરવાનું કારખાનું છે. જો કોઇ હજાર રૂપિયા દાખલ કરે તેનો તોલ હજાર રૂપિયે છ રૂપિયા અને પોણાદશ આના અડધા દામે એક રૂપિયો છ આના ખલીતાના અને સવાએ આના ઉપર સાબર ખરીતાના, તેવીલી ઉપર બે આનાની તેવીલ ઠરેલી છે.

રૂપિયા તથા મહોરનું વજન—મોહોર અગીયાર માસા તોલની અને રૂપિયો સાડાઅગીયાર માસાનો ખજનામાં મોકલતી વખતે ભાર દાખલ ગાડાઓમાં લધાય છે, દરેક લાખ રૂપિયે ચોત્રીશ મણ પોણાનવ આના, દરેક વાહનમાં ચાલીશ હજાર રૂપિયા લધાય છે. અને ચાર બળદની ગાડીમાં લાખ રૂપિયે ત્રણ ગાડા કામમાં લેવાય છે.

ખજાના ખાતાના નોકરો—હજુર બાદશાહી સણદો મોટા દીવાનની મહોરથી નીમાય છે. અને સુબા દીવાનની તે વિશે મંજુરી હોય છે.

અમીન—મનસબદાર હોય છે, અને નોકરી શરતના પાંચ સ્વાર તેના તાબે રખાય છે.

દરોગો—મનસબદાર હોય છે. દીવાનીની કચેરીના દરોગાના વધારા ખાતે આ જગા ઠરી છે. તેને નોકરી શરતના દશ સ્વારો મળે છે.

મુશરફ—કબજા નવેસીનું કામ કરે છે. અને તે કબજા નવેસી મનસબદારોથી તેને પચાસ રૂપિયાનો પગાર મળે છે.

ખજાનચી—ખજાનચીને એંશી રૂપિયા પગાર મળે છે.

પેદલ—પાંચ માણસો, પગાર વીશ રૂપિયા, કાયદા પ્રમાણે દસ્કત લઇ સુબા દીવાનની મહોરથી પગાર લે છે.

**ગાંસડી અને લુગડાં ખાતું.**—એને સેંકડે પાંચ ટકાનું હાંસલ પણ કહે છે. દામોની ગણતરી સિવાય પહેલાના વખતોમાં સાકર—ખાંડ—દલાલીનો ધારો હતો જે પુરાઓ અને માંડવાઓમાં જણસના વેચાણ ઉપર લેવાતું હતું. ઔરંગજેબ બાદશાહના વખતમાં મુસલમાનોના માલ ઉપર ચાલીસે એક પ્રમાણે જકાત મહેસુલ ખાતે અને ખ્રિસ્તિઓના માલ ઉપર સેંકડે સાડા ત્રણ પ્રમાણે અને હિંદુઓ ઉપર સેંકડે પાંચ પ્રમાણે મહેસુલનો ઠરાવ થયો હતો, તથા તેમના વિશે જે ધારાઓ અને નિયમો હુજુરથી આવેલા તે ઔરંગજેબ બાદશાહની રાજકારકીર્દીના વર્ણનમાં લખાયા છે.

નોકરો તથા નોકરીઓ—દરબારની સણંદ પ્રમાણે મોટા દીવાનની મહોરથી અને સુબાના દીવાનના અભિપ્રાયથી અપાય છે.

અમીન—આ ખાતું સ્થપાયું તે શરૂઆતમાં અમીન, મુશરફ અને તેવીલદારનો ઠરાવ થયો હતો. જાતિ મનસબ સિવાય અને દશ સ્વારની હાજરી તેનાતી સિવાય કામની શરતથી વધારાના લીધે અને વહેપારીઓના માલની તપાસ આ ખાતામાં થાય છે. માલની આવક જાવક વધી ગઇ તેથી અમીન એકલાથી કામ ન થઇ શક્યું અને તપાસ પુરેપુરી થતી નહોતી. તેથી બંદોબસ્તનો દરોગો વધારવામાં આવ્યો. જાતી મનસબ સિવાય અને દશ સ્વારોની હાજરી સિવાય નોકરી શરતના પચાસ પેદલો દોઢસો રૂપિયાના મહીનાના ખરચથી રાખવામાં આવ્યા. જે લોકો નાકા ઉપર ફરીને તપાસ રાખે અને તેમનો પગાર ગાંસડી લુગડા ખાતાના મહાલમાંથી જમે ખરચ થઈ અપાય છે.

**કરોડગીરી મહેસુલ ખાતું**—ઔરંગજેબ બાદશાહના રાજના છેલ્લા દિવસો અને બાદશાહજાદા મુહમદ આજમશાહના સુબાગીરીના વખતમાં કરોડગીરીની બદદાનતીથી દરોગાની ચોરીની હકીકત લખવામાં આવી છે. અને હજુરમાં અરજો થયેથી અને વારંવાર અરજીઓ કર્યાથી એ ખાતાને બંધ કર્યું હતું અને ફરીથી ખુદ્દ મંઝીલના વખતમાં ચાલુ થયું તેથી એની કંઇ શરતની નીમણુંક નથી.

મુશરફ—ને પાંસઠ રૂપિયા મળે છે. અને તેજ ખાતામાંથી જમે ખરચ કરી પગાર મુજરે અપાય છે.

મુકીમ—પ્રમાણ અમલદાર જણસોની કીંમત બજાર ખરીદીથી ખુશ ખરીદની રીતે વેચાય તેની અડસટેલી કીંમત નક્કી થાય છે. અને સો રૂપીઆના માલ ઉપર બાર આના મહેસુલ લેવાય છે. અને તે મુખ્ય ખજાનામાં જમે થાય છે.

તેવીલદાર—ને સીતેર રૂપિયાનો પગાર મળે છે અને મહાલ મહેસુલમાંથી પગાર અપાય છે.

કાનુનગો—પોલીસ સિપાઇ, બાદશાહી સનંદ પ્રમાણે, મહેસુલમાંથી પગાર લે છે.

સમાચારી—પહેલાના વખતમાં એને રાખતા નહોતા. શાહજહાં બાદશાહના વખતમાં સઘળા રાજમાં સમાચારીઓની નીમણુંક થઇ, ખબરપત્રી અને હલકારાઓએ પણ લાગ જોઇ પોતાના માણસો નીમી દીધા.

**લુગડા ગાંસડીના મહેસુલના મહાલો**—નેનપુરા બારા પાસે શહેરથી બહાર વહાબગંજમાં સુરત બંદરથી કરિયાણાનો માલ આવતો અને શહેરમાં તેની કચેરીની સંકડાસ પડવાના વિચારથી ત્યાં માલ ઉતારવામાં આવતો અને મુત્સદીઓના ગુમાસ્તાઓ મહેસુલ લઈ માલ મુકનારા ત્યાં રહેતા હતા. ચીઠી રજુ કર્યા પછી મુસદ્દીઓની મોહોરની રસીદ આપી માલને છોડતા હતા. અહીંઆ સુતરાંથ પણ લેવાતી હતી. અને ચામડા મંડી પણ અહીં હતી. જ્યાં પાકા ચામડાનું હાંસલ લેવાતું હતું.

**લુગડા ગાંસડીના નાકા**—૧ ઇસનપુર, ૨ જીતબાગ, ૩ લાલીઓસર, ૪ ચંદુદ, ૫ કનીજ, ૬ કાસંદરા, ૭ રાજપુર, ૮ ઓઢેબ, ૯ જહાંગીરપુર, ૧૦ રખીઆલ, ૧૧ સરસપુર, ૧૨ નરોડા, ૧૩ શાહીબાગ, ૧૪ અડાલજ, ૧૫ શેખપુર, ૧૬ સાંતેજ, ૧૭ સરખેજ, ૧૮ શાહવાડી ૧૯ ઓડકઓડ,

મુત્સદી લોકો તરફથી નાકા ઉપર સદર નાકાદારો રહે છે. અને તે માલની તપાસ કરતા ફરે છે. કે કોઇ પણ મહેસુલ આપ્યા સિવાય કાણુ ચોરીથી માલ લઈ જાય નહિ. અને માલ છોડતી વખતે મુત્સદીઓની મહોરની ચીઠી જોઇ તે માલ તે મુકતા હતા.

**લુગડા ગાંસડી તાબાના પ્રગણા તથા કસબા**—૧ કપડવણજ, ૨ વાડાશીનોર, ૩ ભીલ, ૪ વીસલનગર, ૫ વડનગર, ૬ વીજાપુર, ૭ ખેરાળુ, ૮ નડીઆદ, ૯ ઉમરેઠ ૧૦ કડી ૧૧ મોડાસા, ૧૨ પ્રાંતીજ, ૧૩ અહમદનગર ૧૪ મેહમુદાબાદ, ૧૫ અરહરમાતર ૧૬ મહુધા, ૧૭ ગોધરા, ૧૮ સરનાલ, ૧૯ વડોદરા, ૨૦ શીનોર, ૨૧ સાવલી, ૨૨ સોનગઢ, ૨૩ બહાદુરપુર, ૨૪

હાલોલ, ૨૫ કાલોલ, ૨૬ ડભોઇ, ૨૭ નાંદોદ, ૨૮ થામણા, ૨૯ ઝાલાવાડ, ૩૦ ધંડેર, ૩૧ દોહદ ૩૨ મેસાણા ૩૩ કલોલ,

આ પ્રગણામાં લુગડા ગાંસડી ખાતાના મુત્સદીઓના સદર નાયબો રહેતા. અને ચાલીસે એક મુસલમાનોથી અને ચાલીસે અઠી રૂપિયા હિંદુઓથી મહેસુલના લેતા. અને બાકી રહેલા પ્રગણાઓમાં સાયર ખાતું ચાલુ છે.

સાયર કોઠા ખાતું—જે ઠેકાણે હાંસલ લેવાય છે, તેને મંડવી કહે છે. માલ અસબાબ ધાનને બહાર દેશાવરથી વેચવા અર્થે આવે અને જ્યાં વેચાય તે મંડઇ છે. સાયર મહાલની મંડઇઓ.

૧ બહેરામપુર, ૨ ફીરોજપુર, ૩ બાલીપુર, ૪ સુલતાનગંજ, ૫ શાદમાનપુર, ૬ નુરૂલ્લાપુર, ૭ જહાંનાબાદ, ૮ બાકરાબાદ, ૯ બાલીપુર, ૧૦ ફરરૂખાબાદ, ૧૧ સાહેબાબાદ, ૧૨ કાસમાબાદ, ૧૩ બહાદુરગંજ ૧૪ રાજપુર, ૧૫ અફજલપુર, ૧૬ બેગમપુર ૧૭ સરખેજ ૧૮ કનીજજુર આબાદ.

હમણાં વસ્તીઓ ઉજડ થવાથી આ મંડઇઓની કંઇ એંધાણી જણાતી નથી.

સાયરના નાકા તથા પરગણા ગાંસડી લુગડાનાં મહાલોનાં પ્રમાણે છે.

નોકરો—સાયર મહાલ ખાલસા તાબે હોય છે. તેથી મોટા દીવાનની મહોરની સણંદો પ્રમાણે સુબા દીવાન તેમને નીમે છે.

દરોગો—સુબા દીવાનના તાબામાં હોય છે. પાંચસો રૂપિયાના માસિક ખરચથી મહેસુલની ચોકસી કરતા પેદલો રાખેલા છે.

અમીન—કંઇ શરતનું રાખતો નથી.

કરોડા—અમલદાર મનસબદાર હોય છે, ઘણી વખતે સુબા દીવાનં તરફથી એની નીમણુંક થાય છે.

મુશરફ—એકસો ત્રીશ રૂપિયાના પગારે મંડઇઓમાં ઘણા ગુમાસ્તાની જરૂર હોય છે. તેથી મહીનાનો પગાર વધારે રાખેલો છે. ઘણી વખતે ગાંસડી લુગડા ખાતું અને સાયર ઉપર એકજ માણસ મુકવામાં આવે છે.

તેવીલદાર—વીશ રૂપિયાના પગારથી.

સિપાઇઓ—ની સંખ્યા વધારે હોય છે. અને તે મંડઇઓમાં રહે છે. અને તેમને પગાર જુજ મલે છે.

સમાચારી—લુગડા ગાંસડી અને સાયર ખાતાનો એકજ સમાચારી હોય છે. સાયર મહાલની ઉપજ સુબાના પગારમાં ઉધરાય છે. સાયર મહાલની ઉપજ સુબાના પગારમાં ઉધરાય છે. તેથી નોકરો તેની તરફનાજ રાખવામાં આવે છે.

દાસમંડી—સાયરમંડી તાબે છે, અને એના દામ જુદા જમે થતા નથી. અને જ્યારે સુબાના પગારમાં સાયર જાગીર અપાય છે ત્યારે એ ખાતું પણ તેની સાથેજ સંબંધ રાખે છે.

મેહસુલ ધારા—મહેસુલ વેચનાર પાસેથી લેવાય છે. અને મુસલમાનથી ચાલીશે એક અને હિંદુઓથી ચાલીશે બે તથા ખ્રિસ્તિઓથી સેંકડે સાડા ત્રણ રૂપિયા પ્રમાણે અને તે સીવાયના લોકો કનેથી સેંકડે ચાર રૂપિયા.

નોકરો —આ ખાલસાથી સંબંધ રાખે છે. તેથી ત્યાંના મુત્સદીઓ મોટા દીવાનની મહોર પ્રમાણે તથા સુબા દીવાનની મંજુરીથી નોકરો રાખે છે.

દરોગો—મનસબદાર હોય છે, અને મહેસુલની તપાસ રાખે છે, તેના તાબાના પેદલોનો પગાર સરબંધીમાં સિતેર રૂપિયા માસિકનો છે અને તેની કંઈ શરત નથી.

મુશરફ—પાંત્રીશ રૂપિયા માસીક પગારે સરબંધીમાંથી અને મુશરફનો પગાર મહાલોના જમે ખરચમાં એક ત્ર્યાંશ થાય છે.

અમીન—મનસબદાર હોય છે. અને તેની કંઈ શરત નથી.

કરોડા—હજુરની તરફથી અથવા દીવાનની તરફથી મનસબદારને આ જગ્યા અપાય છે. એને પણ કંઇ શરતથી મળતું નથી.

તેવીલદાર—ગાંસડી ખાતાનો અને સાયરનો તેવીલદાર જુદો છે.

**મનીઆરી તથા ઝવેરી બજાર હાંસલ મહાલ**—ઝવેરાત તથા મનીઆરી માલ ઉપર મહેસુલ લેવાનો તેજ જગાએ ઠરાવ છે. જેમકે હાથી દાંત, લાકડા કામ, હથીઆરો વીગેરેનું હાંસલ અને ધારો પણ તેજ ધારા પ્રમાણે ચાલીસે એક તથા ચાલીસે બે પ્રમાણે છે તે સિવાય ઝવેરાત ઉપરની દલાલી દલાલોથી લેવાય છે. તે સેંકડે સવા રૂપિયા પ્રમાણે છે એની જમા એક લાખ દામ ઠરી છે.

નોકરો—દરબારી મહોર પ્રમાણે દરબારી સણંદથી અને સુબા દીવાનની મંજુરીથી નોકરીમાં લેવાય છે.

દરોડાનો દરોગો તથા અમીન—મનસબદારની શરત નથી અને ઘણી ખરી કરોડાની નીમણુંક સુબા દીવાન કરે છે.

મુશરફ—ત્રીસ રૂપિયાના પગારનો હોય છે.

તેવીલદાર—ટંકશાળ મહાલની તેવીલદારી ભેગી આ તેવીલદારી ચાલીશ રૂપિયા પગારની હોય છે.

**ટંકશાળ મહાલ**—ચાંદીનું હાંસલ પણ તેજ ધારા પ્રમાણે ચાલીશે એક તથા ચાલીશે બે લેખે, એની જમા એકસઠ લાખ ચુમોતેર હજાર પાંચસો

દામ થાય છે.

નોકરો—મોટા દીવાનની મહોરથી બાદશાહી સણંદની રૂએ સુબા દીવાનના અભિપ્રાયથી નીમાય છે.

દરોગો, અમીન તથા કરોડો—મનસબદારની શરત નથી, સુબા દીવાનની પસંદગીથી નીમણુંક થાય છે.

મુશરફ—ત્રીશ રૂપિયાના પગારથી રખાય છે.

તેવીલદાર—ઝવેરી બજાર તથા મનીહારીના તેવીલદારના પ્રેટામાં.

ચાંદીનો વજકશ—તોલ કરનાર—ત્રણ રૂપિયાના પગારવાળો હોય છે.

દરવાન—બે જણ, દરેક ચાર રૂપિયાના પગારવાળો.

**પાન ખાતાનો મહાલ**—આ કોટવાળી ચબુતરા તાબે છે. એની જમા એક લાખ ચૌદ હજાર દામો છે.

નોકરો—બાદશાહી મહોર તથા સણંદથી સુબા દીવાનના અભિપ્રાયથી નીમાય છે.

મુશરફ—બર્ગ તંબુલની મુશરફી દીવાની દફતરખાનાની કચેરીની મુશરફી ભેગી.

તેવીલદાર—દીવાની દફતરખાનાની તેવીલદારી ભેગી.

દરોગો તથા અમીન—મનસબદારની જરૂર નથી.

કરોડો—સુબા દીવાનની તરફથી મુકાય છે.

**દુકાનોનું ભાડા ખાતું**—દુકાનોનું ભાડું જુના વખતથી હકદારોના પગારમાં અપાય છે. તે લોકોને બાદશાહી સણંદો મળે છે. અને તેની તજવીજ કરી સદર સુબો ભલામણ કરે છે અને દીવાનસુબો પગાર કરે છે તેની જમા એક લાખ એકાણું હજાર દામોની છે.

નોકરો—મીર સામાન, જામદારખાના અમલદારની મહોરથી સુબા દીવાનની મંજુરીથી નીમનોક થાય છે.

દરોગો તથા અમીન—મનસબદારની શરતથી સુબા દીવાનની તરફથી મુકાય છે.

મુશરફ—દશ રૂપિયાના પગારથી મસજીદોના કબજા લખનાર મુશરફ એ કામ કરે છે.

તેવીલદાર—ને ચાર રૂપિયાનો પગાર મળે છે.

**સરકાર ખરીદી ખાતું**—કચ્છી ઓલાદના ઘોડા આ દેશમાં પેદા થાય છે તેથી દરબારે રાખવા લાયકને ખરીદ કરવાની હકસી બાબત જે દરોગાને ઘોડા ઓળખવાની યોગ્યતા હોય તેની મીર સામાનની મહોરવાળી

સનંદથી નીમણુંક થાય છે. તે જે કંઇ ખરીદ કરે છે તેની કીમત દીવાન સુબો મુખ્ય ખજાનાને પગાર કરવાને હુકમ કરે છે. ઘણી વખતે ઘોડા ખરીદી નહાસ પેટામાં મુકાય છે અને અહમદાબાદમાં રહેતા સુબીની ખોરાકી અપાય છે અને હલકારા સાથે હજુરમાં મોકલાય છે અને તેનું ખરચ સરકારી ખજાનામાંથી અપાય છે.

દરોગો—મનસબદારની શરત નથી.

તેવીલદાર—વીશ રૂપિયા પગારનો હોય છે.

**કરકરાકખાના ખાતું**—હુજુરી ફરમાશો ખાસ પોષાક, વિગેરેની, ચીજની, વણકર કામની, ચિત્રની તે પ્રમાણે અડસટના પત્રકની રૂએ સુબા દીવાન ખજાનામાંથી તેના રૂપિયા આપે છે.

નોકરો—મુખ્ય જામદારની મહોરની બાદશાહી સનંદ અને સુબા દીવાનની મંજુરીથી નીમાય છે.

દરોગો તથા અમીન—મનસબદારની શરતથી.

મુશરફ—સાઠ રૂપિયાના પગારથી ( કારકુન )

તેવીલદાર—પાંત્રીશ રૂપિયાના પગારથી.

નાલબંદ—આઠ રૂપિયાના પગારવાળો.

પેદલો—દશ જણ, એકત્રીશ રૂપિયા બાર આનાના દર માસે પગારના.

**બાગાત ખાતું**—૧ ગીલખાનાબાગ ભદ્રના કિલ્લામાં. ૨ શાહી બાગ, ગુલાબબાગથી નીચે નીચે, ૩ ગુલાબબાગ, ૪ રૂસ્તમબાગ, ૫ નગીનાબાગ ૬ હવેલીબાગ, ૭ દોલતખાનાબાગ શાહજહાનની હવેલીની હેઠળ, ૮ શાહવાડીબાગ, ૯ ચાંપાનેરબાગ, ૧૦ શામાનબાગ, ૧૧ જીતવાડી, જેતલપુરમાં. ૧૨ બાગ ફીરદોસી ( કૈલાસવાડી ) ૧૩ ફત્તેબાગ. બાગોની ઉપજમાંથી જે વસુલ થાય તેનું જમા ખર્ચ સુબા દીવાન રાખતો અને જે વધારે ખરચની જરૂર હોય તો મુખ્ય ખજાનામાંથી આપવામાં આવતું.

નોકર લોકો—બાદશાહી સનંદો મીર સામાનની મહોરવાળીની રૂએ સુબા દીવાન નીમે છે.

દરોગો તથા અમીન—મનસબદારની શરત નથી.

કરોડા—સુબાના દીવાન તરફથી.

મુશરફ—વીશ રૂપિયા પગારનો.

તેવીલદાર—પાંત્રીશ રૂપિયાથી.

બાગબાન ( માળી )—પંચાણું માળી પગારદારો.

**બેતુલમાલ નીવારસી ખાતું**—નીવારસી માલ જે જમા થાય અને

મનસબદારોમાંથી મળે તે આ ખાતામાં જમે થાય.

નોકરો—મીર સામાનની મહોરથી બાદશાહી સનંદ પ્રમાણે દિવાન સુબો ઠરાવ કરે છે.

દરોગો—મનસબદાર હોવાથી શરત નથી.

અમીન—બેતુલ માલની અમીની ફ્જાત તાબામાં છે.

મુશરફ—પચીશ રૂપિયાના પગારથી.

તેવીલદાર—વીશ રૂપિયાના પગારથી.

ફરાશ—( પાથરણું પાથરનાર ) એ જગા સાત રૂપિયા પગારથી.

**હરડા મુરબ્બા રવાનગી ખાતું**—જુના વખતથી રખીઆલ ગામમાં હરડાના બે ઝાડ હતા. વખત જતાં એક સુકાઇ ગયું અને બીજાને મેં ઇતિહાસ કર્તાએ જોયું છે. અને તેના ફળનો મુરબ્બો ચાખ્યો છે. હમણાં કેટલીક જગાથી પડી ભાંગ્યું છે. તેના બચાવના વાસ્તે પાકી ચારે ગમ દીવાલો કરી છે અને કુવાનું થાળું બાંધ્યું છે. દર વરસે એનો મુરબ્બો હજુરમાં મોકલાતો અને મજકુર ગામની ઉપજ એના ખરચમાં વપરાતી હતી. કેટલાક ઝાડ ચાંપાનેરના બાગમાં પણ હતા.

નોકરો—મીર સામાનની મહોરથી બાદશાહી સનંદથી દીવાન સુબો ઠરાવે છે.

દરોગો—મનસબદાર હોવાની જરૂર નથી.

પેદલ—ઝાડોના રખવાલો પગારોથી રાખેલા.

**નોબત ખાતું તથા ઘડીઆળ ખાતું**—જુના વખતથી નોબતખાતું ભદ્રના કિલ્લાના દરવાજામાં બાદશાહી નગારખાનું છે.

નોકરો—મીર સામાનની મહોરથી બાદશાહી સનંદ પ્રમાણે સુબા દીવાન રાખે છે.

દરોગો—મનસબદાર હોવાની જરૂર નથી.

મુશરફ—નિવારસી મુશરફી ભેગી આ મુશરફી પણ છે.

નગારચીઓ—ચૌદ નગારચીઓ, એકત્રીશ રૂપિયા બાર આનાના દર માસે પગારના છે.

ઘડીઆળીઓ—બે માણસો દરેક છ છ રૂપિયા પગારના.

**ઇમારત ખાતું**—શહેર કોટની મરામત કરવા તથા બાદશાહી બાગોની ઇમારતો દુરસ્ત રાખવા, જે વખતે કંઇ ભાગ તુટ થાય, ત્યારે ખરચના અડસટાનું પત્રક તૈયાર થઇ દરોગાની મહોર થાય પછી તે ખરચ કંઇ સહેલું હોય તો સુબા દીવાન તેની મંજુરી આપે છે. અને જો કીમતી કામ ઘણા

નાણુના ખરચનું હોય તો સુબા દીવાન હજુરમાં અરજ કરે અને જે પ્રમાણે હુકમ થાય તે પ્રમાણે અમલ કરે છે.

નોકરો—મીર સામાનની મહોરવાળી બાદશાહી સણંદથી સુબા દીવાન રાખે છે.

દરોગો—મનસબદાર હોવાની શરત નથી.

મુશરફ—પાંત્રીશ રૂપિયા પગારનો.

તેવીલદાર—વીશ રૂપિયા પગારથી.

**તોપખાના ખાતું**—જુના વખતથી કેટલીક તોપો તથા દારૂગોળા સરકારમાં હતા. બખેડા ટંટા ઉભા થયાથી અને સુબાઓના હાથ પડયાથી ઉપયોગી તોપો કામમાં લઇને સુબાઓ લઇ ગયા. અને જે લઇ ગયા તે પાછી ન લાવ્યા. હવે કેટલીક નકામી તોપો રહી ગઇ છે.

નોકરો—મીર સામાનની મહોરવાળી બાદશાહી સનંદથી સુબા દીવાન ઠરાવે છે.

દરોગો—મનસબદાર હોવાની શરતથી.

મુશરફ—નિવારસી ખાતાની મુશરફી તાબે.

તેવીલદાર—નિવારસી તેવીલદારી તાબે આને વીલધારી પણ કહે છે.

**લંગર ખાતું—સદાવ્રત ખાતું**—પહેલાથી રોજીંદા પચાસ રૂપિયા પકવાન રસોડા તથા રોકડ ખરચનો ઠરાવ છે, તે મુખ્ય ખજાનામાંથી દીવાન આપે છે કેટલાક હકદારો બાદશાહી સણંદોની રૂએ ધાન્ય તથા રોકડ તેમાંથી લે છે. અને સુબાના સદરની તજવીજથી તથા સુબાદીવાનની ભલામણથી હકદારો જરૂરત પ્રમાણે જણસ તથા રોકડ લે છે. અને ઉપર કહેલી રકમમાંથી રૂ. ૫) પાંચ રૂપિયા શાહેઆલમ સાહેબની દરગાહના સદાવ્રત ખરચ અને પાટણ શહેરના સદાવ્રતમાં રૂ. ૧૦) અને ૧)ᴙ શાહ વજીહુદ્દીન અલવીની દરગાહના સદાવ્રતના તથા રૂ. ૨) શેખુલ ઇસ્લામખાંના બનાવેલા મદરસાના આપવામાં આવે છે. બાકીના વધેલાનું ખાણું પકવી ગુજરાતના બાદશાહ સુલતાન એહમદની દરગાહ આગળ ગરીબો તથા મુસાફરોને દરોગો વહેંચી દે છે.

નોકરો—બાદશાહી સણંદોના આધારે મીર સામાનની મહોરથી સુબા દીવાન રાખે છે.

અમીન તથા દરોગો—મનસબદાર હોવાની શરત નથી.

મુશરફ—બાર રૂપિયા પગારનો.

મુતવલી—સુલતાન અહમદની દરગાહનો મુતવલી ઘણી વખતે લંગર

ખાનાનો દરોગો અને ક્યાંનો દરોગો એકજ માણસ હોય છે.

**દારૂસ્સિફા વૈદક ખાતું**—માંદા માણસોના ઔષધ કરવાને અને જે માણસને ખરચ તથા ખાવાનું ન મળતું હોય તેને સરકારમાંથી આપવામાં આવે છે.

નોકરો—બાદશાહી સણંદ પ્રમાણે યુનાની વૈદની મહોરથી દરોગાની જગા ઉપર. મનસબદારની શરત નથી.

શાહ વજીહુદ્દીનની દરગાહનો વૈદ્ય—તે દશ આના રોજના મળે છે.

મુશરફ—નિવારસી મુશરફીના પેટામાં આ મુશરફી છે.

તેવીલદાર—દુકાનો ભાડાની તેવીલદારીના પેટામાં આ તેવીલદારી છે.

મેશ્રી વૈદ્ય ( દેશી )—હિંદુ લોકોના ઔષધ કરવાને વાસ્તે બે વૈદ્યો રાખેલા છે, જે હિંદુ લોકોના ઇલાજ સારી પેઠે કરી જાણે છે. એકને આઠ આના રોજીંદા પગાર તથા આઠ આના દવા ખરચના, બીજાને દશઆના રોજીંદાના કરીને રાખ્યા છે.

જર્રા વાઢકાપ વૈદ્ય—આઠ આના રોજથી.

દવા તથા ખોરાકી લાચાર દરદીઓના વાસ્તે ધારા પ્રમાણે બે હજાર રૂપિયા વાર્ષિક ખરચ નિવારસી ખાતામાંથી આપવાનો ઠરાવ છે.

**ચીતાખાતું**—આ દેશમાં ચીતાઓ ઇસલામનગર, પાલણપુર તથા કાંકરેજમાં મળી આવે છે અને બીજા ઠેકાણાના ચીતાઓ કરતાં સારા અને ઉંચી પંક્તિના છે. તેથી દરોગો ફાંદાવાલા તથા ચીત્તા પકડવાના કામના નોકરો અને તેને પાળીને શીખવનારા નોકરો છે, દરોગાની મહોરનું પત્રક ખોરાકી તથા ચિતાવાળાના માસિક પગાર ખરચનું તથા ફંદ નાખનારાના પગારનાં પત્રક પ્રમાણે સુબા દીવાન પગારનો હુકમ આપે છે.

નોકરો—કમાવલ બેગીની મહોરથી સુબા દીવાન ઠરાવ કરે છે.

દરોગો—મનસબદારની શરત નથી.

મુશરફ તથા તેવીલદાર—નિવારસી માલ ખાતાની મુશરફી તથા તેવીલદારી ભેગી.

ફાંદીઆ—એંસી રૂપિયાના માસિક ખરચથી બાવીશ માણસો નોકર છે.

**કોટ તથા કામળ ધર્માદા વહેંચણી ખાતું**—ઔરંગજેબ બાદશાહના વખતમાં કૃપા અને પરોપકારાર્થે લાચાર ગરીબોના પોષણને વાસ્તે ઠંડી રૂતુમાં પંદરસો રૂપિયા દર વરસે અપાય છે.

નોકરો—મીર સામાન જમાદારની મહોરવાળી સણંદોથી સુબા દીવાન રાખે છે.

દરોગો—મનસબદારની શરત નથી.

મુશરફ તથા તેવીલદાર—સુબા દીવાનની તજવીજથી નીમાય છે.

**દરેક માસની ૧૧-૧૨ મી તારીખના ખરચ—**શાહજહાં બાદશાહના વખતમાં દરમાસે હજરત પેગમ્બર સાહેબની જન્મ રાત્રીના ખરચ માટે ૧૧૨ રૂપિયા અને વડા પીરના મૃત્યરજની તારીખ ૧૧ મીની છે તે રાતના ખરચના વાસ્તે ૧૧૧ રૂપિયાનો ઠરાવ કરવામાં આવેલો.

નોકરો—મીર સામાનની મહોરવાળી બાદશાહી સણંદના. આધારે નોકર રખાય છે.

મુતવલી—દરોગાના જગાએ મુતવલી હોય છે.

અમીન—મનસબદારની શરત નથી.

મુશરફ } એકજ માણસને એક કામ આપેલા છે. તેને ચાર
તેવીલદાર } રૂપિયા પગાર ખરચ ખાતામાંથી અપાય છે.

## વિભાગ ૯ મો ભૂમિ ભાગ

ગામડાની સંખ્યા દામના હિસાબની જમાબંધીના આંકડા ફોજ દારીઓ તથા થાણદારીઓ સાથે અહમદાબાદ સુબાની સરકારો તથા પરગણાઓ.

જાણવું જોઇએ કે, ગુજરાતી સુલતાનોના વખતમાં ગુજરાતના સુબા તાબે પચીશ સરકારો હતી અને અકબર બાદશાહે ફતેહ કર્યા પછી સોળ સરકારો કરી દીધી, તે એની યોગ્ય જગા ઉપર વર્ણન કરવામાં આવ્યું છે. તેઓમાંથી છ સરકારો પેશકશીની અને દશ સરકારો ખંડણીત. હવે દીવાની બંદોબસ્ત પડી ભાગવાના લીધે અને મરેઠા સુબાઓના કબજાના લીધે પ્રગણાઓની વ્યવસ્થા દીવાની દફતરમાં નોંધાતી નથી. નવા વસેલા ગામો ઉજડ થઇ ગયા છે. જે દફતરમાં બાકી રહેલાં છે. સન ૧૦૬૧ ફસલી ૧૧૬૬ હીજરીના તખાફોઇ ફસલની ખરીફ સુધી કર્મ લેખ હોવાથી લખવામાં આવ્યું છે.

### અહમદાબાદ સરકાર.

એમાં ૩૩ મહાલો છે, બે મહાલો શહેર તાબે છે. શહેરની વ્યવસ્થા અને ટંકશાલ વિશે કહેવામાં આવ્યું છે. તે બે જતાં ૨૯ મહાલો રહે છે. તેના પરગણાઓ નીચે મુજબ છે.

**હવેલી—**૧૯૩ ગામ તેમાં શહેર ફરતા બાર ગામોનો એક

મહાલ. જાણવું જોઇએ કે, સુલતાન અહમદે અસાવલ ગામની પાડોશમાં મોટું શહેર અહમદાબાદ વસાવ્યું અને થોડીક હદ પાસેના ગામો અસ્ટોડીઆ, અસારવા, ખામંદરોલ અને રખીઆલની શહેરની હદમાં અને પુરાઓમાં સેળભેળ થઈ ગઇ, અને અસાવલ તથા મંઝોરી શહેરના પુરા થઇ પડયા, કેટલાક ગામો જેમકે ખામંદરોલ, અસારવા, આસપુર, સુરપુર, ચાંદલોડીઆ, ઘાંટલોડીઆ, અસાવલ તાબેના ગામો સુલતાનના હુકમથી ચારે ગમથી શહેરના દશ ગાઉ ફરતા દશકોઇ ઠરી. પૂર્વ ભીલ પરગણેથી. પશ્ચિમે વીરમગામથી. દક્ષિણે ધોળકેથી અને ઉત્તરે કડીથી. તેની ઉપર વધારી હવે પરગણું ઠરાવવામાં આવ્યું. પરગણું એટલે તે જગા કે જ્યાંથી જમીનનો માલ અથવા હાંસલ લેવાય.

બાર બાજુની સરહદના નામો—કસબા પાય નામ, રખીઆલ તરફ, રાજપુર તરફ, બાગે ફીરદોસ તરફ, ખામંદરોલ તરફ, નગીના તરપ, શેખપુર તરફ, નદી કુવા તરફ, નદી રેત તરફ, ઉસમાનપુર તરફ, દરીઆપુર તરપ, ગુંડાવ તરફ, અંગીઝપુર તરફ અને બાકીના એકસો એકાશી ગામો, ત્રણ કરોડ તેતાલીશ લાખ અડયાસી હજાર ત્રેપન દામની જમાબંદીના હતા. બાદશાહે હુજુરમાંથી રૂા. ૧) ના ૪૦) દામો ઠરાવ્યા છે. આ પરગણાની ફોજદારી તથા થાણદારી શહેર બહારના ફોજદારના તાબામાં છે.

**અરહર માતર**—અહમદાબાદથી બાર ગાઉ ઉપર દક્ષિણ પશ્ચિમ બાજુએ એક મહાલ વાળું છે, જુના વખતમાં અરહર માતરમાં વસ્તી હતી. પછી માતરમાં વસ્તી થઇ, તેથી અરહર માતર લોકો કહેવા લાગ્યા. એમાં ૬૯ ગામો છે અને જમાબંધી બે કરોડ બ્યાસી હજાર સાતસો અઠાણું દામોની છે. એમાં ફોજદાર રહે છે. અને તેના તાબામાં ત્યાંની ફોજદારી પેટે આઠ થાણા છે. ૧ લંબાઇ, ૨ માંકુવા, ૩ કોજમો દીજનો કિલ્લો. ૪ ધુમણ ૫ સીયોજ ૬ બોરીઆવી ૭ શમ્સપુર ૮ કોદાલી, તેનાતી સો સ્વારો ફોજદાર તાબે રહે છે.

અરહર માતરથી જુદા થાણદારો—નીચેના દશ થાણામાં હજુર મંજુરી આપી નીમે છે, સુબા અને દીવાનની ભલામણથી.

૧ ખેડા ૫૦ સ્વારો તેનાતી. ૨ વાવડી, ૧૦ સ્વારો. ૩ જીજકા, ૧૫ સ્વારો. ૪ પલાડા, ૧૦૦ જાતની નીમનોક અને ૧૦૦ સ્વારો. ૫ રતનપુર, ૫૦ જાતના, ૩૫ સ્વારો. ૬ છલ. ૭ સરદેજ ૮ લખોદરા. ૯ કરમાલા ૫૦ સ્વારો. ૧૦ હંગાનમ કારવા, ૫૦ સ્વારો. છલ, લખોદરા, તથા સરદેજમાં પચાસ જાતની નીમણુંક તથા સો સ્વારો.

**આજમાબાદ**—અહમદાબાદથી ચૌદ ગાઉ ઉપર પૂર્વ તરફ એક મહાલ છે. આજમખાં ઉદૈઇએ શાહજહાં બાદશાહનાં વખતમાં લુટારૂ કોળીઓના બંદોબસ્તના વાસ્તે વાત્રક નદી ઉપર એક કિલ્લો બાંધેલો અને ત્યાં થાણું મૂકેલું અને ભીલોના બાર ગામો ઘણા માથા ફરેલ કપડવંજ તથા ભીલના તેના તાબામાં મુકેલા, તેની હજુરમાં અરજ કરેથી મંજુરી આપવામાં આવી હતી. તે જુદું પરગણું થાણાંઓ તથા ફોજદારની શરતથી કાઢી આપવામાં આવ્યું. એમાં બાર ગામો પંદર લાખ ૬૧ હજાર દામોની જમા. બંદી, કિલ્લેદારી અને ફોજદારીની શરતના પાંચસો સ્વારો. ઇસલામાબાદ એટલે નડીઆદમાં ૨૦૦ સ્વારો, આતરસુંબાનું થાણું એના પેટામાં.

સુલતાન અહમદ ગુજરાતીના વખતમાં આતરસુંબા, માંડવા, હળદરવાસ, ઘોડાસર અને કેટલાક બીજા જમીનદારો આવીને પોતાના તાલુકાના બચાવના અર્થે મુસલમાન થયા. સુલતાને ઈસ્લામના કારણથી તેમના ગામો આખા તેમની પાસે રહેવા દીધા અને વરસો વરસ પેશકશીનો આંકડો ઠરાવ્યો. હમણાં તેમના વંશના લોકો મોલેસલામ કહેવાય છે. પરંતુ દીનથી અજાણ્યા છે.

**ઈડર**—અહમદાબાદથી ૪૫ ગાઉ ઉપર પૂર્વ તથા ઉત્તરની વચમાં એની સરહદ ઉદેપુર તાબાના જમીનદારોની તથા ડુંગરપુરની તથા દાંતાની સરહદોથી મળે છે. પર્વત ઉપર એનો જુનો કિલ્લો છે. આ કસબાની સીમમાં નહેરો તથા ઝરા વહે છે તેના તાબામાં એકજ મહાલ છે. એમાં ૭૬૮ ગામો છે. અને તે ગામોમાં જમીનદારોના તાલુકા છે. ગેર બંદોબસ્તના લીધે ગામડા ઘણાં ઉજડ છે. એક આંકડી તથા ઇનામી બસેં નેવુ ગામ છે. ગામના જમીનદારોની પાસેથી સુબો પેશકશી લે છે. બાકી ૪૦૦ સ્વારો અને ૭૦ ગામોની જમાબંધી ૧૨૦૦૦૦૦ ની થાય છે. ફોજદારી તથા કિલ્લેદારીમાં ૪૦૦ સ્વારો સરત વાળા, ૨૪૦૦૦૦ દામો થાણદારોને ઇનામમાં અપાય છે. ૧ ટાકદી, ૨ અડાલીમ ૩ સરોડી, ૪ રૂપાલ, ૫ વસઈ. ૬ મેઘા, ૭ ગલોડા, ૮ સહનાલી, ૯ અંકદહ ૧૦ ભીલવાડા એ પ્રમાણે થાણાઓ છે.

**અહમદનગર**—શહેર અહમદાબાદથી પાંત્રીશ ગાઉ ઉપર પૂર્વ તથા ઉત્તરની વચ્ચે છે, અહીં સુલતાન અહમદ ગુજરાતીનો તોફાનીઓને શિક્ષા આપવા અર્થે હાથમતી ઉપર બનાવેલો કિલ્લો છે, સુલતાન અહમદના રાજમાં એ હકીકત વર્ણન થઇ છે. એક મહાલ છે, ૪૭ ગામો, જમાબંધી ૨૫૫૦૨૦૦ દામોની છે. ફોજદારીના ૧૨૦ સ્વારો શરતવાળા, અને પત્થરનો બાંધેલો દાકહનો કિલ્લો એના તાબે છે. મીરનું થાણું તથા ફોજદારી તાબેના બે થાણા સીરસાના છે.

**ભીલ**—અહમદાબાદથી બાર ગાઉ ઉપર છે, એમાં એક મહાલ છે અને એક કોટ છે. તેમાં ફોજદાર રહેતો હતો પણ હાલમાં એ કોટ માડી હાલતમાં છે અસલથી એના તાબે ૮૪ ગામો હતા. તેમાંથી આઠ ગામો આજમાબાદમાં દાખલ થયા. અને બાકીના ૭૬ ગામોની જમાબંધી ૧૮૦૭૬૮૯ દામોની હતી. અહીંની ફોજદારી આજમાબાદની ફોજદારીના પેટામાં છે. અને સાતસો સ્વારો શરતવાળા રહે છે. અને બાર થાણા શરતવાળા છે.

૧ કમીદગામ. જાતના બસો સ્વારો તથા પચાસ સ્વારો.

૨ કબુલચ થાણું. યામીલ તાબેના ૧૦૦ સ્વારો.

૩ અમલીઆરા થાણું. અહીં કોટ છે ૫૦૦ સ્વારો.

૪ સાંપા થાણું, પચાસ સ્વારો.

૫–૬ નભોઈ તથા ભાવડા. એ બે થાણામાં ૮૦ સ્વારો.

૭ સેરથાનું થાણું. (કથ્રોલ પાસે) સો સ્વારો.

૮. અંતોલી થાણું. ૫૦ જાતના અને ૧૦૦ સ્વારો.

૯ બાદલેજ થાણું. ૪૦ સ્વારો.

૧૦ લુહાર થાણામાં ૫૦ સ્વારો.

**વાડાસીનોર**—અહમદાબાદથી પૂર્વ તરફ ત્રીશ ગાઉ ઉપર છે. એમાં એકજ મહાલ છે. જુના વખતમાં એને કોટ નહોતો. ઔરંગજેબના વખતમાં મુહમદ સલાબતખાનને વતનદારીમાં આપવામાં આવ્યું તેથી તેણે વસ્તી કરતો ઇંટ ચુનાનો કોટ નાખ્યો અને ફોજદારના રહેવાનો નાનો કિલ્લો મજબુત કર્યો અને બીજો નાનો કિલ્લો લુટારાઓની જગ્યામાં બાંધ્યો. તે હમણાં સલાબતનગરના નામથી પ્રખ્યાત છે. ૪૯ ગામો કસબા સહિત ૩૩૭૮૬૫૯ દામોની જમાબંધી ત્યાંની ફોજદારી શરતવાળા સો સ્વારો રહે છે.

**પાનેજ**—પૂર્વ ઉત્તર વચ્ચે અહમદાબાદથી વીશ ગાઉ ઉપર છે. એમાં એક મહાલ છે. ફોજદારની ગદી હતી તે ખરાબ થઇ ગઇ છે. ૮૪ ગામો અને જમાબંધી ની છે. ૩૭૮૧૫૦૦ દામોની છે. અહીંના ફોજદાર શરતવાળા બસેં સ્વારો એના તાબે દોલતાબાદનો કિલ્લો છે અને થાણા છે.

**બીરપુર**—અહમદાબાદથી પૂર્વ તરફ ચાળીશ ગાઉ ઉપર છે. એમાં એક મહાલ છે, બાવલી (બાલમ) નદી ઉપર છે, જુના વખતમાં વીરા નામના કોળીએ પોતાના નામથી વસાવેલું. એમાં ૧૪૫ ગામો અને ૩૦૬૮૬૯ દામોની જમાબંદી છે. અહીંની ફોજદારી તાબે. ૧ કારીઠાનો કિલ્લો, ૨ ધામોદરાનો કિલ્લો અને ૩ પાનુદરાના કિલ્લાના થાણા છે અને અહીં શરતવાળા ૧૦૦ સ્વારો રહે છે સાત ગામો અહીં ગેરઅમલી છે. અને જમીનદારો તાબે છે,

બાકીના ૧૩૮ ગામોની ઉપર લખેલી જમાબંદી છે.

**પીપલોદ**—પૂર્વ તરફ અહમદાબાદથી પંદર ગાઉ ઉપર છે, એમાં એક મહાલ છે, ફોજદારના રહેવાનો એક નાનો કિલ્લો છે. ૧૧ ગામો અને જમાબંદી ૧૪ ૯૭ ૭૫૦ દામોની છે. અહીંની ફોજદારી ધારીસાયુની થાણદારી તાબે છે. સરતવાળા પંદર સ્વારો અહીં રહે છે.

**વીરમગામ ઉર્ફે ઝાલાવાડ**—પશ્ચિમ દિશાએ અહમદાબાદથી વીશ ગાઉ ઉપર એમાં એક મહાલ છે, જુના વખતમાં આબાદ કસબો માંડલ હતો તે પછી વીરમગામ કસબો ઠર્યો. આ પરગણાનું નામ ઝાલાવાડ પડવાનું એવું કારણ બતાવે છે કે, એમાં ઝાલા રજપુતો રહે છે. તે વિશે નવાઇ જેવી અને અચંબીત વાર્તાઓ ચાલે છે પહેલા વીરમગામને ફરતો કોટ નહોતો જનતવાસી શાહજહાં બાદશાહના વખતમાં બગી હામીદખાનની હકુમતની વખતે ઉર્દે કૃષ્ણ દેશાઇએ એનો પાયો નાખ્યો અને પૂરો કર્યો. એ વિશે એની યોગ્ય જગાએ વર્ણન કરવામાં આવ્યું છે. હવે વીરમગામ પરગણામાં ઘણા ખરા રજપુત જમીનદારો છે અને તેની સરહદ કાઠી લુટારાઓની સરહદથી મળેલી છે. આ જગ્યામાં જોર રાખવાની જરૂર છે, કેમકે લસ્કર રાખ્યા સિવાય બંદોબસ્ત રહી શકતો નથી. તે ઘણી ખરી જાગીર સુબાના પગારપેટામાં કાપવામાં આવતી હતી.

આસેફજાહની સુબાગીરી અને શાહજહાંની બાદશાહતના વખતે ધોળકા પરગણાના બદલામાં ખાલસાનો ઠરાવ હતો. તે ખાલસા થયું. એમાં ફોજદાર રહે છે. એમાં ૬૨૮ ગામો છે. તેમાંથી ૧૦૫ ગામો જમીનદારોના છે અને બાકીના ૫૨૩ ગામો છે. નિમકસાર ( મીઠાના અગર ) નું મહેસુલ અને મંડાઇનું અને કસબા સાયર કોઠાનું સેંકડે પાંચ ટકા પ્રમાણે મહેસુલ અને તાંબાનું હાંસલ મળી જમાબંદી ૨૩૮૬૧૧૭૧ દામ ફોજદારી ચુંવાલના ત્રણ થાણાની કડી તાબે છે અને શાહપુર ઉર્ફે ચુડા રાણપુરની હતી. આ પરગણાનો ઘણો ખરો ભાગ સુબાની જાગીરમાં કપાએલો હતો. તેથી એની બીજી શરતો નથી.

**થામણા**—અહમદાબાદની પૂર્વ તથા દક્ષિણે અઠાવીશ ગાઉ ઉપર આ પરગણું છે, એમાં એક મહાલ છે તેમાં ફોજદાર રહે છે. લાંબા વખતથી આ પરગણાની અમલદારીની જગ્યા અલીણા કસબો છે. એમાં ૩૯ ગામો છે અને જમાબંદી ૧૧૪૫૦૩૯૦ દામોની છે. થાણાઓ નીચે મુજબ છે.

૧ અલીઆ થાણું, અને ૨ તુરપા, ફોજદારીની શરતના થાણા છે, અને આજમઆબાદ તાબે પુનાદરાનું થાણું એનું નામ ઇસ્લામઆબાદ છે.

૩ સરસીમાની થાણાની બસો સ્વારોની જગ્યા લાંબી મુદતથી ખાલી પડેલી છે. ૪ સોમનાથમાં બસો સ્વારો ૫ સાંતદા થાણામાં એંસી સ્વારો સરતવાળા છે.

**ખંભાત બંદરની ચોરાશી**—આ પરગણું અહમદાબાદથી બત્રીશ ગાઉ દક્ષિણ દિશાએ છે અને તેની અંદર ખંભાતબંદર તથા ઘોઘાબંદર છે. એમાં ત્રણ મહાલો છે, ખંભાતબંદરમાં જુની વસ્તી છે. એને મજબુત કોટ છે. અહીંની ફોજદારી તથા મુત્સદીગીરી હુજુર બાદશાહી સણંદથી અને સુબાના દીવાનની પસંદગીથી થાય છે. એમાં ૮૮ ગામો ૩૪૫૯૬૨૭૨ દામોની જમાબંદી છે. મુત્સદીગીરીની પેટા શરતે અહીંની ફોજદારી છે.

કાજના કિલ્લામાં થાણદારીના સો સ્વારો; દેવાણ થાણામાં દોઢસો સ્વારો ફોજદારી પેટાના થાણા શરતવાળામાં દેવાણ થાણામાં એકસો સીતેર સ્વારો. નાપાડ થાણું મુહમદ અશરફ ઘોરીએ અહીં કોટ બનાવેલો; માહુન; વહી; બામન થાણાના પેટામાં દોઢસો સ્વારો; બડસરાના થાણામાં સો રૂપિયા જાતના તથા પચાસ સ્વારો; મતીલ થાણામાં પચાસ રૂપિયા જાતી નીમણુંક તથા એક સો સ્વારો; ગઢા પચાસ સ્વારો; બસ્તાના પચાસ સ્વારો.

બંદરના હોદ્દા—બાદશાહી સણંદોથી આપવામાં આવે છે.

ફોજદારી તાબાની મુત્સદીગીરી—અહીંની મુત્સદીગીરી ફોજદારીના તાબામાં છે અને થાણાઓ અને સોદાગરોને માલ પહોંચાડવાનું કામ અને ઘોઘા તથા કંધારની બંદરદારી એકજ માણસને અપાય છે.

જુદા હોદાઓ—કાજી, ધર્માધિકારી મોહતસિબ, ટંકશાળનો દરોગો અને લખનારાઓમાં મુશરફ, તેવીલદાર, મુકીમ ( સ્થાનિક અધિકારી ) ખજાનાના દરોગાની જગ્યા, ત્યાંની મુત્સદીની સાથેજ છે અને અહીંની સદારત સદર સુબાના તાબામાં છે.

મુત્સદી તાબાના મહાલો—સમુદ્ર માર્ગે આવક અથવા નિકાસ થવાનો વહેપારીનો જે માલ હોય તેનું હાંસલ ત્યાં લેવાય છે, એને ફુરજો કહે છે. અને તેના તાબામાં ભોંય માર્ગની મંડઈ છે. તેને રસી મંડઈ પણ કહે છે તેમાં જમીન માર્ગથી જણસો લઇ અવાય છે તથા લઇ જવાય છે અને તેનું હાંસલ ત્યાં લેવાય છે. તેમાં કપાસમંડી, ઘીમંડી, લાકડા મંડી અને મીઠામંડી પણ છે. મહેસુલ આપવાનો દાખલો મુત્શદી મુશરફ તથા તેવીલદારની મહોરવાળી અને મુકીમ ( કારકુન ) ના દસ્કતની રસીદ અપાય છે અને તે આખા સરકારી રાજ્યમાં કબુલ કરાય છે.

ઘોઘાબંદર—ખારા સમુદ્રનું આ બંદર છે. મોટા બારકસો ખંભા-

સના નાના બંદરમાં આવી શકતા નથી તે ઘોઘા આગળ લંગર કરે છે. અને માલને હોડીઓમાં લાધી ખંભાતમાં લાવે છે. ઘોઘામાં ખંભાતનો નાયબ હોય છે અને જે કંઇ વહાણોની નિકાસ તથા આવક ત્યાંથી દેશાવરે થઇ હોય તેનું મહેસુલ લે છે.

**પેટલાદ**—અહમદાબાદથી દક્ષિણ તરફ ત્રીશ ગાઉ ઉપર છે, એમાં એક મહાલ છે. ત્યાં ફોજદારીનો નાનો કોટ હતો. નજમુદૌલાના રાજમાં આ જગ્યા મરેઠાઓના કબજામાં આવી અને કોટને પાડી નાખ્યો. એનું વર્ણન એની જગાએ કરવામાં આવ્યું છે.

આ સુબા તાબેના પરગણામાં પેટલાદ પરગણું ઉત્તમ જણાય છે. ઔરંગજેબના વખતમાં એનો મોટો ભાગ ખાલસામાં હતો અને મુઅઝમશાહની બાદશાહતમાં તોપખાનાના પગારમાં એની ઉપજ અપાતી હતી. અહીં ફોજદાર રહે છે, એમાં ૨૪૮ ગામો છે, તેની ૪૬૨૩૧૩૬૦ દામોની જમાબંદી છે. કસ્બા તથા સોજીત્રાના સાયરનું મહેસુલ પ્રગણા તાબામાં છે. અહીંની ફોજદારી તાબે ૧૨ થાણા છે.

૧ ખાડ થાણું, ૨ દરૂણ થાણું, ૩ બોરસદ થાણું, ૪ મદનપુર થાણું ૭૦૦ સ્વારશરતે. ૫ સલેલીજ થાણું, ૬ નારથા થાણું, ૭ સરનાજ થાણું ૮ સોજીત્રા થાણું, ૯ કાવા થાણું, ૧૦ મકરર થાણું, ૧૧ વાસદ થાણું, ૧૨ અડાસ થાણું, ૧૩ ઉકલાવ થાણું અને ત્રણ બીજા હજુરી થાણા છે. જાલીઆ થાણું અને વાસદ થાણામાં પાંચસો સ્વારો અને પેદલો એ જગાએ તથા દોઢસો સ્વારો શરતે રાખેલા.

**ઝાલાવાડ**—અહમદાબાદથી બાર ગાઉ ઉપર પૂર્વ તથા ઉત્તર દિશાએ. એમાં એક મહાલ છે. અને ૧૭ ગામો ૩૮૩૫૦૦૦ દામોની જમાબંદીના છે અહી ફોજદાર રહે છે. અને નાનો કિલ્લો ઇસ્લામઆબાદ ઉર્ફે શાહદરેનો છે. એકસો સીતેર સ્વારો શરતે જનોરવાસણુના શરતવાળા સો સ્વારો રહે છે.

**હેદરાબાદ**—અહમદાબાદથી સોળ ગાઉ દક્ષિણ દિશાએ છે. તેમાં તે કસ્બો એકલો એક મહાલ ગણાય છે અને જમાબંદી ૩૪૦૪૮૯ દામોની છે.

**ધોળકા**—અહમદાબાદથી બાર ગાઉ ઉપર પશ્ચિમ તથા દક્ષિણ દિશાની વચમાં છે, એમાં એક મહાલ છે તે અસલથી ખાલસામાં છે. શીરદાસ આરામગાહ બાદશાહના વખતમાં આસેફજાહે વગર સરતે જાગીરમાં લીધેલું અને વીરમગામના બદલામાં ખાલસામાં એનો ઠરાવ થયો હતો. અહીંનો અમીન તથા ફોજદાર ઘણું કરી હજુરથી દરબારની સણંદની રૂએ દીવાનીના પેટામાં

સુબા દીવાનની ગોઠવણથી નીમાય છે. એમાં ૨૩૫ ગામો છે અને ૨૧૮૯૯૦૯૭ દામોની જમાબંધી થાય છે. અમીનના નોકરી પેટામાં એંશી સ્વારો ફોજદારને શીસ્બંદીમાંથી અપાય છે.

૧ કોદા થાણું. ૨ ગુંદી થાણું. ૩ સાણંદ થાણું, ૪ તાંદુદરા થાણું. ૫ રતનપુર ઉર્ફે સલોડા થાણું ૬ ભાટ થાણું. ૭ તરાજ થાણું ૮ હરયાલા થાણું. ૯ આસર થાણું, ૧૦ ચરારા થાણું. ફોજદારી તાબે શરતનું કંઇ નથી. સેંકડે પાંચ ટકાનું હાંસલ પરગણામાં સામેલ છે.

**ધંધુકા**—અહમદાબાદથી બત્રીશ ગાઉ ઢાદર નદી ઉપર પશ્ચિમ દક્ષિણની વચ્ચે છે, એમાં એક મહાલ છે. નોકરી પેટાની સુબાની જાગીરમાં ઘણી વખતે કપાય છે. એમાં ૧૨૮ ગામો અને જમાબંધીના ૮૬૨૮૬૫૦ દામો છે. સુબાની જાગીરની શરતમાં જુદી બીજી નોંધ થતી નથી.

**સરમાલ ઉર્ફે ઠાસરા**—અહમદાબાદથી ત્રીશ ગાઉ ઉપર મહીનદી ઉપર પુર્વ દક્ષિણ દિશામાં છે એમાં એક મહાલ છે, એમાં ૩૮ ગામો છે અને જમાબંધી આંકડો ૫૧૩૧૭૬૦ દામોનો છે. ફોજદાર રહે છે. અહીંની ફોજદારી તાબે થાણા કોતરો તથા મહીના ઘાટ ઉપર છે. ત્યાં વીશ સ્વારો રહે છે જોકાબ થાણામાં શરત વાળા ૨૫૦ સ્વારો તેનાતી છે.

**શાહજહાંપુર ઉર્ફે કનીરા**—અહમદાબાદથી અઢાર ગાઉ ઉપર છે, એમાં એક મહાલ છે અને તેજ કસબો મહાલ ગણાય છે. એની જમાંબંદી આંકડો ૬૩૫૪૨૩ દામોનો છે. અને પચીશ સ્વારો તેનાતી શરતોની સાથેની અહીંની ફોજદારી છે.

**કપડવણંજ**—પૂર્વ તરફ અહમદાબાદથી ઓગણીશ ગાઉ ઉપર છે. એમાં એક મહાલ છે. મહુર નદી ઉપર કસબાને ફરતો કોટ છે એમાં ૩૬ ગામો છે, એમાંથી બે ગામો ઉજડ છે, તે એક આંકડી છે, બાકીના ચોત્રીશ ગામોની જમાબંધી ૪૮૫૧૦૨૭ દામોની છે, એમાં ફોજદાર રહે છે. ઘણું કરી અહીંની ફોજદારી આજમાબાદની ફોજદારીના પેટામાં હોય છે. તેનાત જાપતાના સાતસો સ્વારો રહે છે. એમાં થાણાં આ પ્રમાણે છે.

૧ કઠલાલ, ૨ ભાનેરા, ૩ આણીઆ, છે અને જેપાલ થાણાનો પામોલાના પેટામાં ઠરાવ ઘણી વખતે થાય છે, અને બીજી શરતનું કંઇ લશ્કર નથી.

**કડી**—અહમદાબાદથી ઉતર દિશાએ ૧૭ ગાઉ ઉપર છે. એમાં એક મહાલ છે. જુના વખતનો એક કોટ છે તે પાકી બાંધણીનો છે. અહીંઆ એક ફોજદાર રહેતો હતો. પણ સંસારી હેરફેરના લીધે એ માઠી દશામાં

આવી ગએલો. અને ૧૦૧૮ માં જહાંગીર બાદશાહની બાદશાહતના વખતે અને મુરતઝાખાન બુખારીની અમલદારીમાં એ કોટની એણે સારી મરામત કરી હતી અને ખરૂં કહોતો નવેસરથી જાણે બાંધ્યો હોય એવું કરી નાખેલું. એના દ્વાર ઉપર લેખ છે તે ઉપરથી એ કિલ્લા વિશે જાહેર થાય છે.

કવિતસાર—દેશની શોભા મુરતઝાખાન બાદશાહના ઠાકનું ભૂષણ સુભાગે એના હાથમાંથી તલવાર ઝાલી છે, અને એ સુભાગ્ય સંગ્રામ માં મજબુતીથી ઝુઝે છે. તેણે દેશ અને ધર્મને આબાદ કર્યાં. તેની તલવાર અને લેખણે ઘણીજ દ્રઢતાથી જે જે ઠેકાણે કાળે ભંગ નાખ્યો તે તે ઠેકાણાને એણે હુશીઆરીથી મરામત કરી. તેના ધર્મ ધામ ઉપર આ લેખ મારેલો છે. 'કિલ્લે બુખારી' ૧૦૧૮ સાલ કહી આપે છે.

આ કસ્બાને ફરતો કોટ નહોતો, જવાંમર્દખાનની અમલદારી વખતે સફદરખાન બાબીએ ઇંટનો કોટ કર્યો. એમાં ૨૮૨ ગામો છે અને જમાબંદી ૫૬૯૦૦૭૭૨ દામોની છે. અહીં ફોજદાર રહે છે, કેમકે ચુંવાલ ટપો વીરમગામ પરગણા તાબાનો અહીંથી પાસે છે. અહીંના કોળીઓના બંદોબસ્તના વાસ્તે કડીની ફોજદારીની શરતના બસો સ્વારો અને ચુંવાલના બંદોબસ્તના બસો સ્વારો રહેવાનો ઠરાવ છે. હજુર મંજુરીની શરતના થાણદારો થાણામાં રહે છે. અલવા, સાદરા, કોટ છે. અને ત્યાં થાણું છે ત્યાંના થાણદારને સો રૂપિયા જતની નીમણુંકના અને દોઢસો સ્વારો આપેલા છે. પેથાપુર અને પીપલપુરમાં એકસો તેત્રીશ સ્વારો છે. અને ઈંટ માટીનો કોટ છે. અહીં થાણદાર રહે છે. ત્યાંની જમીન બગાડી નાખી છે અને દુકાનો બનાવી છે. કલોલના થાણામાં સો સ્વારો રહે છે. ચોરંગના થાણામાં સો સ્વારો, સોનસરના થાણામાં સાઠ સ્વારો, બાલવામાં તેનાતી નથી. ખોરજના થાણામાં સો સ્વારો, ગોજારીઆના થાણામાં સો સ્વારો, હારદીના થાણામાં તેનાતી નથી, મહેસાણામાં બસો સ્વારો તથા બસો રૂપિયા જાતની નીમનોક, પાનસરના થાણામાં પચાસ સ્વારો, વસઇ, ડાગલાના થાણામાં સો રૂપિયા જાતની નીમનોક અને અને વીશ સ્વારો.

કડી પરગણાના ઘણાં ગામોમાં કોળી લોકોની વસ્તી છે તેથી જોઇતા લશ્કરની સાથે થાણા મુકવામાં આવ્યા છે.

**મોડાસા તથા મેધરેજ**—અહમદાબાદથી પીસ્તાલીશ ગાઉ ઉપર ઉત્તર પૂર્વ તરફ માઝમવાત્રક નદીઓની વચ્ચે છે એમાં બે મહાલો છે. બેઉ મહાલોમાં મળી ૨૦૮ ગામો, તેમાં મોડાસામાં ૧૬૦ ગામો અને મેધરેજમાં ૪૫ ગામો, બેઉ મહાલોની જમાબંદી ૮૧૩૫૦૪૫ દામોની છે. ત્યાંની ફોજદારી

તાબે આ થાણા છે. ૧ બાબર જેયલા, ૨ કુંલવાડા, ૩ મેઘરેજ, ૪ સુરી, અને શરતે સ્થાપેલી થાણદારી બીલ પરગણા તાબેનું આમલીઆરાનું થાણું અહીંની ઉપજ પગારમાં અપાય છે. તેથી બીજી શરતે નોકરો રાખવાનો કરાર નથી.

**મેહેમુદાબાદ**—અહમદાબાદથી બાર ગાઉ ઉપર દક્ષિણમાં વાત્રક નદીના કિનારા ઉપર છે. સુલતાન મેહમુદ બેગડે તે જગ્યાને પોતાના નામથી વસાવેલી, અને મનહરણ ઇમારતો બાંધેલી અને બીજા સુલતાન મેહમુદે આ શહેરને પોતાની રાજધાની બનાવેલું અને ત્યાં આગળ એક ઇમારત આહુખાના મૃગગ્રહ નામની કરેલી હતી. ગુજરાતી સુલતાનોના વર્ણનમાં એ વાત લખાએલી છે. એમાં એક મહાલ છે. અને ૧૨ ગામો છે. અને જમાબંદી ૩૨-૪૫૭૦૦ દામોની છે. અહીંના ફોજદાર તાબે નેનપુરનું થાણું અને કાજનીનું થાણું છે અને તે જાગીરદારી પેટામાં છે. તેથી શરતનું લશ્કર નથી.

**મામુરાબાદ**—પૂર્વ તરફ અહમદાબાદથી વીસ ગાઉ ઉપર માઝમ તથા વાત્રક નદિઓ જ્યાં ભેગી થઇ સંગમ બનાવે છે ત્યાં વચ્ચો વચ મજબુત કિલ્લો છે એમાં એક મહાલ છે. ફોજદાર કચેરી અહીં છે. એમાં ૪૩ ગામો છે. તેનો જમાબંદી આંકડો ૨૮૩૩૩૦૦ દામોનો છે. અહીંની ફોજદારી તાબે આ પ્રમાણે થાણા છે ૧ અંત્રાલીનું થાણું ૨ ઝરીનું થાણું. એ બેઉમાં આજમાબાદ તાબાના તેનાતી શરતના સાતસો સ્વારો રહે છે અને જુદા બસો સ્વારો ભોંચાલ થાણામાં રહે છે. અને તે બામોલ તાબાના છે અને તેનાતી ત્રણસો સ્વારો તેમાંથી છે. કડલાલ તથા પંજાલ થાણામાં બસો બસો સ્વારો તેનાતી છે.

**મહુધા**—અહમદાબાદથી ઓગણીશ ગાઉ ઉપર પૂર્વ દક્ષિણ દિશાએ છે, એમાં એક મહાલ છે અને ૮૦ ગામડા છે અને જમાબંદી ૧૬૦૧૧૬-૧૬ દામોની છે. એક કોટ છે. અને ત્યાં આગળ ફોજદાર રહે છે. ત્યાંની ફોજદારી તાબે નીચે પ્રમાણે થાણા છે.

૧ કઠોલી, ૨ કસ્બે ઉમરેઠ, ૩ બરસોલા, ૪ નરસંડા ૫ બીઅલાણા, ૬ મંગોલી, ૭ રંઝોલી, ત્રણસો સ્વારો તેનાતી છે. અને હજુરી થાણા ૧ અરજુનપુર ૨ કઠલાલી આ બે થાણા છે. જેમાં પાંચ સ્વારો રહે છે ૧ સીહોર કિલ્લાનું થાણું. જેમાં પચાસ સ્વારો રહે છે, અને ૨ બામોલનું થાણું જેમાં ઓલીજના તેનાતી સ્વારો છે. અને કોકલેજના થાણામાં બસો પંચોતેર તેનાતી સ્વારો રહે છે.

નડીઆદ—અહમદાબાદથી વીશ ગાઉ ઉપર દક્ષિણમાં છે. એમાં એક મહાલ છે, અને અહીં એક ફોજદાર રહે છે. એમાં ૩૬ ગામો છે. અને ૧૯૬૭૮૧૫૫ દામોની જમાબંદી છે. અહીંની ફોજદારી સારસા ગામની ફોજદારીના પેટામાં છે. અને નદીનું થાણું અને હજુરી થાણામાં સો સ્વારો રહે છે. આ પ્રમાણે એ પરગણાના થાણા છે. ૧ સંદલપુર, ૨ ખાનપુર, આ બે જગ્યાએ એકસો પંદર સ્વાર રહે છે, ૩ ચકલાસી થાણામાં સો રૂપિયાની જાતી નીમણુંક અને સો સ્વારો, ૪ સેલી, અને ૫ ગોલવાડમાં નાના કોટ છે. અને આ બે જગામાં દોઢસો સ્વારો રહે છે. ૬ માંડણ, અને ૭ લીનોદરા આ બે ઠેકાણે દોઢસો સ્વારો નીમેલા છે. ૮ ભાલેજના થાણામાં તેનાતી સો સ્વારો રહે છે.

હરસોલ—પૂર્વ ઉત્તરની વચમાં અહમદાબાદથી વીશ ગાઉ ઉપર છે, એમાં પાકી ગઢી હતી અને તે ગુજરાતી સુલતાનોના વખતની હતી. તે મેશ્વાનદીના કાંઠા ઉપર હતી. હમણાં તે પડી ભાંગી છે. અને તેના ખંડેર વેળાએ આપણા જોવામાં આવે છે. એમાં એક મહાલ છે અને ૩૩ ગામો છે. ૧૩૭૧૬૧૯ દામોની જમાબંદી છે, ત્યાંની ફોજદારી થાણા તાબે છે, અહીં પચાસ સ્વારો રહે છે.

## પાટણ સરકાર.

એનાં સત્તર પરગણાઓ નીચે મુજબ છે.

પાટણ શહેર—અહમદાબાદ સુબા તાબામાં જુનું શહેર છે અને અહમદાબાદનું મોટું શહેર વસ્તા પહેલાં રાજાઓ તથા ગુજરાતી સુલતાનોની રાજધાનીનું એજ શહેર હતું. રાજાઓ તથા સુલતાનોના વર્ણનમાં આ વીશે લખાઈ ગયું છે. રાજાઓએ વસાવેલા જુના શહેરમાં પહેલાના વખતમાં વસ્તી હતી. તે હમણાં ભદ્રના કિલાના દરવાજા તથા ઉંચા બુરજાથી જણાય છે અને કાળ વિત્યે સ્થળની બદલી થઇ ગઇ છે.

હાલની વસ્તી પશ્ચિમ ઉત્તર દિશાએ અહમદાબાદથી ૪૫ ગાઉ ઉપર છે. અહીં કાજી, મોહતસિબ અને કલમના નોકરો દરબારની સાખું દેથી ઠરાવવામાં આવે છે અને મહેસુલ સેંકડે પાંચ ટકા લેવાય છે પાટણ પરગણું ઘણું કરી સુબાના પગારમાં જાગીર દાખલ અપાય છે અને મહેસુલ લેવાનો દાખલો અહમદાબાદથી જુદો ફોજદારની મહોરથી જો રવાના કરવો હોય તો સુબા દીવાન આગળ તે દાખલાને રજુ કરીને તેની ઉપર મહોર લે છે કે, બીજે ઠેકાણે તે કબુલ મંજુર રખાય છે. કસબો તથા સાયર

મળીને બે મહાલો ગણાય છે. અને તેની આવદાની ૨૫૦૫૦૦૦. દામોની છે. અને એક મહાલમાં ૪૬૧ ગામો છે અને તેની જમાબંદી ૩૬૪૬૯૧૨૦ દામોની છે.

**પાટણ હવેલી**—અહીંની ફોજદારી ભેગી નીચેની થાણદારીઓ છે.

૧ સિદ્ધપુર, ૨ ઉંઝા, ૩ ઉનાવા, ૪ ભાંડુ, ૫ ઉભરા, ૬ બાલીસાણા ૭ સંડેર, ૮ સંખારી, ૯ વસઇ ૧૦ કરાંવી, ૧૧ મણોદ ૧૨ વીસલપુર, ૧૩ ગાંભુ ૧૪ શંકરપુર ૧૫ મતવાબર ૧૬ ચાંદસમા, ૧૭ રૂપપુર, ૧૮ ફેદગર, ૧૯ ભાંડની ૨૦ હારેજ ૨૧ અઘાર, ૨૨ કંબોઇ ૨૩ આંધરા, ૨૪ સમુ ૨૫ કાંકરેજ, ૨૬ કોસા, ૨૭ મેસર, ૨૮ મેસાણા, ૨૯ માતર, ૩૦ સોંક ૩૧ બાલમ, ૩૨ કંબોઇ સોલંકી, ૩૩ ધીણોજ.

એ થાણાઓમાં સાતસો પચાસ સ્વારો તેનાત જાપતાના; એકવીશ લાખ દામો ઇનામનો ઠરાવ હતો. અને હજુરી થાણાઓનો દરબારથી ઠરાવ થતો. ૩૪ વડાલી થાણામાં બસો સ્વારો રહેતા. ૩૫ કાકોસીમાં સો રૂપિયા જાતિ પગારની નીમણુંકવાળા તથા સો સ્વારો તાબામાં. ૩૬ વાસમામાં પચાસ સ્વારો. ૩૭ દેલવાડામાં પચાસ રૂપિયા જાતની નીમણુંકના અને વીશ સ્વારો નોકરી શરતે તેનાતીના રહેતા.

**વડનગર**—જુની વસ્તી છે. કહે છે કે, ગત કાળમાં મોટું શહેર હતું. એમાં ત્રણસો મંદિરો અને દરેક મંદિર હેઠળ એક તળાવ હતું. અહીંના ઘણાખરા તળાવો પત્થરથી બાંધેલ છે. કેટલાક હમણાં સુધી છે. અને વખત વિત્યાથી તેમાં ફેરફાર થઇ ગયો છે. હમણાં તેને પાકો મજબુત કોટ છે. આ શહેર અહમદાબાદથી ત્રીશ ગાઉ ઉપર પૂર્વ ઉત્તર દિશાની અંદર આ-વેલ છે. અહીંના રહેવાશીઓ મોટા ભાગે વડનગરા બ્રાહ્મણો છે તે ધનાઢ્ય લોકો છે, તે ગુજરાતના સુબા અને બીજે ઠેકાણે લેણદેણના ઘણા ખાતા રાખતા. અહીંના લોકોમાં કહેવત છે કે, ગુજરાતની બે સોનેરી પાંખો છે. ૧ ઉમરેઠ કસ્બો, ૨ વડનગર કસ્બો, આ બે મુકામે પૈસાવાળા બ્રાહ્મણો રહે છે. હમણાં પાંખો ભાંગી જવાથી તે પાંખો વિનાના પક્ષીઓ થઇ ગયા છે. વડનગર ઉપર જે આફત આવી હતી તે મુબારીઝુલમુલ્કની હકુમત વખતે વર્ણન કરવામાં આવ્યું છે. વડનગર એકજ મહાલ છે અને તેમાં ૧૩ ગામો છે અને જમાબંદી આંકડો દામો ૫૯૬૪૦૫૬ નો છે. અહીંની ફોજદારી તાબે તેનાતી શરતના બસે સ્વારો રહે છે. અહીં ફોજ-દારની કચેરી છે.

**વીજાપુર**—પૂર્વ ઉત્તરની વચ્ચે અહમદાબાદથી ત્રીશ કોશ ઉપર છે.

એમાં એક મહાલ છે અને એમાં ૧૦૨ ગામો ઔરંગઝેબ બાદશાહના વખતમાં બાદશાહના હુકમથી રસુલનગર ઉર્ફે વીસલનગર પરગણામાં દશ ગામો નાખેલા બાકી હતા. અને બીજા ગામોની જમાબંદી આંકડો ૧૦૦૭૬૫૬૫ દામોનો છે. અહીં ફોજદારની કચેરી છે. અહીંની ફોજદારી તાબે હેઠળ લખેલા થાણા છે. ૧ લાડોલ, ૨ સુંધરા, ૩ કદહ, ૪ ખેરાલ, ૫ મુદરા, આ થાણામાં બસોને પચાસ સ્વારો નોકરી શસ્તના હતા હજુરી થાણા દુરબારની સણંદથી મુકાય છે. પેથાપુર તાબાનું થાણું. ૧ માસી-આ, અહીં ૬૭ સ્વારો રહે છે. ૨ કુંડાસણનું થાણું, પચાસ રૂપિયા જાતી નીમણુંક તથા પચાસ સ્વારો. ૩ પંદારદા થાણું. એમાં પચાસ રૂપિયા જાતના તથા સો સ્વારો, ૪ જાકોદરામાં દશ સ્વારો, ૫ બીજાદરા થાણામાં પચાસ રૂપિયા જાતના તથા એક સ્વાર, ૬ ગુંજાનું થાણું સો રૂપિયા જાતિ નીમણુંક તથા સો સ્વારો, ૭ અલેરીઆમાં સો સ્વારો નોકરી શરતના છે.

પાલણપુર—ઉત્તર તરફ અહમદાબાદથી સીતેર ગાઉ ઉપર છે, આ ઘણો ફળદ્રુપ અને આનંદદાયક દેશ છે, એમાં એક મહાલ તથા ૧૭૯ ગામો છે. જમીનદારોના કબજા ભોગવટામાં ૨૯ ગામો છે, બાકીના ૧૫૦ ગામોની જમાબંદી ૩૮૦૬૪૩૯ દામોની છે; અહીં એક ફોજદાર રહે છે.

અહીંની ફોજદારી ઔરંગઝેબના વખતથી અજીજખાન જાલોરીના કુટુંબમાં રહેલી અને ફર્રુખશીઅર બાદશાહના વખતમાં બદલી કરવામાં આવી હતી. અહીંનો ફોજદાર રહીમખાન થઇને આવ્યો. દાદાના ખીતાબે માન પામેલા અજીજખાનની સાથે લડાઇ થઇ અને તેમાં રહીમખાન ફાવ્યો નહિ. અજીજખાન એટલે ફીરોજખાન જાલોરીએ ભેટ તથા પેશકશી દરબાર હજુર મોકલાવી અને બહાલીનો હુકમ તેને મળ્યો હતો.

કરીમદાદખાન તેના પુત્રે પોતાની હકુમતના વખતમાં પાલણપુરને કોટ ન હોવાના લીધે, અને મરેઠા લોકોની હંગામી સ્વારીના કારણથી પહાડોમાં એક કિલ્લો બાંધી તેનું નામ કરીમઆબાદ પાડયું. પહેલાના વખતમાં સરકારી કામ ઉપર સુબાઓ આવતા અને હમણાં સુબાઓ સત્તા અને બળ પ્રમાણે ફોજની સાથે આવી પેશકશી લેછે અને મુલકને જમીનદારોની રૂઢીથી વારસામાં વહેંચી આપે છે. આ વખતે મુહમદ બહાદુર જાલોરીની અમલ-દારીનો અવસર આવેલો છે, તેણે પાલણપુરની વસ્તી ફરતો કોટ, બારી તથા બુરજો સહીત બાંધેલો છે.

હવે આ સંસ્થાનમાં ચિત્તાઓ સારા મળી આવે છે તેથી દર વરસે હજુરમાં મોકલાવવાને વાસ્તે પાલણપુરના દીવાનની પાસે માણસો મોકલવામાં

આવતા હતા. ત્યાંનો ફોજદાર તે જગાની ફોજદારી ઉપરાંત ડીસાની ફોજદારી પણ કરે છે. નીચેની આ થાણુદારીઓ તેના તાબામાં છે.

૧ માહી, ૨ સાહેર, ૩ સુરીંજ, ૪ વસો, ૫ સાસીમ, ૬ માલવસ, ૭ સુરબાણુ, ૮ જાલેસર, ૯ લોલવા ૧૦ વેલુરા, ૧૧ સલીસા, ૧૨ માલવણ, ૧૩, ખેડેલ, ૧૪ મેસવન, ૧૫ કયાલ ૧૬ મનીહર, ૧૭ મલોમણુ, ૧૮ દ્રુમા, ૧૯ સકલાણા, ૨૦ સીલ, ૨૧ સકાલ, ૨૨ જા, ૨૩ જદસ્તાલા, ૨૪ લહુરા ૨૫ પુંજા, બસો રૂપિયા જાત નીમનોક તથા નોકરી શરતના બસો સ્વારોનો બંદોબસ્ત છે.

**થરાદ**—પશ્ચિમ ઉત્તર દિશાની વચમાં અહમદાબાદથી એંશી કોસ ઉપર છે, એમાં એક મહાલ છે અને ફોજદાર રહે છે. એમાં ૧૬૬ ગામો છે તથા અહીંની જમાબંદી દામો ૫૬૦૦૦૦૦ ની છે. અહીંની ફોજદારી છત્રીશ લાખં દામોના ઇનામની શરતથી અપાય છે.

**તીરવાડા**—પશ્ચિમ દિશાએ અહમદાબાદથી સીતેર ગાઉ છે. એમાં એક મહાલ છે, એમાં ૧૦૪ ગામો તેમાંથી ૭૨ ગામો રજપુતોના તાલુકામાં છે, તે ઉજડ અને એક આંકડી છે. બાકીના ૩૨ ગામોછે. જેમની જમાબંદી ૨૫૦૦૦૦ દામોની છે, આ બેઉ પરગણા એકજ જાગીરના પગારમાં કપાય છે, તેથી જુદું શરતવાળું લશ્કર તથા થાણાઓ નથી.

**ડીસા**—ઉત્તર દિશાએ અહમદાબાદથી એંસી ગાઉ ઉપર છે, અહીં ઇંટ ચૂનાનો કોટ છે, એમાં એક મહાલ છે, ૨૫૮ ગામો છે, તે ગેર બંદોબસ્તી ગામ છે, ૧૨૧ ગામોની ઉપજ ૧૬૦૮૦૭૦ દામોની છે. ફોજદાર તથા થાણુદાર દરવરસે નીમાય છે, ૧ ભોંયણુ, ૨ શ્રાવણ ૩ જલાલપુર, ૪ ઢવા, ૫ કાકલો, ૬ વાલી, ૭ રાજપુર, પાલણપુર તાબે આ થાણા છે.

**દાંતીવાડા**—અહમદાબાદથી એંશી ગાઉ ઉપર બનાસ નદીના કાંઠે, જમીનદારોથી હાલના વખતમાં લીધેલો એક મહાલ છે, અને એ મહાલ કબજામાં આવ્યો તે વખતથી જાલોરીઓના તાબામાં છે, તે ગામનોજ મહાલ છે. અને અહીંની ફોજદારી શરતે રાખેલા સ્વારો પાલણપુરના છે, તે બસો રૂપિયા જાતિ નીમણુંક અને પાંચસો સ્વારો છે.

**રસુલનગર ઉર્ફે વીસલનગર**—અહમદાબાદથી ત્રીશ ગાઉના અંતરે ઉત્તર દિશાએ આ પરગણું છે, ગુજરાતી રાજાઓમાંથી વીસલદેવ નામના રાજાએ પોતાના નામથી આ કસબો વસાવેલો હતો. આલમગીર બાદશાહના વખતમાં મુલ્લાં મુહંમદ ગુજરાતીની અરજ ઉપરથી વીજાપુર તાબાના ૧૦ ગામો અને કડીના નવ ગામો આ પરગણાના પાડોશમાં

હોવાના લીધે કસબા તાબે મુકવામાં આવ્યા. અને હજુરમાંથી એનું નામ રસુલનગર આપવામાં આવ્યું. અને એનું જુદું પરગણું સ્થાપ્યું. એમાં એક મહાલ છે. ૨૦ ગામો છે અને ૩૫૯૦૦૬૪ દામની જમાબંદી થાય છે. અહીંની ફોજદારીમાં આ થાણદારીઓ છે. ૧ સેવાલા, ૨ ગોઢવા ૩ મરૃદાવાસણા, સો રૂપિયા જાતિ નીમનોક, તથા બસો સ્વારો નોકરી શરતના છે.

**રાંધનપુર**—ઉત્તર પશ્ચિમ દિશાએ અહમદાબાદથી સાઠ ગાઉ ઉપર પહેલા વખતમાં માટીના ટેકરા ઉપર પાકો કિલ્લો હતો અને પત્થરના બાંધેલા દરવાજા હતા. આ કોટ વસ્તીથી એક કોસ ઉપર હતો, તેને હાલ ફતેહ કોટ કહે છે. તેની આગળ કસ્બાની વસ્તી હતી. હમણું નવી વસ્તી ફરતો કોટ સફદરખાન બાબીના દીકરા જવાંમર્દખાંને બનાવેલો છે, જવાંમર્દખાનને બાદશાહ ફર્રૂખશીઅરની બાદશાહતના વખતમાં વતનદારીની જાગીરમાં રાંધનપુર અપાયલું છે, એના ગુજરી ગયા પછી એના પુત્ર સફદરખાં બાબીએ નાનો કિલ્લો બાંધેલો છે. અને ફોજદારના કચેરી તળાવના કિનારા ઉપર કરી છે. રાંધનપુર એક મહાલ છે, અને તેમાં ૬૫ ગામો છે. તેની જમાબંદી દામો ૨૫૦૦૦૦૦ ની છે. વતનદારી નક્કી કરતી વખતે ઘટાડીને આ આંકડો મૂક્યો છે. તીરવાડાની ફોજદારીની નીમનોક બસો રૂપિયા જાત અને સો સ્વારો તેનાતી શરતના રહે છે. મહાલનું હાંસલ સેંકડે પાંચ ટકા પ્રમાણે લેવાય છે.

**સમી**—પશ્ચિમ ઉત્તર દિશાએ અહમદાબાદથી ૪૫ ગાઉ ઉપર છે. એમાં એક મહાલ છે. ૪૨ ગામો છે, અને જમાબંદી દામો ૫૮૬૬૯૦૦ ની છે. અહીંની ફોજદારી શરતના બસે સ્વારો શરતવાળા રહે છે.

**સાંથલપુર**—અહમદાબાદથી સત્યાશી કોશ ઉપર પશ્ચિમ દિશા તરફ એક મહાલ છે. આ કઠણ જગ્યા છે. એમાં જત લોકો રહે છે. અહીંના ગામો સરકારમાં બરાબર દાખલ નથી. એની જમાબંદી ૧૫૧૫૦૦૦ દામોની છે. સુબા પેશકશી દાખલ વસુલ કરે છે, અથવા સુબાના પગાર પેટે જાગીરમાં અપાય છે, તેથી નોકરી શરત તેનાતી બંદોબસ્ત નથી.

**ખેરાળુ**—ઉત્તર પશ્ચિમ દિશાએ અહમદાબાદથી ચાળીશ ગાઉ ઉપર છે. એમાં એક મહાલ છે અને ૧૧૪ ગામો છે. તેમાંથી ૫૧ ગામો ગેર બંદોબસ્તી જમીનદારોના તાલુકામાં છે. અને બાકીના ૬૨ ગામોની જમાબંદી દામો ૫૭૮૭૧૦૦ ની છે. અહીંની ફોજદારીના પેટામાં ૧ સરમા ૨ હામીદસર થાણા છે ને એકસો સ્વારો તેનાતી શરતના રહે છે.

કાંકરેજ—પશ્ચિમ ઉત્તર દિશાએ અહમદાબાદથી સીતેર ગાઉ ઉપર છે. એમાં એક મહાલ છે અને એ જગ્યા ભય ભરેલી જોર રાખવા લાયક છે. અહીં લુટારા કોળીઓ રહે છે. અને બખેડા તોફાન તેઓ કરતા રહે છે. સરકારી નોંધ ઉપરથી કેટલા ગામો છે તેનો આંકડો મળતો નથી. પરંતુ જમા-બંદી આંકડો ૧૩૧૫૦૦૦ દામોનો છે. સુબાઓના નોકરી પગારના પેટામાં અહીંની ઉપજ કપાય છે. તેથી તેનાતી નોકરીના સ્વારો નથી.

મુઝપુર—અહમદાબાદથી ચાળીશ કોસ ઉપર પશ્ચિમ દિશાએ છે, એમાં એક મહાલ છે અને ૩૬ ગામો છે. એની જમાબંદી ૪૦૭૧૭૨૩ દામોની છે. અહીંની ફોજદારીમાં બસો સ્વારો તેનાત જાપતાની નોકરીના રહે છે.

સુરવાડા—અહમદાબાદથી ૬૦ ગાઉ ઉપર આવેલું છે અને ઉત્તર તથા પશ્ચિમ દિશાની અંદર છે. તેનાતી નોકરી પેટાના સ્વારો તથા ગામો સરકારી નોંધ ઉપરથી જણાયા નથી. પરંતુ જમાબંદી આંકડો ૩૦૫૦૫૦૦ દામોનો છે.

## વડોદરા સરકાર.

એમાં નીચે મુજબ ચાર પરગણા છે.

વડોદરા—અહમદાબાદથી ચાળીશ ગાઉ દક્ષિણ દિશાએ છે. એમાં એક મહાલ છે. અને એમાં ૨૨૬ ગામો છે. જમાબંદી ૭૪૪૦૩૬૫૯ દામોની છે. અહીંઆ ફોજદાર રહે છે. વાડા તથા બુરજો વાળો કોટ છે. અહીંની ફોજદારી તાબામાં આ થાણા છે. ૧ પાદરા, ૨ મુજપુર, ૩ હુજરાત ૪ મુલી ઉર્ફે માધુપુર, ૫ કંદારી, ૬ ચોરંદા, ૭ સારંગ, ૮ સુધરા, ૯ સલા, અહીં ત્રણસો સ્વારો રહે છે. અને ૮૦ લાખ દામો ઇનામના ઠરાવેલા છે. બહાદુર પુરની ફોજદારી અને કરકરીના કિલ્લાની થાણદારી એના પેટામાં છે. બાદ-શાહી સણંદથી ૩૦૦ સ્વારો નોકરી-તેનાતીની શરતના છે.

બહાદુરપુર—અહમદાબાદથી ૫૫ ગાઉ દક્ષિણમાં છે. એમાં એક મહાલ છે. ગામ ૨૭ છે અને તેની જમાબંદી ૩૧૬૫૯૯૩ દામોની છે. અહીંની ફોજદારી વડોદરાની ફોજદારીનાં શરત પેટામાં છે. થાણાઓ ૧ નહાસતપુર, ૨ ઢાઢવણ, છે. અહીં ૮૦ સ્વારો રહે છે.

ડભોઈ—દક્ષિણ દિશાએ અહમદાબાદથી પચાસ ગાઉ ઉપર છે. અહિંનો મજબુત કિલ્લો છે ને તે પત્થરનો બાંધેલો છે. તે જુની બાંધણીનો છે. આ એક મહાલ છે તેમાં ૪૮ ગામો છે. તેની જમાબંદી ૧૦૪૧૩૦૧૦ દામોની છે. અહીંના ફોજદારના તાબામાં બસો સ્વારો તેનાતી નોકરી શરતના છે.

**સીનોર**—અહમદાબાદથી દક્ષિણ દિશાએ સાઠ ગાઉ ઉપર છે, આ પરગણું નર્મદા નદીના કાંઠા ઉપર છે. એમાં એક મહાલ છે. એમાં ૪૭ ગામો છે. અને જમાબંદીનો આંકડો ૧૧૪૮૭૫૨૨ દામોનો છે, અહીંની ફોજદારીમાં સો સ્વારોમાંના સ્વારો છે અને બીયાસી દામોનું ઇનામ અપાય છે. આ વડોદરાની ફોજદારીના તાબામાં છે. અને મીયાંગામના થાણામાં તેનાતી શરતના રહે છે. બાબા પ્યારા અહીંઆ છે.

## ભરૂચ સરકાર.

એમાં બાર મહાલો અને બે બંદરો છે. એના પરગણા નીચે મુજબ છે.

**ભરૂચ**—અહમદાબાદથી પંચોતેર ગાઉ દક્ષિણ દિશાએ, ઘણી ઉંચી ભેખડ ઉપર નર્મદા નદીના કાંઠા ઉપર ભરૂચ આવેલું છે. બંદરની સાથે આ પરગણામાં બે મહાલો છે. પરગણામાં ૧૮૦ ગામો છે. અને જમાબંદી ૧૫૨-૩૩૭૪૫ દામોની છે. ઘણી વખતે આ પરગણું ખાલસામાં રહેલું છે. અહીંની ફોજદારીમાં ૨૫૦ સ્વારો, નોકરી તેનાથી શરતના છે. બંદરનો એક મહાલ ગણાય છે. જેની આવદાની ૯૫૦૦૦૦ દામોની છે. અહીંના બંદરની હુકુમત સુરત બંદરના મુસદ્દીના તાબામાં છે.

**અંકલેશ્વર**—નર્મદા નદીની પેલીપાર અહમદાબાદથી ૧૮૨ ક્રોસ ઉપર દક્ષિણ દિશાએ છે, એમાં એક મહાલ છે. ૫૦ ગામો છે. અને જમાબંદી ૮૬૨૪૪૫૯ દામોની છે. અહીંની ફોજદારીમાં તેનાતી શરતના સ્વારો નથી.

**આઠલેશ્વર**—અહમદાબાદથી સવાસો ગાઉ દક્ષિણ દિશાએ નર્મદા નદીની પેલીપાર બકલાણાની સરહદથી મળે છે. એમાં એક મહાલ છે. અહીંની જમીનદારી ગેર બંદોબસ્તવાળી છે. જ્યારે સુરત બંદરના મુત્સદ્દી અથવા કોઇ લસ્કરી અમલદારની જાગીરમાં અપાય છે ત્યારે પોતાના જોરના પ્રમાણમાં વસુલ કરે છે. તેથી સરકારી નોંધમાં ગામડાના આંકડા નથી. જમાબંદી ૪૮૦૦૦૦ દામોની છે.

**ઓરપાડ**—અહમદાબાદથી ૧૦૫ ગાઉના અંતરે દક્ષિણે સુરતની સરહદમાં આ પરગણું છે એમાં એક મહાલ છે એમાં ૧૫૮ ગામો છે અને જમાબંદી ૮૩૦૨૦૦૦ દામોની છે. અહીંની ફોજદારી તાબે આ થાણા છે. ૧ વડસા, ૨ કડોદરા, ૩ વડાછા, ૪ અવાસર, અહીં તેનાતી નોકરી શરતના એકસો એકત્રીશ સ્વારો રહે છે. ઘણી વખતે સુરત બંદરના મુત્સદ્દીના પગારની જાગીરમાં આ પરગણું અપાય છે.

**તડકેશ્વર**—અહમદાબાદથી ૧૦૫ ગાઉ દક્ષિણ દિશાએ રાજપીપળાની પાસે નર્મદા નદી ઉપર છે. એમાં એક મહાલ છે. અને એમાં ૧૧ ગામો છે

તેનો જમાબંદી આંકડો ૨૬૭૦૧૯ દામોનો છે. આ પરગણું દુર અને જંગલ તથા પર્વતોમાં છે તેથી બરાબર રીતે સુબા અને જાગીરદારોના કબજામાં આવતું નથી. જમીનદારોના કબજા ભોગવટામાં છે તેથી ફોજદારીની કંઇ શરતી સ્વાર દુકડી નથી.

**છરમાંડી**—અહમદાબાદથી ૧૪૦ ગાઉ દક્ષિણે તાપી નદીની પેલીપાર છે. અહીં જોર રાખવાની જગ્યા છે. પાસે હોવાના લીધે સુરત બંદરના મુત્સદીના પગાર પેટામાં હંમેશાં કપાતું રહ્યું છે. તે ફોજ લઈ જઇને પેશકશી દાખલ કંઇ વસુલાત કરી લે છે. એમાં એક મહાલ છે. અને જમાબંદી ૩૦૦૦૦૦ દામોની છે. ગામડાઓની સરકારી નોંધ નથી તેથી સ્વારો તેનાતી શરતના નથી.

**જંબુસર**—અહમદાબાદથી ૫૦ ગાઉ મહી નદી પેલેપાર છે, એમાં એક મહાલ છે અને ૫૬ ગામો છે. જમાબંદી ૯૧૩૬૨૮૫ દામોની છે. અહીંની ફોજદારી તાબે તેનાતી શરતના સ્વારો નથી. આ થાણા છે. ૧ ચુંવાલ, ૨ કાવી, ૩ કારેલી, ૪ કાઉ, ૫ સકારી, ૬ દહલવન, ૭ કીજરા, ૮ બરસકી, ૯ ભીલમ, એના તાબામાં છે.

**વીજવાડા**—દક્ષિણ દિશાએ અહમદાબાદથી ૮૦ ગાઉ ઉપર મહીનદી પેલે પાર છે. એમાં એક મહાલ છે. તેના બાર ગામો સમુદ્રમાં ડુબી ગયા છે. અને બાકી ૧૦ ગામો છે તેમની જમાબંદી ૩૪૦૦૦૯૮ દામોની છે. અહીંની ફોજદારી લુહારાના તાબામાં છે. અહીં ૮૦ સ્વારો વગર શરતના રહે છે.

**ગલા**—અહમદાબાદથી ૧૧૨ ગાઉ દક્ષિણ દિશાએ કામરેજ પરગણાની પાસે છે જેનો સંબંધ સુરતથી છે. એમાં એક મહાલ છે. અને ૧૮ ગામો છે. તેની જમાબંદી ૧૧૦૦૦૦ દામોની છે. અહીંની ફોજદારીમાં તેનાતી શરતના સ્વારો નથી.

**ગોલવાડા**—અહમદાબાદથી દક્ષિણે ૯૦ ગાઉ ઉપર નર્મદા નદીની આ તરફ છે, એમાં એક મહાલ છે. તેમાં ૨૦ ગામો છે તેની જમાબંદી ૨૭૮૦૦૦૦ દામોની છે. ફોજદારીમાં શરત જણાતો નથી.

**ખંડાણ**—અહમદાબાદથી ૮૦ ગાઉ ઉપર દક્ષિણ દિશાએ મહીનદીના તીરે છે, તેમાં એક મહાલ છે. એની જમાબંદી ૨૫૦૦૦૦ દામોની છે. એનું બંદર ખંભાત બંદરના તાબામાં છે.

**મકબુલ આબાદ ઉર્ફે આમોદ**—અહમદાબાદથી દક્ષિણ દિશાએ ૫૦ કોસ ઉપર છે તેમાં એક મહાલ છે. તેમાં ૩૬ ગામો છે. તેની જમા-બંદીના ૭૫૯૫૪૦૦ દામો છે. આમોદના થાણા ભેગી અહીંની ફોજદારી છે. બીજું થાણું આજોદ છે. અહીં ૫૦ સ્વારો તેનાતી શરતે છે.

**હાંસોટ**—અહમદાબાદથી ૮૫ કોસ દક્ષિણમાં છે. એમાં એક મહાલ છે, ૫૧ ગામો છે, તેની જમાબંદી ૮૫૮૮૬૧૨ દામોની છે. આ પરગણું સુરતના મુતસદીના પગાર પેટામાં જાગીર થાય છે, તેથી સરકારી નોકરી તેનાતી શરતના સ્વારો અહીં નથી.

## ચાંપાનેર સરકાર.

એમાં નીચે મુજબ પરગણા તથા પાવાગઢ નામનો એક કિલ્લો છે. તે એક ઉંચા પર્વતનાં શીખર ઉપર છે. આ પર્વતની ઉંચાઈ ચાર ગાઉની કહેવાય છે. વિશાળતામાં કિલ્લાનો ઘેરાવો આશરે અડધા ગાઉનો છે, એમાં ઘણી ખીણો છે, અને એક ઠેકાણે આશરે સાઠ ગજની ઉંડી ખાઇ છે. તેની ઉપર પૂલ કરેલો છે. જોખમની વખતે તે પૂલને ઉપાડી લે છે. તેને પાટીઆ પૂલ કહે છે. આ ઘણું સુંદર ઠામ છે. એના લીલા વૃક્ષો દ્રષ્ટિને આનંદ આપે છે. તળાવો પાણીથી છલકાઇ રહ્યા છે અને ઝરાઓ વહેતા રહે છે. સુલતાન મેહમુદ બેગડો ત્યાંના જમીનદાર રાવળ પતાઇની સાથે લડયો હતો. અને તેની હેઠળ એક શહેર મુહમદઆબાદ નામનું વસાવેલું હતું. તેને પોતાની રાજધાની ઠરાવી હતી. ગુજરાતી સુલતાનોમાંના ઘણા સુલતાનોએ તેને કાયમ રાજધાની કરી હતી. તે બાદશાહોના વર્ણનમાં દરેકની યોગ્ય જગાએ તેનું વર્ણન કરવામાં આવ્યું છે. અહીંની કીલેદારી ગોધરા તાબે છે. ૫૦ સ્વારો તેનાતી રહે છે.

**ચાંપાનેર હવેલી**—( જે હાલોલા કાલોલ કહેવાય છે ) અહમદાબાદથી પૂર્વ દક્ષિણ દિશાએ ૫૦ ગાઉ ઉપર છે, એમાં ચાર મહાલો છે. અને ૧૭૨ ગામડા અને જમાબંદી ૩૩૦૧૨૦૦ દામોની છે.

**ચાંપાનેર હવેલી**—( મહાલ ) ૧૯૯૧૦૬૯ દામોની ઉપજ છે.

**દેલોલ**—એક મહાલ, ૧૨૧૯૬૬૨ દામોની જમાબંદી છે.

**ઉનાદ્રા**—એક મહાલ, ૫૭૦૦૨ દામોની જમાબંદી થાય છે.

**જલાદ્રા**—એક મહાલ, ૮૨૧૩૦, દામોની ઉપજ છે, અહીંની ફોજદારી ૧ કુંવાકલ, ૨ કંજરી, ૩ દેલો પ્રગણા, ૪–૫ જલાદ્રા ૬ ઓહારવા ૭ ગોદ્રાની ફોજદારી તાબે છે.

**ચોરાશી ચાંપાનેર, વાઘોડીઆ**—અહમદાબાદથી ૪૭ ગાઉ પૂર્વ દક્ષિણ દિશાએ એમાં ૬૯ ગામો છે, જમાબંદી ૩૫૨૭૪૩૦ દામોની છે. અહીંની ફોજદારી ચાંપાનેર હવેલીના ફોજદારીના પેટામાં છે. ૧ જરોદ, ૨ વાઘોડીઆ આ બે થાણા છે.

**નમોર વાસણા**—અહમદાબાદથી આઠ ગાઉ દક્ષિણ દિશાએ છે, એમાં એક મહાલ છે, એનું ક્ષેત્રફળ સરકારી દફતરે નોંધાએલું નથી. તેમજ ગામડાની સંખ્યા પણ નોંધાએલી નથી. એની જમાબંદી ૨૪૦૫૫૦ દામોની છે. પહેલાના વખતમાં અહીંની ફોજદારી અઢીસો સ્વારો તેનાતીની જુદી હતી અને થોડા દિવસથી ચાંપાનેર તાબે એની ફોજદારી મુકવામાં આવી છે, અને પરગણા નોંધાએલા અને થાણામાં બસો સ્વારો તેનાતી રાખવામાં આવ્યા છે.

**દોહદ**—અહમદાબાદથી સતોતેર ગાઉ પૂર્વ દિશાએ છે.° એમાં એક મહાલ છે. એમાં ૧૦૦ ગામો છે. જમાબંદી ૧૩૪૩૦૦૦ દામોની થાય છે. અહીં બસો સ્વારો રહે છે. અને હલોંદી થાણામાં તેનાતી સ્વારો રહે છે.

**સોનખેડા**—અહમદાબાદથી પંચાવન ગાઉ દક્ષિણ દિશાએ છે, એમાં એક મહાલ છે. ૮૩ ગામો અને જમાબંદી આંકડો ૪૩૧૩૧૬૯ દામોનો છે. પહેલાના વખતમાં જુદી ફોજદારી હતી. અઢીસો સ્વારો તેનાતી રહેતા. હમણું થોડા દિવસથી અહીંની ફોજદારી વડોદરા તાબે છે.

**સાવલી**—અહમદાબાદથી પાંત્રીશ ગાઉ ઉપર પૂર્વ દક્ષિણ દીશામાં મહીનદી સામે પાર છે, એમાં એક મહાલ છે, એમાં ૫૪ ગામો તથા જમાબંદી ૩૪૪૨૯૫૦ દામોની છે. અહીંની ફોજદારીના સો રૂપિયા જાતી પગારના અને ત્રણસો સ્વારો તેનાતી છે. ૧ વાંકાનેર થાણામાં સો સ્વારો તેનાતી રહે છે.

**વાલીઆ**—અહમદાબાદથી અગ્નિ ખૂણામાં ૬૫ ગાઉ ઉપર છે, તેમાં એક મહાલ છે. તેમાં ૫૫ ગામો અને જમાબંદી ૨૦૦૦ દામોની છે, અહીંની ફોજદારી ચાંપાનેર હવેલી તાબે છે.

**મોહાન**—અહમદાબાદથી પૂર્વ દક્ષિણ દિશાએ ૬૦ ગાઉ ઉપર આ પરગણું છે. ચાંપાનેર, મોહાન, જમુ કાનમ, જમીનદારોના ગીરાસના ત્રણ મહાલો છે. આ જમીનદારી મીલકતની જમીન છે. તેથી ગામો સરકારી નોંધમાં નથી. એની જમાબંદી ૫૮૮૨૭૯૭ દામોની છે. ફોજદારી ત્રણ મકાનોમાં છે. સો રૂપિયા જાતી નીમણુંકના અને ચારસો સ્વારો અને ત્રણ લાખ દામો ઇનામના આપવાનો ઠરાવ છે. આવતું પરગણું આલી છે તે ખાનદેશના સુબા તાબાનું છે.

## નાંદોદ સરકાર.

એના પરગણાઓ નીચે મુજબ છે.

**નાંદોદ હવેલી**—અહમદાબાદથી ૭૫ ગાઉ નર્મદા પહેલેપાર રાજપી-

પળાની પાસે છે, એમાં પરગણાં ૧ અમરેલી, ૨ વડાલ, ૩ ભાડવા, ૪ તીધકવાડા ૫ જંપુગામ, ૬ મરગદરા ૭ ખોખરમુંદા, ૭ સરીક ૮ ઓખડા ૯ મરમી ૧૦ ક્વાલસાહ જુમલે ૧૧ મહાલો ૧૩૫ ગામો ૭૧૧૨૯૭૦ દામોની જમાબંદી છે. અહીંની ફોજદારો વડોદરા ફોજદારીના તાબામાં છે.

**વસરાઈ**—અહમદાબાદથી ૯૦ ગાઉ ઉપર સુરતની હદમાં આ પરગણું છે, એમાં એક મહાલ છે. ૧૧૧ ગામો છે તેની જમાબંદી ૫૧૦૧૪૫૮ દામોની છે.

# ગોધરા સરકાર.

આ સરકારના પરગણા નીચે મુજબ છે.

**ગોધરા**—અહમદાબાદથી ૪૫ ગાઉ પૂર્વ તરફ, એમાં એક મહાલ છે, એમાં ૧૭૦ ગામો છે અને જમાબંદી ૧૭૫૯૫૩૭ દામોની છે.

**ઝાલોદ**—ગોધરાથી ૩૭ ગાઉ પૂર્વ દિશાએ, એમાં એક મહાલ છે. તેમાં ૨૪ ગામો છે અને જમાબંદીના ૧૧૩૫૪૯૦ દામો થાય છે.

**સહરા**—ગોધરાથી ૭ ગાઉ ઉત્તર તરફ. એમાં એક મહાલ છે અને ૨૪ ગામો છે. તેની જમાબંદી ૨૧૦૬૧૭ દામોની છે.

**ધામોદ**—ગોધરાથી ૮ ગાઉ પૂર્વ દિશાએ. એક મહાલ અને ૭ ગામો છે. તેની જમાબંદીનો આંકડો ૪૩૮૯૮૦ નો છે.

**નંદલી**—ગોધરાથી ૩૫ ગાઉ પૂર્વ દિશાએ. એમાં એક મહાલ છે અને ગામડાની સંખ્યા અનીયમીત છે. તેનો જમાબંદીનો આંકડો ૧૭૧૯૮૨ દામોનો છે.

**લીમડા**—ગોધરાથી ૨૩ ગાઉ છે. એમાં એક મહાલ છે. ગામડાની સંખ્યા નથી. જમાબંદી ૩૦૮૧૨૬૨ દામોની છે.

**મથરાલ**—પૂર્વ દિશાએ ગોધરાથી ૧૮ ગાઉ ઉપર, એમાં એક મહાલ છે. ગામડાનો આંકડો નથી. જમાબંદી ૭૫૫૯૩૦ દામોની છે.

**મોરહદ**—પૂર્વ તરફ ગોધરાથી ૧૦ ગાઉ. એમાં એક મહાલ છે. ગામડાનો આંકડો નથી. જમાબંદી ૩૬૬૦ દામોની છે.

**કોહના**—ગોધરેથી પંદર ગાઉ પૂર્વ ભણી. ગામડાની સંખ્યા માલુમ નથી. જમાબંદી ૩૦૮૬૫૮૨ દામોની છે.

**દુધા**—ગોધરાથી પંદર ગાઉ પૂર્વ દિશાએ, એમાં એક મહાલ છે. ગામોની સંખ્યાની નોંધ નથી. જમાબંદી ૨૮૬૦૧૨ દામોની છે.

**અંબાવાવ**—ગોધરાથી પાંચ ગાઉ પૂર્વમાં. એક મહાલ છે. ગામડાની

નોંધ નથી. જમાબંદી ૫૪૦૬૨ દામોની છે. ગામડાની સંખ્યા વિનાના સાત પરગણા છે, તે જમીનદારોની મીલકત તેમના કબજામાં છે. ગામડે ગામડાની નોંધ સરકારી દફતરમાં નથી. ગોધરા સરકારની ફોજદારી છે. અને આ થાણા છે. ૧ જાલોદ, ૨ મુમામાકન, ૩ શહેર કસ્બા થાણું, ૪ ભભુતા. ગોધરેથી દોહદ સુધી માર્ગની ચોકીના થાણા. ૧ કાંથા, ૨ બાવાલા ૩ ચોકી છરીઆ, ૪ કાલીઆદરા, પાંચસો સ્વારો અને વીશ લાખ દામો ઈનામના અહીંનો ઠરાવ છે.

## સોરઠ સરકાર.

એમાં કેટલાક નીચે મુજબ પરગણા છે. તેમાંથી ૧૨ બંદરો છે, જુનાગઢનો કિલ્લો સુલતાન મેહમુદ બેગડે ફત્તેહ કરેલો. અને તેની હેઠળ શહેર વસાવી તેનું નામ મુસ્તુફા આબાદ મુકેલું. સુલતાન મેહેમુદની બાદશાહતની વખતના વર્ણનમાં તે લખવામાં આવ્યું છે. જુનાગઢ નામ શા ઉપરથી પડયું તેનું નામ મોટા ખાન મીરઝા અઝીઝ કોકલતાશની અકબર બાદશાહના વખતની સુબાગીરી વખતે કરવામાં આવેલું છે. મજકુર સરકાર કુતીઆણાથી ૫૦ ગાઉ ઉપર છે. અહમદાબાદથી જગત એટલે દ્વારકા જે ખારા સમુદ્રના કાંઠા ઉપર પીસતાળીશ ગાઉ ઉપર છે તેમાં નાના મોટા ગણીને ૬૯ કિલ્લા છે. અને તે સઘળા પત્થરાથી બાંધેલા છે. તેમાં બુરજો તથા વાડા છે. કાજી તથા કલમના નોકરો હજુર દરબારમાંથી નીમાય છે.

**જુનાગઢ હવેલી**—અહમદાબાદથી દક્ષિણ દિશાએ ૧૧૦ ગાઉ ઉપર છે. ધોરાજી મઝોરી સાથે આ એક મહાલ છે. એમાં ૧૯૨ ગામ છે. અને જમાબંદી ૧૨૫૩૮૯૩૧ દામોની છે. અહીંની ફોજદારી તાબે એક હજાર સ્વારો રહે છે અને જુનાગઢના કિલ્લાની તથા ગીરનારના કિલ્લાની કિલ્લેદારી સાથેની શરતથી ૧૮ લાખ દામોનું ઈનામ ઠરાવેલું છે. ટંકશાળનો એક મહાલ ગણાય છે. આ દેશમાં મેહમુદીનું ચલણ છે. તેને ગાળવાનો પહેલાના વખતમાં હુકમ થયો હતો. અને પછી તે બંધ પાડવામાં આવી. એ વિશે પહેલાં વર્ણન કરવામાં આવ્યું છે. જમાબંદી ૧ લાખ દામની છે.

**અદીવતા**- જુનાગઢથી ૧૨ ગાઉ ઉત્તર પશ્ચિમ દિશાની હદમાં છે. અહીં એક કોટ અમલદારના રહેવાનો છે. હમણાં વસ્તી ફરતો કોટ બંધાયો નથી. ભાદર નદી ઉપર એક મહાલ છે, એમાં ૫૩ ગામ છે. તેમાંથી ૪૧ ગામડા ઉજડ છે. એક આંકડી ૧૨ ગામો છે. તેની જમાબંદી ૨૫૧૫૪૬૦ દામોની છે.

**ઉના**—જુનાગઢથી ૬૦ ગાઉ પૂર્વ ભણી જરા દક્ષિણ તરફ આવેલું છે. એમાં બે કિલ્લા છે. અને ફરતો કોટ છે. તેમાં ફોજદાર રહે છે. અહીંથી

ખારો સમુદ્ર ૪ ગાઉ છે. ઉનાથી એક ગાઉ ઉપર દેવડાનો કિલ્લો છે. બંદરે સાથે એના બે મહાલ છે. એમાં ૨૩૧ ગામો છે. તેમાંથી ૧૪૩ ગામો ઉજડ છે. તે એક આંકડી ગામ છે. તેમની કેફીયત દફતરે નોંધાઇ નથી. બાકીના ૮૦ ગામોની જમાબંદી ૬૩૧૫૨૬૨ દામોની છે.

ઉનાની તલવાર ગુજરાતમાં વખણાય છે. કહે છે કે એને એક મુખ્ય કુવાનું પાણી અપાતું. વખત વિત્યે તે કુવો પુરાઇ ગયો. જુની તલવારો જોવામાં આવે છે.

દીવબંદર સુલતાન બહાદુરના વખતમાં કબજે આવેલું તે એની સરહદમાં છે સુલતાન બહાદુરની બાદશાહતનાં વખતમાં તે વિશે લખવામાં આવ્યું છે.

**અમરેલી**—જુનાગઢની પૂર્વ બાજુએ ૩૦ ગાઉ ઉપર એક મહાલ છે. આ કાઠિયાવાડના જીલ્લામાં કાઠિયોના કબજામાં છે તે કાઠીઓ અલખ અને ધુમા નામના છે, એમાં ૧૦૩ ગામો છે અને જમાબંદી ૧૬૭૨૦૫૦ દામોની છે.

**અરીંજા**—જુનાગઢથી ચાલી ગાઉ ઉપર એક મહાલ છે. એમાં ૨૫ ગામો છે અને જમાબંદી ૪૭૩૦૦૦ દામોની છે.

**બીલખા**—જુનાગઢથી આઠ ગાઉ પૂર્વ દક્ષિણમાં. અહીં ફોજદારની કચેરી છે. તે એક કિલ્લામાં રહે છે. એમાં એક મહાલ છે. એમાં ૫૯ ગામો છે અને બે પુરાઓ છે. તેની જમાબંદીના ૧૧૬૦૦૦ દામો છે.

**વાનદાર**—જુનાગઢથી ૨૫ ગાઉ ઉત્તર પૂર્વ દિશાએ એક કીલ્લો છે ફોજદાર તેમાં રહે છે, એમાં એક મહાલ છે એમાં ૯૭ ગામો છે અને ૧૯૪૯૭૦૨ દામોની જમાબંદી છે.

**બંબા**—જુનાગઢથી ૨૫ ગાઉ. અહીં કસ્બો તથા કિલ્લો છે. એમાં એક મહાલ છે અને ઘણા વખતથી ઉજડ છે. એની જમાબંદી ૪૦૦૦૦ દામોની છે.

**ભદા**—જુનાગઢથી વીશ ગાઉ, એમાં એક મહાલ છે. એમાં એક કસ્બો છે જમાબંદી ૨૫૭૩૩૦ દામોની છે.

**બાટવા**—જુનાગઢથી પંદર ગાઉ ઉત્તર પશ્ચિમ દિશાએ. એમાં એક મહાલ છે. અને જમાબંદી ૯૯૬૬૩૬૫ દામોની છે.

**ઝંઝરવ**—જુનાગઢથી ચાળીશ ગાઉ ઉપર. એમાં એક મહાલ છે. એમાં ૮૪ ગામો છે અને જમાબંદી ૧૧૫૩૭૬ દામોની છે.

**બગસરા**—જુનાગઢથી બાવીશ ગાઉ આ મુલક કાઠીઓના તાલુકામાં છે એમાં એક મહાલ છે ૧૩૧ ગામો અને જમાબંદી ૬૨૫૪૫૪ દામોની છે.

**પાલીતાણા**—જુનાગઢથી ૫૦ ગાઉ પૂર્વ દિશાએ એમાં બે કિલ્લા છે, વસ્તી ફરતો કોટ છે અને શેત્રુંજા પહાડ ઉપર કિલ્લો છે તેનો પાંચ કોસનો ચઢાવ છે. અને અહીં શ્રાવક વાણીઆનું દહેરૂં છે. અને શેત્રુંજી નામની વહેતી નદી છે. અહીંના જમીનદારના તાલુકામાં એક મહાલ છે. અહીંની જમાબંદી ૫૦૦૦૦ દામની છે.

**પાટણદેવ બંદર**—જુનાગઢથી દક્ષિણમાં ૩૦ ગાઉ ખારા સમુદ્રના કાંઠા ઉપર એમાં બે મહાલો છે. એમાં ૧૦૨ ગામો અને જમાબંદી ૪૭૧૭૦૦૦ દામોની છે. પાટણ દેવનો પત્થરાનો બાંધેલો કિલ્લો ઘણો મજબુત છે તેને ફરતી ખાઈ ઘણી ઉંડી છે તે પત્થરા કોરીને બનાવેલી છે. તાર નામના ઝાડો જે એમાં ઉગેલા છે તેમજ પાણીખાઇની ઉપર આંવેલાં છે. સોમનાથનું પ્રખ્યાત મંદિર ત્યાંજ છે. અને વેરાવળ અહીંથી એક ગાઉ છે તેને ફરતો કોટ નહોતો તે જહાંગીર બાદશાહના વખતમાં નેમતખાં મુધિએ તૈયાર કરાવેલો.

**પોરબંદર, નવીવાવ, નાબા તથા જહાનીઆ બંદર**—જુનાગઢથી ૩૫ ગાઉ ઉપર પશ્ચિમ દિશાએ છે એમાં બે મહાલો તથા ચાર કિલ્લાના મકાનો છે. એ ખારા દરિયા કાંઠે આવેલા છે એમાં ૪૨ ગામ અને જમાંબંદી ૮૭૯૧૨૫ દામની છે.

**બીબીચાણી**—જુનાગઢથી ૩૫ ગાઉ પૂર્વ તરફ, ૫૦ ગાઉ સુધી છે. પત્થર બાંધેલ બુરજાનો એક મહાલ છે. એમાં ૧૫ ગામો તથા જમાબંદી ૧૮૫૦૦ દામ છે અહીંની ફોજદારી બાદશાહી દરબારની સણંદથી બસે તેનાતી સ્વારો સાથેની છે.

**બંદર સાથે તલાજા**—જુનાગઢથી ૭૦ ગાઉ પશ્ચિમ દક્ષિણ દિશાએ ડુંગરી ઉપર અહીં એક ગઢી છે. હમણાં ત્યાંના જમીનદારે તેને ફરતો કોટ કર્યો છે. એમાં બે મહાલો છે. ૧૮૧ ગામો અને જમાંબંદીના ૨.૮૫૪૪૧૫ દામોછે. ઝાંઝમીર અને સુલતાનપુરના બે કિલ્લા ખારા દરિયા ઉપરના એના તાબે છે. અને બાદશાહી સણંદથી અહીંની ફોજદારી. તેનાતી સો સ્વારોની છે.

**જગત ઉર્ફે દ્વારકા એટલે મુસ્તફાનગર**—જુનાગઢથી ૬૦ ગાઉ પશ્ચિમ ઉત્તર દિશાએ ખારા સમુદ્ર કાંઠે ફરતો કોટ છે દ્વારકાનું મંદિર શંખોદ્ધાર બેટમાં છે જ્યાં હિંદુસ્તાનના જુદા જુદા શહેરોથી હિંદુઓ યાત્રાર્થે

આવે છે. એમાં એક મહાલ છે. અને ગામડાની નોંધ દફતરમાં નથી. આ મુલક જમીનદારી છે. એની ઉપજ ૮૪૦૦૦ દામની છે ઔરંગઝેબના વખતમાં એક ફોજદાર અહીં રહેતો હતો. હમણાં જમીનદારનો કબજો છે.

**જેતપુર**—જુનાગઢથી ઉત્તર દિશાએ પંદર ગાઉ ભાદર નદીના કાંઠા ઉપર છે. કસ્બા ફરતો કોટ છે. ફોજદારની કચેરીને પણ કોટ છે. સરપુર નામના ગામનો એક મહાલ છે. ૭૦ ગામ છે અને ૪૬૩૧૬૯ દામોની જમાબંદી છે. બાદશાહી સણંદથી અહીંની ફોજદારી મળે છે. તેનાતી સો સ્વારો રહે છે.

**ચોરવાડ અને બંદર**—જુનાગઢથી ૨૫ ગાઉ દક્ષિણ તથા પશ્ચિમ દિશાએ ખાસ દરિયા કાંઠે સમુદ્રથી અર્ધા ગાઉ ઉપર કસબાને ફરતો કોટ છે. અને કોકસવાડાની ગઢી છે. એમાં બે મહાલો છે. ગામ ૪૦ છે. જમાબંદી ૭૧૩૫૦૦ દામોની છે. પહેલા વખતમાં ફોજદાર જુદો હતો. હાલ જમીનદારનો કબજો છે.

**ઝાઉ**—જુનાગઢથી પૂર્વ દિશાએ ૪૫ ગાઉ ઉપર છે, જુની વસ્તી ઉજડ છે, તે જમીનદારના કબજામાં છે. રંગોલામાં ગઢી કરી છે. એમાં એક મહાલ છે. ૨૪ ગામો અને ૨૩૦૦૦૦ દામોની જમાબંદી છે.

**ધરવાલ**—જુનાગઢથી પાંચ ગાઉ ગીરનાર પર્વતની તળેટીમાં છે. એમાં એક મહાલ છે. કસબો ઉજડ છે. ૩૨ ગામો રૈયત હકના છે. જમાબંદી ૨૩૮૬૩૮૫ દામોની છે.

**વડનગર**—( બંદર સાથે ) જુનાગઢથી ૬૦ ગાઉ પૂર્વ દક્ષિણ દિશાએ ખાસ દરિયા કાંઠે છે. એમાં બે મહાલો છે. ૧૨ ગામો છે. તેની જમાબંદી ૭૭૦૦૦૦ દામોની છે.

**ધાતરવડ**—જુનાગઢથી ૪૫ ગાઉ ઉના પાસે પૂર્વ દક્ષિણની વચ્ચે છે. એમાં એક મહાલ છે, દફતરમાં ગામડાની નોંધ નથી. જમાબંદી ૧૦૦૦૦૦ દામની છે.

**ધારી**—પૂર્વ દક્ષિણ દિશાએ જુનાગઢથી ૨૫ ગાઉ ફોજદાર કચેરીની ગઢી અહીં છે. એમાં એક મહાલ છે, ૪૩ ગામો છે ૫૦૦૦૦, દામોની જમાબંદી છે.

**ધાક**—જુનાગઢથી ૧૭ ગાઉ છે. એમાં ચાર કસબા છે. અને હરસારન વાલાદ, દલોદરા ગામો મળીને એક મહાલ થાય છે, ગામ ૨૫ છે. ૩૩૫૦૦૦ દામની જમાબંદી છે.

**દોલતાબાદ**—જુનાગઢથી પૂર્વ દક્ષિણ દિશાએ ૫૦ ગાઉ ઉપર છે, તેમાં એક મહાલ છે તે એકજ કસબાનો છે અને તેની જમાબંદી ૧૦૦૦૦૦ દામની છે.

**રાજકોટ ઉર્ફે માસુમ આબાદ**—જુનાગઢથી ઉત્તર પૂર્વ દિશાએ ૨૫ ગાઉ ઉપર છે. એમાં આઠ કિલ્લા છે. કસ્બામાં ફોજદાર કચેરી છે. એમાં જસદણ, આનંદ કોટ, બહાદરપુર બાજંગ, ચમનપુરા, સાંવરા, સરદાર ઉર્ફે માસુમાબાદ ગામો છે. એ ગામોનો એક મહાલ છે. અને જમાબંદી ૬ લાખ દામની છે. માશુમ કુલી ઉર્ફે સજાઅતખાંએ જહાંગીર બાદશાહના વખતમાં તેની જુનાગઢની નાયબ ફોજદારીના અમલમાં ત્યાંના જમીનદારને મારી ભારે તાણુમતાણી કર્યા પછી જીતી લીધું હતું. એ લડાઇમાં રઝાકુલી એટલે રુસમઅલીખાન ઘાયલ થયો હતો. પછી માસુમાબાદનો કિલ્લો તેણે બાંધ્યો અને ત્યાંની ફોજદારી તથા વતનદારીની પોતાના નામની હજુરમાં અરજ કરી અને દામોની જમાબંદી ફોજદારીની શરતથી ઠરાવવામાં આવી.

**રખવણ**—જુનાગઢથી પચાસ ગાઉ પૂર્વ દક્ષિણ દિશાએ પાલીતાણા પાસે છે. એમાં એક મહાલ છે, દશ ગામો છે અને એક લાખ દામની જમાબંદી છે.

**રાણપુર**—જુનાગઢથી બાર ગાઉ પૂર્વ દિશાએ છે. રૈયતી હકનો એક મહાલ છે, ૧૭૨ ગામો અને જમાબંદી ૧૦૪૬૬૫૬ દામની છે. અહીંની ફોજદારીમાં છસો તેનાતી સ્વારો છે.

**બરવાળા**—જુનાગઢથી ૪૦ ગાઉ પૂર્વ ઉત્તર દિશાએ ખાચર કાઠીઓનો તાલુકો હોવાના લીધે ગામોની સરકારી નોંધ દફતરમાંથી મળી નથી. જમાબંદી ૪૭૪૦૦ દામોની છે.

**શીહોર**—જુનાગઢથી ૭૦ ગાઉ પૂર્વ દક્ષિણ દિશાએ છે. જમીનદારનો તાલુકો ઘોઘાબંદરની પાસે બરનેજ તથા ભાવનગરના બંદર સહિત. આ ભાવનગર બંદર ભાવસિંહ જમીનદારે બનાવેલું અને એનો કિલ્લો ખારા દરીયા ઉપર છે; જ્યાંથી હુડીઓ ફેરી કરે છે. આ એક મહાલ છે. ૬ ગામો એક લાખ દામની જમાબંદી છે.

**કમા બાબરા**—જુનાગઢથી ૩૦ ગાઉ ઉત્તર પૂર્વ દિશાએ છે, એમાં એક કિલ્લો છે. એક મહાલ છે. ૨ ગામો જમાબંદી ૫૦૪૮૦ દામોની છે.

**ખુંટદરા**—જુનાગઢથી ૪૫ ગાઉ પૂર્વ દક્ષિણ દિશાએ છે, એક મહાલ, ૧૦૫૦૫૪ દામોની જમાબંદી છે. ગામોની સંખ્યા દફતરમાં નથી.

**ગોંડળ**—ગોંડળ જુનાગઢથી ૨૫ ગાઉ ઉત્તર દિશાએ છે. એક મહાલ

છે. તેમાં ત્રણ કિલ્લા છે. કસ્બો અને કીલ્લો અરદુના ગામ, અને પીપળી ગામના કિલ્લા સહિત ૫૦ ગામો છે. જમાબંદી ૨ લાખ દામોની છે.

**કાળીઆધરા**—જુનાગઢથી ૪૦ ગાઉ દક્ષિણ પૂર્વ દિશાએ છે, આ તાલુકદારનો તાલુકો છે. તેણે એક કિલ્લો બાંધ્યો છે, આ એક મહાલ છે. એમાં ૪૦ ગામો છે, જમાબંદી ૬૨૮૦૪૨ દામોની છે.

**ઘોઘાબારા**—જુનાગઢથી ૮૦ ગાઉ પૂર્વ દક્ષિણ દિશાએ ખારા સમુદ્ર કાંઠે છે. અહીંનું બંદર ખંભાતના મુત્સદીઓના તાબામાં છે. વસ્તી ફરતો કોટ છે. આ એક મહાલ છે. એમાં ૧૦૩ ગામો છે. તથા જમાબંદી ૧૧૧૮૦૦૦ દામોની છે.

**કોડીનાર**—જુનાગઢથી વીસ ગાઉ ઉત્તર પૂર્વ દિશાએ છે. અહીં કસ્બાનો કિલ્લો અને ફોજદારીનો કોટ છે. આકા ગામનો કિલ્લો અને કયુ બેલી ગામ અને દેવડા ગામનો કિલ્લો રૈયતી હક્કનો એક મહાલ છે. ૧૧૬ ગામો તથા જમાબંદી ૮૮૧૮૨૧ દામોની છે.

**લાઠી**—જુનાગઢથી ૪૦ ગાઉ પૂર્વ દિશાએ કાઠીયાવાડ જીલ્લામાં છે, કસ્બા કોટ સહિત એક મહાલ છે. તે એકજ કસ્બાનો મહાલ છે. ૧૪૬૦૦૦ દામોની જમાબંદી છે.

**ગોલીઆણા**—જુનાગઢથી ૬૦ ગાઉ પૂર્વ તરફ ધંધુકાની પાસે કસ્બા કોટ સાથે છે. તેમાં ફોજદાર કચેરી છે. અહીંથી સોરઠની સરહદ શરૂ થાય છે. તે એક મહાલ છે. ૧૦૪ ગામો છે. અને જમાબંદી ૧૬૦૨૭૦૦ દામોની છે.

**માંડવી**—જુનાગઢથી ૪૫ ગાઉ ગારીઆધારની પાસે પૂર્વ દક્ષિણની વચ્ચે ફોજદારી કોટ છે. એમાં એક મહાલ છે. ૨૫ ગામો ૫૦૦૦૦ દામોની જમાબંદી છે.

**મેંદરડા**—જુનાગઢથી ૧૦ ગાઉ દક્ષિણ દિશાએ કસ્બા કોટવાળો એમાં એક મહાલ છે. ૯૦ ગામો છે. તેની જમાબંદી ૧૨૯૧૧૯૫ દામોની છે.

**મહુવા**—જુનાગઢથી ૬૦ ગાઉ પૂર્વ દક્ષિણ દિશાએ ખારા સમુદ્ર કાંઠે ગામનો કોટ છે. બંદરની સાથે એમાં બે મહાલો છે. ૯૦ ગામો છે, જમાબંદી ૩૪૫૮૩૦૫ દામોની છે.

**માંગરોલ**—જુનાગઢથી ૨૦ ગાઉ દક્ષિણ પશ્ચિમ દિશાએ ખારા સમુદ્રથી બે ગાઉના ફાસલે કસબાનો કોટ છે, ફોજદારી કોટ છે અને માળીઆની ગઢી છે. બંદર સાથે એના બે મહાલો છે. ૨૨૭ ગામો છે, જમાબંદી ૯૬૬૭૧૩૫ દામોની છે. આ પરગણામાં માધુપુરનો કિલ્લો, સાબ-

લીનો કિલ્લો, બાલાગામનો કિલ્લો, અને કેસોજનો કિલ્લો છે અને તે જમીનદારના તાલુકામાં છે અને તે રાજા મંડલિકના સગામાં થાય છે. અને રાજા મંડલીક સોરઠનો રાજા હતો. અડીઆ તથા બગસરાના કિલ્લા પણ તેમાંજ આવેલા છે.

**મોરબી**—જુનાગઢથી ઉત્તર પૂર્વમાં ૭૦ ગાઉ ઉપર છે. અને તે મચ્છુ નદી ઉપર છે. કસ્બાને ફરતો કોટ છે. ફોજદારનો કોટ છે. અહીંની જમીનદારી ગેર બંદોબસ્તી છે. દફતરમાં તેનો દાખલો નથી. એમાં એક મહાલ છે. ૨૦૦ ગામો છે. ૩૩૩૦૦૦૦ દામોની જમાબંદી છે.

**હળવદ ઉર્ફે મુહમદ નગર**—જુનાગઢથી ૮૦ ગાઉ પૂર્વ ઉત્તર દિશાએ અને અહમદાબાદથી ૫૦ ગાઉ પહાડની તળેટીમાં છે. કસ્બાને કોટ છે. આ એક મહાલ છે. ૧૧૨ ગામો છે. જેમનો દાખલો દફતરે આવતો નથી. જમાબંદી ૨૫૦૮૦૦ દામોની છે. ઔરંગજેબના વખતમાં ત્યાંના જમીનદાર નઝર અલીખાનને જાગીરમાં દર વરસે પચીશ હજાર રૂપિયા સલામીના લઇને આપવામાં આવેલું. ત્યાર પછી ગેર અમલીમાં આવી ગયું. સુબાઓ અહીંથી પેશકશી લે છે. સો રૂપિયા જાતી નીમનોક અને ત્રણસો સ્વારો કડી પરગણાના ફોજદારીના પેટામાં ગણાય છે.

**મલકપુરા**—જુનાગઢથી સાત ગાઉ પૂર્વ દક્ષિણ દિશાએ ખારા સમુદ્ર કાંઠે છે. એમાં મુઝફરાબાદ બંદર છે અને એના ટાપુમાં કિલ્લો બાંધ્યો છે અને તે સુલતાન મુજફ્ફર ગુજરાતીએ કરેલો છે. એમાં બે મહાલો છે. ૨૭ ગામો ૨૫૦૦૦૦ દામની જમાબંદી છે.

**હસ્તીચોક**—જુનાગઢથી ૪૦ ગાઉ પૂર્વ દક્ષિણ દિક્ષાએ પાલીતાણા પાસે એક મહાલ છે. ૧૪ ગામો છે. તેની જમાબંદી ૪૦ ૧૦૦૦ દામોની છે.

## ઇસ્લામનગર ઉર્ફે નવાનગર સરકાર.

એમાં નીચે મુજબ પરગણા છે અને તે સિવાય બંદરો વિગેરે છે. કે જેમની નોંધ સરકારી દફતરમાં આવેલી નથી. એવું કહેવાય છે કે, જુના વખતમાં રાવળ જામ–કચ્છના રાજાનો ભાઇઆત બે મહીના સુધી લડીને તે જગ્યાથી નીકળી આવ્યો. અને જુનાગઢ તથા કચ્છની વચ્ચે જગા દબાવી પડી નવાનગર શહેર વસાવવાનો પાયો નાખ્યો. આ જમીનને ભેજ ખાધેલ કહે છે. અને ધીમે સસ્તે આસપાસની ભોંય ઉપર કબજો ભોગવટો જમાવી દીધો.

અકબર બાદશાહના વખતમાં બાદશાહોના ધારા પ્રમાણે ગુજરાતી સુલતાનોની રૂઢીથી ત્યાંની જમીનદારી જામના નામ ઉપર બહાલ

રાખવામાં આવી. અને ઔરંગજેબ બાદશાહના વખતમાં સરકારી અધિકારીઓના હસ્તકમાં તે દેશ આવ્યો. એ વિશે એની યોગ્ય જગાએ વર્ણન થયેલું છે. અને સુબા મહારાજા જશવંતસિંહની અરજ ઉપરથી જામ તથા તેના પુત્રોને મનસબદારી આપવામાં આવી. ખંભાલીઆ વિગેરેથી ગણીને નવ મહાલો તેમની જાગીરમાં આપવામાં આવ્યા. અને નવાનગરનું ઇસ્લામનગર નામ આપવામાં આવ્યું. અહીંઆ દીવાન મુકવામાં આવ્યો, તથા ટંકશાળ ઉઘાડી તેની ઉપર મુત્સદીઓનો ઠરાવ કરવામાં આવ્યો. તેમાં મેહમુદીઓને ગાળી તેના રૂપિયા પાડવાનું કામ ચાલુ કરવામાં આવ્યું. આ દેશ ખાલસામાં ગણાતો હતો. ધીમે ધીમે દક્ષિણના મનસબદારો અને સુબાના તેનાતીઓના પગારોમાં અહીંની આવકની પગાર થતી હતી. અને ફોજદારો તથા જાગીરદારો ઠરાવવામાં આવતા હતા. એ પણ એના વર્ણનના સ્થળે લખવામાં આવ્યું છે. બાદશાહના ગુજર્યા બાદ જામે કબજો કરી લીધો. ત્યાં જે એક વાત ચાલુ રહી ગઇ તે એ છે કે, અહમદાબાદમાં જે માલ ઉપર હાંસલ લેવાયું હોય તેના દાખલાને ખરો માની કોઈ પ્રકારની અડચણ થતી નથી. અહીંના જમીનદારને જામ કહે છે.

**ઇસ્લામનગર વિગેરે ( હવેલી )**—અહમદાબાદથી ૧૧૦ ગાઉ પશ્ચિમે કિલ્લા તથા શહેર ફરતો મજબુત કોટ, બુરજ તથા છ દરવાજાવાળો અને તેની ઉપર તોપખાનાના કારખાના સાથે ટંકશાળ માંડવી—મેહમુદી ગાળવાને ઉઘાડવામાં આવેલી અને તેની ઉપર બાદશાહી સિક્કો પાડવામાં આવતો. ૫૦૦૦૦ દામોની જમાબંદી. મંડઇ મહાલમાં મુત્સદીઓ સેંકડે પાંચ ટકાનું મહેસુલ વસુલ કરતા હતા. તેની જમાબંદીનો આંકડો ૧૨૩૭૦૦ દામોનો છે.

**હેલી**—એમાં એક મહાલ છે, ૨૫૩ ગામો છે.

**અમરૂન**—એમાં એક મહાલ છે. ઇસ્લામનગરથી પૂર્વ દિશાએ અહમદાબાદ તરફ, ૫૨ ગામ, એક કોટ છે. જેમાં ફોજદાર તથા થાણદારની કચેરીઓ છે. મલેક અબદુલ લતીફ ઉર્ફે દાવલશાહની કબર અહીં છે.

**પડધરી**—ઇસ્લામનગરની પૂર્વ દક્ષિણ દિશાએ છે. એમાં એક મહાલ છે. ૩૯ થાણા છે.

**કાલાબરા**—ઇસ્લામનગરની દક્ષિણ દિશાએ છે. એમાં એક મહાલ છે. તેમાં ૭૦ ગામ છે. અને કોટમાં થાણાદારની કચેરી છે.

**લતીફપુર**—એમાં એક મહાલ છે અને તેમાં ૨૫ ગામો તથા એક થાણું છે.

**દરાયા**—ઇસ્લામનગરની દક્ષિણે એક મહાલ છે. ૮૬ ગામો પ્રગણા

હવેલી વિગેરેનું થાણું. ઉપરના પરગણા જુમલે છ મહાલો નવા કબજે આવ્યાના લીધે ગામો ગામની નોંધણી દફ્તરે આવેલી નથી. સરકારી ખાલસામાં જાગીરદારોની જમાબંદી ૫૨૮૨૪૩૨ દામની ઠરેલી હતી. ઇસ્લામનગરની ફોજદારી થાણદારીઓ સાથે હજાર રૂપિયા જાતી નીમનોકની અને સાતસો તેનાતી સ્વારોની છે.

**ખંભાલીઆ**—વિગેરે એમાં નવ મહાલો છે અને તે તમાજી જામની વતનદારી જાગીરમાં મહારાજા જશવંતસિંહની અરજ ઉપરથી અપાયેલા હતા અને કેટલાક પરગણામાં સરકારી ભાગોટી હતી.

**બંદર સાથે ખંભાલીઆ**—એ સ્થળો ઇસ્લામનગરથી પશ્ચિમ દિશાએ આ એક મહાલ છે એમાં ૫૫ ગામો છે. કોટમાં થાણદાર રહે છે. ૨૦૧૦૦૦૦ દામોની જમાબંદી છે.

**મારંડી**—ઇસ્લામનગરથી પશ્ચિમ દિશાએ છે. એક મહાલ, ૪૮ ગામો, જમાબંદી ૨૨૨૦૦૦ દામોની છે.

**ગઢા**—ઇસ્લામનગરની પશ્ચિમ દિશાએ છે. એક મહાલ. ૪૮ ગામો, જમાબંદી ૧૦૭૨૨૦૦ દામોની છે.

**બનીઆલી**—ઇસ્લામનગરની પશ્ચિમે, એક મહાલ, ઝાકડા બંદરની સાથે ૨૨ ગામો, ૬૭૦૬૦૦ દામોની જમાબંદી છે.

**વેસાવાડા**—ઇસ્લામનગરથી પૂર્વ દક્ષિણ દિશાએ, એક મહાલ, ૧૯ ગામો, જમાબંદી ૪ લાખ દામની છે.

**ધ્રોળ**—૧ મહાલ, ૯૭ ગામો, જમાબંદી ૧૫૩૩૦૦૦ દામોની છે, આ પરગણામાં જામની ભાગોટી હતી.

**એપુર ઉર્ફે બડા**—ઇસ્લામનગરથી પશ્ચિમ દિશાએ, એક મહાલ છે, તેમાં ૫૩ ગામ છે, એની ૧૫૮૫૦૦૦ દામની જમાબંદી છે. તથા થાણદારની કચેરી છે.

**ખંડોલીઆ**—ઇસ્લામનગરની દક્ષિણે, એક મહાલ, ૧૨૮ ગામો છે, જમાબંદી ૨૩ લાખ દામની છે. અહીં થાણા કચેરી કોટમાં છે. ઉપરના પરગણા તેમાં છે. અને કોઇક પરગણામાં તમાજી જામને ભાગ આપવામાં આવેલો હતો તેથી તેમની જમાના દામો ફોડથી લખવામાં આવ્યા. હવે જે પરગણા તથા કિલ્લાઓ ઇસ્લામનગર સરકાર તાબે છે. અને મહેસુલના કબજામાં આવેલા નથી તેની નોંધ દફ્તરમાં દાખલ નથી. ૧ જોધપુર પરગણું, ૨ જોડીઆ પરગણું, ૩ ઓલ પરગણું, ૪ વાલંભા પરગણું, ૫ ભકોલ પરગણું, ૬ હરસાવરસા પરગણું, ૭ બંદર સાથે સુબા પરગણું. સઘળી સરકાર દામોની ગણતરીથી જમાબંદી ૧૯૭૪૪૨૫૪ દામની છે.

## સુરત સરકાર.

અહમદાબાદથી દક્ષિણ દિશાએ ૧૧૦ ગાઉ. સુરતની દીવાની ઘણું કરી ત્યાંના મુત્સદ્દીના તાબામાં હોય છે. અને કોઇ વખતે સુબા દીવાનના પેટામાં પણ અપાય છે. એના તાબે ૩૧ મહાલો છે. બંદરનો એક મહાલ ગણાય છે અને પરગણામાં મહાલ છે. તેના પરગણા નીચે મુજબ છે.

**સુરત શહેર**—અહમદાબાદથી દક્ષિણ દિશાએ ૧૧૦ ગાઉ છે. એની દક્ષિણની સીમા ગુજરાતી સુલતાનોના વખતમાં ખાનાપુર સુધી હતી. જ્યારે અકબર બાદશાહે નંદરબાર વિગેરે પરગણા ખાનદેશના સુબામાંથી અહીં દાખલ કર્યા, ત્યારથી હમણા સુધી તેની હદ મીરકોટ આગળ છે. મીરકોટ તુગરામાં છે અને બકલાના તરફ એની હદ કુંદમાર સુધી છે. જુના વખતમાં શહેરને કોટ નહોતો. ઔરંગજેબના વખતમાં જ્યારે દક્ષિણી લોકોનું તોફાન જાગ્યું ત્યારે શહેર ફરતો કોટ કરવામાં આવ્યો અને ફર્રુખશીઅર બાદશાહના વખતમાં હૈદરકુલ્લી ત્યાંનો મુત્સદ્દી નીમાયો હતો. તેણે કેટલાક પુરાઓ માંહે લઇને બીજો કોટ બનાવ્યો અને તેને આલમ પનાહ ( જગ રક્ષક ) નામ આપ્યું. એનું વર્ણન બેઉ કોટ બંધાવવામાં આવી ગયું છે.

અધિકારીઓ—હુજુર બાદશાહી સણંદથી નીમાય છે.

કિલ્લેદારી—મીરઅતિશ ( અગ્નિનાથ ) ના પુસ્તક પ્રમાણે તેની સણંદ અને મહોરથી ઠરાવવામાં આવે છે. અને તેને અઢીસો સ્વારોનું ઉપરીપણું જાતી મનસબ ઉપરાંત અને હાજરીની શરતે અપાય છે.

કીલ્લાની હકીકત–એવું કહે છે કે, ગુજરાતી સુલતાનોના રાજ વખતે બંદરની જગા અને કસ્બાની વસ્તી શહેરનો કસ્બો હતી. હી. સને ૯૪૭ સફરઆકા નામના તુર્કે ગુજરાતીઓમાં થતી અડચણો મટાડવાને લોઢાનો કિલ્લો બાંધ્યો હતો. સફરઆકાને સુલતાન મેહમુદે ખુદાવંદખાનનો ખિતાબ આપેલો. આ નડતરો ફીરંગીઓની હતી કે, જે વહાણોમાં બેશી ત્યાં આગળ આવી ત્યાંના રહેવાશીઓને ભાતભાતની ઇજાઓ કરતા હતા. અને કિલ્લો બાંધતી વખતે, કેટલાક વહાણોમાં બેશી ફીરંગીઓ તોપખાનું લઇને આવ્યા હતા અને ગોળા મારી લડાઇની છેડ કરી હતી. એનો હેતુ કિલ્લો નહિ બાંધવા દેવાનો હતો. તે વાત એમની ચાલી નહિ અને પંદર ગજના ઓસારની દીવાલનો અને વીશ ગજ ઉંચાઇનો ઘણા પુખ્તપણે કિલ્લો તૈયાર થઇ ગયો. તેની ઉપર સર્પમુખી તોપો, સામગ્રી, અને કિલ્લેદારનો ઠરાવ થયો અને એથી તેમની પીડા ટળી ગઇ.

મુસ્સદ્દી—હુજુરી સણંદ મોટા દીવાનની મહોર ઉપરથી નીમાય છે.

તેને જાતી મનસબ તથા પાગા અને પાગા પેટે સો રૂપિયા જાતિ પગાર અને આહસો સ્વારો તેનાતી મળે છે અને તે નાયબો ફુરજા મહાલની અંદર દરિયાઇ તથા દેશી વિગેરે માલનું મહેસુલ વસુલ કરે છે. અહીં સદર, કાજી, બક્ષી, ખબર પત્રી, સમાચારી, હલકારા, વહાણોમાં આવતા મહોતસીબ, અરબી ઇરાકી ઘોડા ખરીદી દરોગો, જાનવરોના બંદોબસ્તનો દરોગો, કચેરીનો દરોગો, મુખ્ય ખજાનાનો દરોગો. અમીન, ખરચ અધિકારી, અદાલતનો દરોગો, ઇમારત ખાતાનો દરોગો, નોકરો, કિલ્લાની ખરીદી દરોગો, ટંકશાળનો દરોગો, મીઠાના અગરનો દરોગો, મુશરફ, જમીન વિગેરે મહાલોના કામનો દરોગો, સદાવ્રતનો દરોગો, કર વસુલ કરનાર અમલદાર, નોકરોની ભાષાનો અમલદાર, કોટવાલ, ઝવેરી બજારનો દરોગો, મનીઆરી બજારનો દરોગો, ભાડુ વસુલ કરનાર અમલદાર, વૈદક ખાતાનો અમલદાર, માલનો અમલદાર, જમાખાતાના ખજાનાનો અમલદાર સદાવ્રત વિગેરે મહાલોનો અમીન, ધાત મંડઇનો દરોગો, મક્કાના વાર્ષિક ખરચનો અમલદાર, ઉપર લખેલી સઘળી નોકરી બાદશાહી દરબારી સણંદથી મોટા દીવાનના પુસ્તક પ્રમાણે તથા મીર અતિશની આજ્ઞા પત્રિકાની રૂએ મોટા બક્ષીઓ, સદરૂસ્સુદુર, મીર સામાન, ટપાલ અમલદારના કાયદા પ્રમાણે ઠરાવવામાં આવે છે.

જમાબંદીવાળા ગામોના મહાલો ૧૯ છે.

**શહેર**—ટંકશાળ ધાનમંડી વિગેરે ૧ મહાલ ૧૫૦૦૦૦૦ દામોની જમાબંધી છે.

**ચોરાશી**—એક મહાલ, ૮૪ ગામો, ૮૧૬૭૫૫૦ દામોની જમાબંદી છે.

**રાંદેર**—એક મહાલ કસબો જમાબંદી આંકડો ૨૬૫૦૦૦ દામોનો છે. જુના વખતનું શહેર છે.

**હરોલી**—એક મહાલ, જમાબંદી ૧૫૮૦૦૦૦ દામોની છે.

**વલસાડ**—એક મહાલ, ૫૨ ગામ જમાબંદી ૩૫૭૭૦૦૦ દામોની છે.

**ચીકલી**—એક મહાલ, ૮૫ ગામ, જમાબંદી ૧૩૦૦૦૦૦ દામોની છે.

**નારપુરા**—એક મહાલ, સુરતથી ત્રણ ગાઉ ઉત્તરે, જમાબંદી ૬૭૦૦૦૦ દામોની છે.

**પારનોલી** તથા **મઃએલ**—કસ્બો મળી બે મહાલો, સુરતથી બાર ગાઉ જમાબંદી ૫૦૦૦૦૦ દામોની છે.

**ગણદેવી**—સુરતથી ૧૯ ગાઉ, એક મહાલ, ૨૭ ગામો, જમાબંદી ૨૩૦૦૦૦ દામોની છે.

**નવસારી**—૧ મહાલ, ૨૩ ગામો, જમાબંદી ૧૦૦૦૦૦ દામની છે.

**માલોર**—એક મહાલ સુરતથી ૧૯ ગાઉ, ૬૪ ગામો, જમાબંદી ૩૫૪૮૫૩ દામની છે.

**ખંડકા**—એક મહાલ, સુરતથી ૨૨ ગાઉ, ૧૬ ગામો, જમાબંદી ૧૪૧૬૭૦ દામોની છે.

**સહુરત**—એક મહાલ ઉજડ છે. ૨૧ ગામો, જમાબંદી ૧૬૦૦૦૦ દામની છે,

**વેલવાડા**—એક મહાલ સુરતથી ૩૯ ગાઉ, ૨૦ ગામો તેની જમાબંદી ૧૯૮૨૮૮ દામોની છે.

**ઉનાવલ**—એક મહાલ, ૬ ગામ, જમાબંદી ૫૦૦૦૧ દામની છો.

**વહુમોરી**—એક મહાલ, ૧૬ ગામો, જમાબંદી ૭૫૦૦૦ દામોની છે.

**લુહારી**—એક મહાલ, ૧૨ ગામો જમાબંદી ૧૦૦૦૦૦ દામોની છે.

**અનસર**—એક મહાલ, કસબો જમાબંદી ૧૫૪૦૦૦૦ દામોની છે.

**સરભવન**—એક મહાલ, જમાબંદી ૧૨૨૫૦૦૦ દામોની છે.

**ખરોદ**—એક મહાલ, જમાબંદી ૬૯૦૦૦૦ દામોની છે.

**આસર**—એક મહાલ, અહીં કિલેદાર છે. બંદરની મુસ્સદીગીરી તાબે અહીંની થાણદારી છે. તેનો જમાબંદી આંકડો ૧૬૪૦૦૦૦ દામોનો છે.

**મહુવા**—એક મહાલ, જમાબંદી ૧૨૦૬૨૦ દામોની છે.

**એસાવરદા**—એક મહાલ, જમાબંદી ૮૩૬૩૨૦ દામોની છે.

**કુમની**—એક મહાલ, જમાબંદી ૧૨૦૩૦૮ દામોની છે.

**નારજોલ**—એક મહાલ, જમાબંદી ૫૩૭૭૩૭૧ દામોની છે.

**તલારી**—એક મહાલ, જમાબંદી ૪૯૬૦૦૦ દામોની છે.

**કામરેજ**—સુરતથી બાર ગાઉ પૂર્વ ઉત્તર તરફ, એક મહાલ, ૧૯૩૫૦૦૦ દામોની જમાબંદી છે.

**નવસારી**—એક મહાલ, જમાબંદી ૬૦૩૨૦૦ દામોની છે.

**તલસેર**—એક મહાલ, જમાબંદી ૩૮૦૨૭૮ દામોની છે.

## વિભાગ ૧૦ મો. પેશકશી પ્રયત્ન.

પેશકશીની ૬ સરકારો છે. અને તે જમીનદારોના તાલુકા છે. અકબર બાદશાહે આ દેશ જીત્યો ત્યારે દરેક સંસ્થાનના જમીનદારોને ગુજરાતી સુલતાનોના ધારા પ્રમાણે સુબાની સાથે સરકારી નોકરી બજાવવાની શરતથી તેમના સંસ્થાનો કાયમ રાખવામાં આવેલા. તેઓ ધારા પ્રમાણે કસ

તથા બળના પ્રમાણથી પેશકશી વસુલ કરે છે. જમીનદારોના નામો, રાજપી-પળા, મોહાન, લુણાવાડા, નવાનગર, બારૂભરાઇ, રાણાવાવ, ઝાબા, ઝર માંડવી, આ સરકારના ખંડણીત છે. અને તેઓ ગીરાશીઆ રજપુત, કોળી, કાડી, જત જાડેજા, વાઘેર, કુરેશી, રાઠોડ અહીર, મકવાણા, જુના વખતથી પોતાના સંસ્થાનોને કબજે રાખી રહેલા છે અને સુબાઓ ફોજધાંટાથી પેશકસી વસુલ કરે છે.

**ડુંગરપુર સરકાર અને વાંસવાડા સરકાર.**

આ સુબાની સરહદ ઉપર છે. આ સંસ્થાન ગુજરાતના સુબા, તથા માળવાના સુબાની વચ્ચે છે અને તે પૂર્વ દિશાએ છે. અહમદાબાદથી ૧૨૦ ગાઉ છે. તે મહી નદીની પેલીપાર છે. અહીંના જમીનદારને રાવ કહે છે. આ એ સરકાર એ જમીનદારના કબજા ભોગવટામાં છે. ઘણા દિવસથી એ સર-કારી આશરામાં હતો કેમકે ભાયાતોના માંહોમાંહે ટંટા હતા.

ડુંગરપુર સરકાર ઉપર રાવળ રામસિંહના વડીલો રાજ કરતા હતા. કસલસિંહના ભાગમાં વાંસવાડો આવેલો. એ સરકારની સરહદ માળવાથી પણ મળેલી છે તેથી ત્યાંનો સુબો પણ કંઇ વસુલ કરે છે. બેઉ સર-કારમાંની દરેક સરકારમાં ૧૭૫૦ ગામો છે. આ દેશ પહાડોમાં આવેલો છે. ડુંગરપુરની હદ ગુજરાતના સુબાના સાગવાડા સુધી છે સાગવાડો નદી તીરે છે. પેલી પારના કિનારાની હદ ઉદેપુર તાબાના સલવણ વસ્તી સુધી છે.

રાવળ રામસિંહ હજુર બાદશાહી સણંદથી ઔરંગજેબ બાદશાહના વખતમાં એક હજાર રૂપિયા જાતી નીમણુંક અને હજાર ઘોડાના ધણીની પદવી ઉપર હતો. ડુંગરપુર સરકારની જમાબંદી ૧૬૦૦૦૦૦૦ દામની હતી. તે તેની જાગીર પગારમાં કપાતા હતા. માળવાનો રસ્તો અહીંથી તેના વખતમાં ઠરાવવામાં આવ્યો હતો. મુહમદ ફરૂખશીઅર બાદશાહની તખ્ત નશીનીના પાંચમાં વરસમાં એક ફરમાન પ્રગટ કરવામાં આવ્યું કે, મહારાણા રામસિંહની રાજ તરફ શુભ લાગણી હોવાના લીધે તથા સારી નિષ્ટાના કારણથી ઉદેપુર, ડુંગરપુર, અને વાંસવાડાની રાણાઇ ( રાણાપણું એટલે રાજાપણું ) તેને બક્ષીસ કરવામાં આવ્યું છે.

પહેલા ઔરંગજેબ બાદશાહના વખતમાં સજાઅતખાનની હકુમત સુધી જમીનદારોનું લશ્કર સરકારી નોકરી કરવાને હાજર થતું હતું. ડુંગર-પુર જમીનદારના માણસોની જગા જુના તળાવ ઉપર હવેલી પ્રગણાના ગામના બાગમાં હતી. ૧૦૦૦૦૦ રૂપિયા વાંસવાડાથી સુબાઓ પેશકશીમાં વસુલ કરતા આવ્યા છે.

**સોંથ સરકાર**

અહમદાબાદથી ૮૩ ગાઉ ઉપર પૂર્વ દિશાએ છે. અહીંનો જમીનદાર સુબાઓને ૧૫૦૦૦ રૂપિયા સુધી પેશકશીના આપતા.

**શીરોહી સરકાર.**

અહમદાબાદથી ૫૦ ગાઉ પૂર્વ ઉત્તર દિશાએ છે, એની સરહદ મારવાડથી મળે છે, આ દેશ પહાડોની અંદર આવેલો છે. તે પાલણપુરથી ૪૦ કોસ છે. એના ગામો ડીસા પરગણાથી મળેલા છે. આબુના પહાડના શીખર ઉપર એનો કિલ્લો છે તે ઉજ્જડ છે. એ પહાડમાં ૧૨ ગામો આબાદ છે અને પાણીના ઝરા વહે છે. ઘાસ તથા વૃક્ષોનું ઝુંડ છે. આખી જમીન લીલાલેરવાળી રહી છે. જ્યારે ગુજરાતનો સુબો અકબર બાદશાહના અધિકારીઓના કબજામાં આવ્યો. ત્યારે રાજા ટોડરમલને આખા સુબા દેશની તપાસણી ઉપર નીમ્યો હતો. તે વખતે ત્યાંનો જમીનદાર બહાદુરખાનની મારફતે આવીને મળ્યો હતો. ૫૦ હજાર રૂપિયા અને એકસો મહોરો પેશકશી દાખલ આપેલી. પોશાક, ગામ, એક હાથી અને શીરોહી સરકાર બે હજાર સ્વારોથી સુબાની નોકરી કરવાની શરતથી જાગીર પેટામાં આપવામાં આવી. બાદશાહજાદા મુહંમદ દારાશીકોહની હકુમત અને ગેરતખાનની દીવાનીના વખતથી તેની રજુઆત નથી.

**સુલેમાન નગર ઉર્ફે કચ્છ સરકાર.**

અહમદાબાદથી ૧૦૦ ગાઉ પશ્ચિમ ઉત્તર દિશાએ છે. એની સરહદ ઠઠ્ઠાની સરહદથી મળે છે. રસ્તાની અંદર કટારીઆના માર્ગે રણ આવે છે. જેનું વર્ણન ઉપર કરવામાં આવ્યું છે. અને રાંધનપુરના રસ્તેથી પણ આઠ ગાઉથી રણમાં રસ્તો પડે છે. આ રાજ તાબે ગુજરાતી સુલતાનોના વખતમાં ૨૦૮૦ ગામો હતા અને ચાર હજાર સ્વારોથી રાજા નોકરી બજાવતો હતો. ભારા નામનો રાજાના રાજ કરવાનો જ્યારે વખત આવ્યો તે વખતે ગુજરાતનો સુબો બાદશાહના તાબામાં આવ્યો. આ દેશનો છેલ્લો સુલતાન મુઝફ્ફર નાશીને ત્યારે અહીંના રાજાના આશરામાં ગયો હતો. તે વખતના સુબા મોટાખાન અઝીઝ કોકલ તાશમીરજા તેને પકડી હસ્તક કરવાને બહાર પડયો. ભારાએ બાદશાહી ભારે લસ્કરના સપાટા જોઇ નીશાની આપી કે, આવો. એ વિશેની હકીકત અકબર બાદશાહના વર્ણનમાં આવી ગઇ છે. મુઝફ્ફરને પકડીને હસ્ત કરાવી દેવાના ઇનામમાં ભારાએ દરખાસ્ત કરી કે, મોરબી જાગીરમાં અને નોકરીની માફી મળવી જોઇએ. તે દરખાસ્ત મોટાખાને કબુલ મંજુર કરી અને ભારાએ મોરબી પરગણું, કંથરી, સાંથલપુર કનીકોબ વિગેરે ગામો ચારે

બાજુથી મોરદવાડા પ્રગણેથી ધીમે ધીમે કબજે કરી લીધા. સુલતાન મેહમુદ બેગડે રોજખારનું પરગણું જે સીંધસાગરની હદ સુધી પહોંચે છે તે કબજે કરેલું હતું તે પણ પોતાના કબજા ભોગવટામાં કરી લીધું અને પોતાના રાજના વધારામાં દાખલ કરી લીધું. હવે એના વખતમાં આશરે ૮૦૦૦ ગામો તથા કેટલાક બંદરો છે. આ વખતમાં આ રાજ તથા વિસ્તારમાં આ ગુજરાતના સુબામાં એના કરતાં બીજું કોઈ રાજ સરસ નથી. દારાશી-કોહના અમલમાં રાજને જોતાં કચ્છના રાજા તાબે ઠઠ્ઠાથી લઇને ગુજરાત સુધી તેનીજ હકુમત હતી. દારાશીકોહની હાર થઇ ત્યારે તેજ વખતે તે પાછો ફર્યો હતો. ઔરંગજેબના વર્ણનમાં એ વિશે લખાઇ ગયું છે.

જ્યારે બાદશાહને ખબર થઇ કે, કંઇ માલ અને દારાસિકોહનું ઝવેરાત કચ્છના રાજાની પાસે છે તેથી હુકમ પ્રમાણે જુનાગઢનો ફોજદાર કુતુબુદીનખાન બેશગી નાયબસુબા હોવાના લીધે લસ્કર લઇ તેને શિક્ષા આપવા ગયો. રાજા શરણે આવ્યો અને પેશકશીની ૩ લાખ મેહમુદી અને દારા શીકોહની ઘરવટની જણસો સરકારમાં દાખલ કરી દીધી. અને પોશાક તથા હાથી લઇને રવાને થયો.

પહેલાંથી આ દેશ રાજની ગણતરીમાં છે. તેથી તેની દરોબસ્ત નોંધણી દફતરે આવેલી નથી. કેટલાક પરગણાનાં બંદરોમાં આસપાસથી વહાણો આ-વતા જતા રહે છે. તેમાંના પ્રખ્યાત અને જે મળી આવ્યા તે પ્રગણા, બંદરો વિગેરે હેઠળ આપવામાં આવે છે. ( ફરવરી આરામગાહ ) બાદશાહના વખતમાં મુઇજ્જુદોલાના નાયબે છ લાખ મેહેમુદી પેશકશીમાં વસુલ કરેલી.

**ભૂજનગર**—રાજાની રાજધાની છે. પત્થરે બાંધેલો કોટ છે. તેમાં બુરજ અને વાડો છે. તે ઘણો મજબુત છે. એની ઉપર તોપખાનું રહે છે. આ વખતમાં પહાડના શીખર ઉપર એક બીજો કિલ્લો બાંધ્યો છે. ભૂજમાં બનાશાહી તથા માણાશાહી ભુંગ તલવાર ઘણી સરસ બને છે. પરગણાની વિગત નીચે મુજબ છે.

અંજાર-ખારા સમુદ્ર ઉપર છે, ભૂજથી દક્ષિણ દિશાએ છે, તેમાં બંદર છે, એમાં બે મહાલો તથા પથ્થર બાંધેલ કિલ્લો છે, ચોથારી ધણુકા એક એક મહાલ છે. માંડવી—ખારા દરિયા ઉપર ભૂજની દક્ષિણે બંદર સાથે એના બે મહાલો ગણાય છે, અહીં પત્થર બાંધેલો કિલ્લો છે. સરમા—ખારા સમુદ્ર ઉપર બંદર સાથે બે મહાલો છે. હરમાકર—એક મહાલ. વાડા—એક મહાલ. બુઝબાણી—એક મહાલ ભૂજથી ૫૦ ગાઉ. કુવાદરા—એક મહાલ ભૂજથી ચાળીસ ગાઉ. પાંદણી—એક મહાલ. બરબરી—એક મહાલ

કોડ્રી—એક મહાલ એમાં કિલ્લો છે નારબ્સર—એક મહાલ. નલીઆ—એક મહાલ એમાં કિલ્લો છે, જગતથી ૪૦ ગાઉ છે. કશરા—એક મહાલ. ક્નીકોટ—એક મહાલ. રસીદા—એક મહાલ. સંગાલુ બંદર—એક મહાલ. દુગ હોડીબંદર—પત્થર બાંધેલ કિલ્લો, એક મહાલ. મુંદ્રા બંદર—એક મહાલ. કટરા—એક મહાલ. નાગરી તથા સાંકમોત—બે પરગણા. સાસરી—એક મહાલ. અરમાબંદર—એક મહાલ. ગોધરાબંદર—એક મહાલ. નકી બંદર—એક મહાલ. કંકરાલાબંદર—એક મહાલ ખારા દરિયા કાંઠે કઠા અને કચ્છની સરહદ વચ્ચે. ઓરંગાબંદર—એક મહાલ. અહીંથી ઠઠ્ઠાની સરહદ અને તે દેશના બંદરો શરૂ થાય છે.

**રામનગર સરકાર.**

અહમદાબાદની દક્ષિણ દિશાએ સુરત સરકારથી મળેલી આ સરકાર છે. જ્યારે રાજા ટોડરમલ તે ભણી ગયો. ત્યારે ભરૂચ મુકામે જાહિરખાન ગુજરાતીની મારફતે અહીંનો રાજા આવીને મળ્યો. ૧૨૦૦૦ રૂપિયા, ચાર ઘોડા, અને બે તલવારો પેશકશીમાં આપી હતી. ઘોડા તથા પોશાકનું ઇનામ લીધું અને એના વાસ્તે પંદરસો રૂપિયા જાતિ નીમણુંકનું મનસબ ઠરાવવામાં આવ્યું અને નોકરી પેટામાં સ્વસ્થાન જાગીરમાં અપાએલું કાયમ રાખવામાં આવ્યું. અને ઠરાવ થયો કે. એક હજાર સ્વારોથી સુબાના તાબામાં બાદશાહી નોકરી કરવી. રામનગરની પેશકશી સુરત બંદરના મુસ્સદીના તાબામાં છે.

**દેશાઈ દસ્તુરી.**

( એટલે સુબાના દેશાઇઓની જુમેદારીની પેશકશીઓ ) જ્યારે આ સુબો બાદશાહી તાબામાં આવ્યો. ત્યારે હુજુર હુકમથી રાજા ટોડરમલે આખા સુબાની તજવીજ કરી અને સઘળા મહાલોમાં દેશાઇગીરી ઠરાવી અને ખરા માલની ખરી કીંમતના સોના આંકડા ઉપર ૨॥ અઢી રૂપિયાનો રૈયત ઉપર ઠરાવ કર્યો. જેથી તેઓ સરકારી ચાકરી કરતા રહે. મોટા ખાનની હકુમતના વખતે તેની અડધી દસ્તુરી સરકારમાં જમે થઇ અને અડધી તેમના નામ ઉપર બહાલ રહી. તેમાંથી અડધી એટલે દશ આના સરકારે લઇ લીધા. અને તે સરકારના હિસાબે સરકારી ખજાનામાં દાખલ થતા. અને તે વસુલ કરવાનો અધિકાર સુબાના દીવાનનો છે. અને દેશાઇઓને દશ આના માફીમાં અપાયા.

**સુબાઓ લશ્કર લઈ જઈ પેશકશીઓ લે છે તે.**

જ્યારે ગુજરાતી સુલતાનોએ ગુર્જર દેશ સઘળો હસ્તક કર્યો તે વખતે બાપદાદાના વખતથી અત્રે રહેતા કોળી તથા રજપુત લોકોએ ચારે તરફ

તોફાન તથા હુલ્લડ મચાવ્યા. તે લોકોના ફિસાદને દુર કરવાને એવો ઠરાવ થયો કે જમીન ઉપજનો તેમના તાબાની જમીનનો ચોથો ભાગ આપવામાં આવ્યો કે તે લોકો ખેતીવાડીના ધંધામાં પડી તે તે જગ્યાની સંભાળ કરતા રહે અને તે માફીને ગુજરાતી બોલીમાં વાંટો કહે છે. બીજો ભાગ જે સુલતાની સરકારમાં લેવાનો ઠરાવ થયો તે તલબદ કહેવાયો. અને તે સલામી દાખલ જમીનની હાલત પ્રમાણે તેમની પાસેથી લેવાનો ઠરાવ કરવામાં આવ્યો કે દર વીઘે તેમના વાવેતર ઉપર સરકારમાં આપતા રહે. જે હમણાં પેશકશી દાખલ સુબાઓ ફોજ લઇ જઇને વસુલ કરે છે. અને જમીનદારી પ્રગણાના નામની તેમના કબજા ભોગવટામાં રહી અને સલામીના બદલામાં તેમની પાસેથી કામ પડે નોકરી લેવાનો ઠરાવ થયો કે તે લોકો આવીને ભેગા કામ કરે. કાળ વીતતાં નોકરીના ધારાઓથી તે છુટાં થયા અને પેશકશી દરેક પરગણામાં આપતાં રહે છે. અને રૈયતી ગામોમાંથી કચેરી દાખલ કંઇ લે છે. પુસ્તકમાં પેશકશી લખી છે.

| પ્રગણાનાં નામ. | કેટલા વાંટા સ્થળો. | જમીનદારોની પેશકશી રૂપીયા. | રૈયતથી હકના રૂપિયા. | કેટલાં ગામ | કેફીઅત. |
|---|---|---|---|---|---|
| સાબરકાંઠા. | | ૩૪૨૧૩૫ાા= મે. ૪૪૧૯૧૧ | | | બે બળદ પાંચ ઘોડા |
| કડી | ૨૬ | ૪૪૦૯૫ | ૫૦૦૬ | છે. | |
| બીલ | ૯ | ૩૧૫૪ | ૫૩૪૮ | છે. | |
| વીજાપુર | | જમીનદારોના ૪૬૮૮૧ાા પેશકશીના ૨૮૦૦૦ | ૧૦૦૦૯ | છે. | |
| પીપલોદ ઉર્ફે ધારાસના | ૨ | ૭૨૫ | ૪૧૬ | છે. | |
| અહમદનગર | ૬ | ૨૨૨૯ | ૧૫૧૫ | છે. | |
| પ્રાંતિજ | ૬ | ૨૪૩૯ | ૩૮૮૧ | છે. | |
| ઇડર | ૭ | ૩૧૧૫૭ | ૧૦૦૧ | છે. | |
| રસુલનગર ઉર્ફે વીસલનગર | ૧ | ૧૩૦૦૧ | ૭૦૦ | છે. | |

| વીસલનગર | | | | | |
|---|---|---|---|---|---|
| ઝાલાવાડ | ૨ | ૧૯૦૨ | ૧૬૦૧ | છે. | |
| ખેરાળુ | ૨ | ૩૬૮૦૦ | ૨૦૨૫ | છે. | |
| ચુંવાલ પટી | ૪ | ૮૧૧૯ | ૪૨૪૨૫ | છે. | નજરાણાના રૂ. ૧૫૬૭૫ |
| પાટણ | ૧૯ | ૧૯૬૭૫ | ૪૨૪૨૫ | છે. | |
| સમી | ૦ | ૦ | ૩૫૮૧ | છે. | |
| મુઝપુર | ૦ | ૦ | ૩૫૦૧ | છે. | |
| તીરવાડા | ૪ | ૫૨૨ | ૦ | છે. | ૧૧ હજાર મે. ૩ જાગદ. |
| પારકર | ૧ | ૧૫૦૦૦ મેહમુદી | ૦ | ,, | જમો ફિવારોથી જમીનદાર સુબાની નોકરીમાં રહેતો અને પ્રગણાનો ચોથો ભાગ ખાતો એ કચ્છી ઘોડા. |
| થરાદ | ૪ | ૩૦૩૪૧૧ મે. | ૪ | ,, | |
| મોરવાડા | ૨ | ૮૦૦૦ ,, | ૦ | ,, | |
| રાંધનપુર | ૧ | ૧૨૦૦૦ ,, | ૦ | ,, | |
| સાંથલપુર | ૫ | ૫૫૦૦ રૂ. | ૦ | ,, | |
| | | ૫૮૫૦૦ મેહ. | ૦ | ,, | |
| પાલણપુર | ૧ | ૨૯૫૬ રૂપીયા | ૦ | નથી. | જમીનદારનો એક |
| | | કસ્બાથી | | ,, | મહાલ. અંહીના કબજેદાર ફાજદારથી. ૧૭૦૦૦ રૂા. |
| શારોહી | ૧ | ૧૫૦૦૦ રૂપિયા | ૦ | છે. | |
| | | ૧૦૦ મહોરો | | ,, | |
| વાત્રક કાંઠા / મહીકાંઠા | ૦ | ૬૦૦૨૫૧ રૂપીયા | | | |
| | | ૯૭૦૦૫૦ મેહમુદી | ૦ | ,, | |
| મેહમુદાબાદ | ૧ | ૦ | ૧૫૦૦ રૂ. | ,, | |
| | | | ગામ રૈય. | ,, | |
| | | | ૬૭૦૦૫૦ | ,, | |
| પેટલાદ | ૧૫ | ૨૬૦૪૬ | ૨૦૦૦૦ | ,, | |
| | | | ગામ રૈય. | ,, | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| અરહર માતર | ૫ | ૩૬૨૬ | ૨૦૫૭૮ | ,, | |
| ખંભાત બંદર | ૮ | ૨૬૯૬૦ | ૩૩૫૫૦ | છે. | |
| ચોરાશી | | | | | |
| થામણા | ૩ | ૨૮૫૫૨ | ૪૯૪૦ | છે. | |
| મહુધા | ૬ | ૧૩૯૫૦ | ૬૨૦૦ | છે. | |
| દાસરા | ૧૩ | ૨૧૨૫૦ | ૫૦૦૦ | છે. | |
| શાહેર | ૭ | ૧૬૪૦૦ | ૨૫૦૦ | છે. | |
| કપડવંજ | ૭ | ૨૮૯૩૨ | ૪૦૦૭ | છે. | |
| મોડાસા | ૬ | ૧૪૦૦૦ | ૧૬૬ | છે. | |
| વીરપુર | ૧ | ૮૭૦૦૦ | ૫૦૦ | છે. | |
| હરસોલ | ૧ | ૧૧૧૦ | ૫૦૦ | છે. | |
| મેઘરેજ | ૧ | ૧૫૦૦ | ૦ | | |
| મામુરઆબાદ | ૧ | ૪૦૦ | ૧૬૬ | છે. | |
| હૈદરાબાદ | ૧ | ૦ | ૨૦૦ | ,, | |
| શાહજહાંપુર ઉર્ફે કેસરા | • | ૦ | ૨૦૦ | ,, | |
| ડુંગરપુર | ૦ | ૧૩૫૦૦૦ | ૦ | ,, | |
| મહીકાંઠા વડોદરા | ૨૧ | ૧૯૧૩૮૫ મેહમુદી | ૬૭૦૦૮ મેહમુદી | ,, | |
| ચોર્યાસી ચાંપાનેર ઉર્ફે વાઘોડીઆ | ૮ | ૧૨૯૦૦ મેહમુદી | ૭૦૦૦ મેહમુદી | ,, | |
| સાવલી | ૮ | મે. ૪૧૯૦૯।। | મે. ૧૦૦૦૦ | ,, | |
| હવેલી ચાંપાનેર ઉર્ફે હાલોલ કાલોલ | ૨ | ૧૬૫૫૦ મેહમુદી | ૮૦૦૦ મેહમુદી | ,, | |
| ગોધરા | ૩ | ૩૭૫૦૦મે. | ૬૦૦૦મે. | ,, | સાથ સરકારથી |
| જમીનદારોના | ૨ | ૧૭૫૦૦મે. | ૦ | | |
| દોહદ | ૦ | ૦ | ૨૦૦ | ,, | |
| ઝાલોદ | ૧ | ૧૬૦૦૦ | ૦ | છે. | મુહમદ આઝમશાહ આવ્યો તે વખતે ત્યાંના જમીનદારે આપેલા. |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ડભોઇ | ૧ | મે.૧૫૦૦૦ | મે.૧૦૦૦૦ | છે. | રામપુરના જમીનદારથી. |
| બહાદુરપુર | ૦ | ૦ | મે.૨૫૦૦ | ,, | |
| સંખેડા | ૭ | મે.૮૪૨૦૦ | મે.૨૫૦૦ | ,, | |
| મોહાન | ૧ | મે.પ૨૦૦૦ | ૦ | ,, | |
| આલી | ૧ | ૧૦૦૦૦૦ | મે. ૦ | ,, | ઔરંગજેબના વખતમાં બહાદુરખાંએ લીધેલી જમીનદારોની પેશકશી. |
| તીલકવાડા | ૬ | ૨૫૪૦૦ | ૦ | ,, | |
| નાંદોદ | ૦ | ૪૦૦૦ | મે. ૦ | ,, | રાજપીપળાના જમીનદાર ગુજરાતી સુ- |

લતાનોના વખતમાં પ્રગણાનો ચોથો ભાગ લેતો અને એમાં સોળ પરગણા છે તે નંદનબાર સુધી છે, અને રાજા નોકરીમાં હાજર રહેતો. જ્યારે દીલ્હીની બાદશાહત આવી ત્યારે રાજા આવીને ટોડરમલને મળ્યો અને સુબાની હકીકત જાહેર કરી અને એવો ઠરાવ કરવામાં આવ્યો કે, નાંદોદના નજરબાર પાસેના પ્રગણાં સુધાં ચોથો ભાગ પહેલા પ્રમાણે લેવો અને એક હજાર સ્વારોથી સુબાની સાથે નોકરી કરવી. ત્યાં દેશાઇ, કાજી, ખબરપત્રીનો ઠરાવ થયો, પણ તેણે દેશાઇને મારી નાખ્યો તેથી સુબે લસ્કર ચઢાવી તેનો મુલક જીતી લીધો. છેવટે રાજા શરણે આવ્યો, અને એક લાખ રૂપિયા પેશકશીના આપ્યા. રૂસ્તમ અલીખાંએ ફિરદોઆરામગાહના વખતમાં રાજપીપળા ઉપર ચઢાઈ કરી જીતી લઇ બે લાખ પાંચ હજાર રૂપિયા જમીનદાર પાસેથી લીધા. પહેલી હકુમતમાં કચેરી હતી. ચાર હજાર મેહમુદી લેવાનો અમલ થતો હતો.

| | | | | |
|---|---|---|---|---|
| સીનોર | ૩ | મે.૬૪૦૦૦ | મે.૧૦૦૦૦ | |
| મકબુલઆબાદ, | ૨ | મે.૬૩૦૦૦ | મે.૨૦૦૦ | |
| ભરૂચ | ૧ | મે.૧૭૦૦૦ | ૧૬૦૦૦ રૂ. | |
| | | | મુહમદ અમીનખાંના વખતમાં | |
| જંબુસર | ૪ | મે.૨૭૫૦૦ | મે.૬૨૦૦૦ | |
| તેજપારા | ૧ | મે.૨૦૦૦ | મે.૫૦૦ | |
| તલેસર | ૧ | ૨૨૦૦૦ | ૦ | ઝરમંડવીના જમીનદારના |

| | | | | |
|---|---|---|---|---|
| ખંડકાવાડા | ૧ | ૨૫૦૦ | ૦ | |
| રામનગર | ૧ | ૯૦૦૦ રૂા. | ૦ | આજમખાંના વખતમાં. |
| શાહપુર | ૦ | ૩૫૮૧૮૬ | ૦ | પેશકશી તથા રૈયતના મળીને |
| | | મે.૧૧૪૩૪૮૧ | | ૧૪ ઘોડા કમોદના ૧૦૦ મણ |
| | | | | ચોખા ૬૦ ઉંટા ચાર તોપો ૪ ચીતા. |
| વીરમગામ | ૮ | ૩૭૩૩૧ | ૭૫૦૦ | દેશાઇઓ માર્ફતે |
| રાણપુર | ૪ | ૩૭૯૨૮ | ૪૨૧ | |
| વઢવાણ | ૪ | ૧૭૮૫૧ | ૯૪૪૮ | |
| ધોળકા | ૨ | ૪૦૦૦૦ | ૦ | |
| એમુના | ૨ | ૬૭૦૦ મે૦ | ૨૫૦૦ મે૦ | ત્રણ ઘોડા. |
| હવેલી–જુનાગઢ | ૩ | ૪૬૧૦ મે૦ | ૨૬૦૦૦ મે૦ | |
| ઝાડા | ૧ | ૫૬૨॥ | ૦ | |
| બગસરા | ૧૦ | ૧૭૬૮૦ મે૦ | ૦ | |
| વાંસાવડ | ૧૫ | ૧૮૮૮૧ મે૦ | ૦ | |
| માંગરોળ | ૮ | ૧૮૦૦૪ મે૦ | ૧૨૦૦૦ મે૦ | |
| ભમરાવ | ૧ | ૨૮૧ મે૦ | ૦ | |
| કારીઆધાર | ૨ | ૬૧૫૦૦ મે૦ | ૦ | |
| જેતપુર | ૧ | ૩૦૦૩ મે૦ | ૪૧૦૦ મે૦ | |
| માંડવી | ૧ | ૪૦૦ મે૦ | ૦ | |
| સુલતાનપુરહેવી | ૧ | ૩૫૦૦ મે૦ | ૨૫૦૦ મે૦ | |
| સોરઠ સરકાર વિગેરે આરંભ | ૪ | ૪૧૭૫ મે૦ | ૦ | |
| ઘોઘા | ૨ | ૧૨૦૦૦ મે૦ | ૦ | |
| પોરબંદર હેવી બંદર | ૧ | ૨૫૦૦ મે૦ | ૦ | |
| રાણપુર | ૧૨ | ૪૭૫૭૦ મે૦ | ૦ | |
| કુતીઆણા | ૧ | ૦ | ૩૫૦૦ મે૦ | |
| ગોંડલ | ૨ | ૧૦૩૧॥ રૂા. | | ૧ ઘોડો. |
| | ૧ | ૪૦૦૦ મેહ૦ | | |
| ધાઉ | ૧ | ૪૦૦ મે૦ | ૦ | |
| મેંદરડા | ૩ | ૨૫૭૫૧ મે૦ | ૭૦૦૦ મે૦ | |
| રાજકોટ | ૬ | ૭૨૫૮ | ૧૯૫૩ | |

| | | | | |
|---|---|---|---|---|
| ઉના | ૧ | ૫૧૦૦ મે૦ | ૦ | |
| મહુવા | ૧ | ૨૦૦૦ મે૦ | ૦ | |
| ધંધુકા | ૭ | ૪૮૬૩૧ | ૦ | |
| તલાજા | ૧ | ૧૯૦૦ મે૦ | ૦ | |
| બીલખા | ૨ | ૧૫૦૦ | ૦ | |
| ધારી | ૧ | ૧૦૦૦ | ૫૦૦ મે૦ | |
| કોડીનાર | ૧ | ૧૦૦૦ | ૨૭૨૫ રૂ૦ | |
| | | | ૧૪૨૫ મે૦ | |
| પાટણ દેવ | ૨ | ૮૭૮૮ મે૦ | ૨૦૮૦૦મે૦ | મેહમાની દાખલ પેશકશી |
| હસ્તીચોક | ૧ | ૧૬૦૦ મે૦ | ૦ | |
| બાટવા | ૧ | ૦ | ૫૦૦૦ મે૦ | |
| કુતીઆણા | ૪ | ૯૫૦૦ મે૦ | ૨૦૦૦ મે૦ | |
| અમરેલી | ૨ | ૨૪૬૭ મે૦ | ૦ | |
| દ્વારકા | ૨ | ૦ | ૦ | ૪ તોપો પેશકશીમાં |
| અમરૂન વિગેરે | ૧૫ | ૯૩૭૫૦ રૂ૦ | ૦ | |
| | | ૮૬૩૫૦ મે૦ | | |
| ઇસલામનગરના જામથી | ૦ | રોકડા પેશકશી ૬૦૦૦૦ રૂ૦ | ૦ | ૧૦ ઘોડા ૨૦૦ મણ કમોદના ચોખા ૪ ચિતા, શીયાગોશર. |
| કચ્છ સરકાર પરગણા સાથે | ૦ | ૬૧૦૪૦૬ મે૦ | ૦ | |

**દેશાઈ દસ્તુરી.**

| નામ. | સરકારમાંથી. રૂ૦ | જમીનદારથી. રૂ૦ |
|---|---|---|
| ઇડર | ૨૨૦૧ | ૫૨૭૦।।=। |
| આજમાબાદ, કપડવણજ, મામુરાબાદ | ૧૨૧૪ | ૧૨૨૪ |
| અહમદનગર | ૩૧૨।= | ૧૮૭૯।= |
| અરહર માતર | ૧૯૩૮।= | ૧૪૧। |
| પીપલોદ ઉર્ફે ધારાસડા | ૧૯૩= | ૧૫૧૯ |
| પ્રાંતીજ | ૫૨૬।।= | ૧૬૫૪ |

| | | | |
|---|---|---|---|
| ભીલ | ૨૧૬૭ા~ | ૦ | |
| વાડાશીનોર | ૫૧૫ાા= | ૩૫ાાા | |
| પાટણ વિગેરે | ૬૪૮૬ા~ | ૬૫૦૫ાા | |
| થરાદ ત્રીરવાડા | | | |
| સધનપુર સમી | ૪૨૩)ાા | ૦ | |
| મુંજપુર, ખેરાળુ | | | |
| પાલણપુર ડીસા | ૪૨૩)ાા | ૦ | |
| વીરપુર | ७६४ાાા | ૪૬૭૭ાા | |
| વીજાપુર | ૦ | ૪૨૩)ાા | |
| થામણા | ૨૯૯ાા | ૦ | |
| થોરવાસણા | ૨૩૯ાા | ૦ | |
| વસાઈ | ૪૬૧ાા~ | ૯ા | સરદારીના |
| ઝાલવાડ | ૩૭૩ાાા= | ૪૨૭૫ રૂ. | |
| વડોદરા, સંખેડા બહાદુરપુર, સીનોર | ૫૪૦૦ | ૧૨૧૦૦ મે૦ ૨૫૫૦ | |
| જંબુસર | ૧૫૦૨ાાા | ૦ | |
| ઝાલાવાડ | ૩૧૭ાાા= | ૩૪૪ાા~ | |
| ખંભાત ચોરાશી | ૩૧૫૭ | ૦ | |
| હૈદરાબાદ | ૨૫ | ૦ | |
| ધંધુકા | ૧૪૧૦)= | ૬૫૦ાાા~ | |
| ભાલેજગામ | ૧૩૧)~ | ૦ | રૂપસિંહ વિગેરે જમીનદારોથી |
| નડીઆદ | ૧૯૪૮ા= | ૦ | |
| હાલોલ ચાંપાનેર હવેલી વેલોલ | ૧૫૦૪ાાા | ૦ | |
| ડભોઈ | ૧૨૭૨ાા~ | ૦ | |
| દેજબારા | ७१ાા | ૦ | |
| સાંવલી | ૧૦૩૫ાા | ૦ | |
| ગોધરા | ૮૨૬ાા= | ૦ | |
| સરનાલ (ઠાસરા) | ૧૨૮૦ાાા~ | ૦ | |
| ચોરાશી ચાંપાનેર | ૫૧૧)= | ૦ | |
| વેલોલ | ૧૯૭ાાા~ | ૦ | |

| | | | |
|---|---|---|---|
| મોલવાડા | ૧૭૮ાા | ૦ | |
| મેહમુદાબાદ | ૪૦૦ાાા | ૦ | |
| મહુધા | ૧૦૦૨ા~ | ૦ | |
| મોડાસા | ૧૩૦૦ )ા | ૨૬૫૧ | |
| મકબુલઆબાદ | ૧૮૮૬ | ૦ | |
| આતરસુંબાના કોળીઓથી | ૪૨ાા | ૦ | |
| વડાસ, ઘોડાસર | ૪૯૧ા | ૦ | |
| જમીનદારો મહુધામાં | | | |
| વાંસાના જમીનદારથી | ૧૫૨૫ | ૦ | |
| પેથાપુરના જમીનદારથી | ૮૭૭ા | ૦ | |
| ભંડારીઆના જમીનદારથી | ૮૭૭ા | ૦ | |
| વરસોરાના જમીનદારથી | ૦ | ૧૫૨૫ | |
| હરસોલ | ૧૨૫ )ા | ૮૮ | સરદારીના |
| શાહજહાંપુર | ૪૬ | ૦ | |
| કડી | ૫૧૬૯ )~ | ૩૮૫૮ાાા= | |

## વિભાગ ૧૧ મો. બંદર બળ.

બારા સમુદ્ર ઉપર આવેલા બંદરો તથા બારા, અહમદાબાદના સુબામાં ૨૭ બંદરો તથા ૪૫ બારા છે. બારા અને બંદરમાં એટલોજ ફેર છે કે, બંદરોમાં મોટા વહાણો લંગર નાખી શકે છે. અને બારામાં ગુજરાતમાં કહેવાતી હોડીઓ આવી શકે છે.

**પશ્ચિમ દિશાના બંદરો**—ખંભાત બંદર, વડગામબારા, પાંડર, ખંભાત તાબે છે. મકબુલઆબાદ, ટંકારીઆ, કાવી, આ બારા જંબુસરમાં છે. લુહાર ગામનું બારૂ, ઘેજબારા પરગણામાં છે. બેરોજ બંદર, સુરત તાબે છે. સુહાલી બંદર, જલાલી બારા, જોલ બારા, વલસાડ બારા, નવસારી બારા, મરોલી બારા, ગણદેવી બારા, ચીકલી બારા, સરભોન બારા, હીરા બારા, સુરતના મુત્સદીના તાબે છે. એથી ઉપર ગયા તો મુંબઈનો ઇલાકો ચાલુ થાય છે અને તે અંગ્રેજોના તાબે છે. વસઇ બંદર હમણાં બાલાજી રાવના અમલદારોના કબજામાં છે અને નાની દમણ બંદર ફીરંગીઓના કબજામાં છે. ગુજરાતી સુલતાનોના વખતમાં ટોપીવાળાઓના બંદરો સુબાના તાબે હતા.

**દક્ષિણ સોરઠના બંદરો**—( પશ્ચિમ દિશાના લત્તાના અને ઉત્તર પશ્ચિમ ભણીના ) શાહપુર બારા, ઠીકરીઆ બારા, વીરમગામ તાબે છે. ભડીઆદ બારા, માનજી બારા, ભાણગઢ બારા, ઘોલેરા બારા, ધંધુકા તાબે છે. વડતેજ જુના વખતમાં આબાદ હતું, હમણાં શીહોરના ભાવસિંહજી જમીનદારે ભાવનગર બંદર વસાવ્યું તે ઘોઘા તાબે છે. ઘોઘા બંદર વહાણો અહીં લંગર કરે છે અને તે ખંભાતના મુત્સદ્દીના તાબે છે. ઉંદી ઉર્ફે બંદર કોટ, ઘોઘાના કોળીઓના તાબામાં છે. સુલતાનપુર બારા, ભરતીની વખતે સમુદ્ર એની આસપાસ ફરી વળે છે, એજ પ્રગણામાં કોળીઓ તાબે છે. આલચ સુના, ઝંઝમીર, કોતરા, અલંગ ઘડવાલા. તળાજા પરગણા તાબે છે. કુતુબપુર બારા, સુલતાનપુરની માફક સમુદ્રનું પાણી ફરી વળે છે, તે મહુવા તાબે છે, અને કોળી રજપુતોના તાબે છે. દાઠા પરગણા બારા, મહુવા બારા, ખરબંદર, તથા નાગેસરી, મહુવા પરગણાના છે. મુઝફ્ફર આબાદ, પહેલાં સુલતાન મુઝફ્ફરે કિલ્લો કરેલો. કોડીનાર બારા, પાટણ ગામમાં છે. ચુહારગામ બારા, કોડીનાર તાબે છે. ડુંગર બંદર, અહમદપુર બારા, ખોખલા બંદર, ઉના પ્રગણા તાબે છે, એની સામી બાજુએ દીપ બંદર છે. રાજપુર બારા, કરીઆ કોટ, ઉના તાબે છે. નાગેસરી બંદર, મલેકપુર બંદર, સુતરા બારા, બિલાવલ બંદર ઉર્ફે વેરાવલ પાટણ, હીરાબંદર, ( જેને હમણાં વેરાવલના કેટલાક રહેવાશીઓએ વસાવેલ છે. ) એ સઘળા વેરાવલ તાબે છે. ચોરવાડ બારા, માંગરોળ બંદર, ઓધવપુર બારા અને પીપલી બારા, માંગરોળ તાબે છે. પોરબંદર બારા, નવી, કોસા, ( ઝાંપા ) ભૂરા બારા, ભાર બારા, અને તાજપુર બારા, પોરબંદર તાબે છે. દુદઆરી બારા, ભાવડા, દ્વારકા, ગોમતી નદી બારા, બદરાલા બારા, મેદાઆરા, શંખો દ્વાર બેટ, કોસી બારા, કરો બારા, રાજપુર બારા, હામંડા બારા, કુહચ બારા, ઘણા બારા છે. તેના ઉપર કોઇનો ઇલાકો નથી. જગત ઉર્ફે દ્વારકા તેમાં દક્ષિણ તરફ રાવળ બારો છે. ઇસ્લામ નગર બંદર. હીમયાણી બારા, રાજપુર સલાણીઆ બંદર ખાના પ્રગણામાં હતા. વાગના તથા બંદી બંદર ઉર્ફે આલમગીરપુર ઇસ્લામનગરની ઉત્તરે છે. જહાંગીરબંદર બડાના, વાગના, નાગમતી બારા, પારકરના રાજકર્તાના. જોડીઆમાં મોતી પેદા થાય છે, તે સઘળા ઇસ્લામનગર તાબે છે, ત્યાંના બંદરો, માંડવી બંદર, મુંદરા, કુબારીઆ, દુમા બારા, ઓરંગાના, સરબંદીના કચ્છ સરકાર તાબે છે. આગળ કરાંચી, કલીકોટ, ઠઠાના સુબા તાબેના છે.



**ખારા સમુદ્રમાં આ દેશના દ્વીપો.**

**સરીઅ બેટ**—એને વિશ્રામ પણ કહે છે. અહીં રાજા જુના વખતમાં રહેતો હતો. ઘોઘા તથા સુરત બંદરની વચ્ચે છે. ઘોઘા બંદરથી થોડેક દુર જાઓ તો જેવાય છે. મુઅઝમશાહના વખતમાં ઉત્તમ વહેપારી મુલાં મુહમદઅલીએ કિલ્લાને વાસ્તે બુરજો તથા બારા બનાવેલા અને વસ્તી મોકલી આપેલી એમાં સરપો ઘણા હતા તેથી આબાદ થયો નહિ. હમણાં ઘોઘા વાસીઓ હોડીઓમાં ઢોરોને ત્યાં ચારવાને લઇ જાય છે. અહીં મીઠું પાણી છે, અને ખેતી થાય છે.

**સુલતાનપુર**—આ બેટ તાબાના પ્રગણાના તાબામાં છે. અને ઘોઘાની પાસે છે ભરતી વખતે સમુદ્ર જળ ચોમેર તેને ફરી વળે છે. અને આ બેટ થઇ જાય છે. અને એક રસ્તા સિવાય બીજો રસ્તો નથી. અને સમુદ્ર સંગમના કારણથી માત્ર એકજ માર્ગ છે તે સિવાય જઈ શકાતું નથી. અહીં પાણી મીઠું છે. અને ચાંચીઆ લોકોનું રહેઠાણ છે.

**કુતુબપુર**—આ બેટ મહુવાના તાબામાં છે, સુલતાન પુરની પેઠે પાણી ફરી વળી બેટ થઇ જાય છે. અહીંઆ પણ ચાંચીઆ લોકો રહે છે.

**દીપ બેટ**—આ ઉના તાબાનો બેટ છે. એની પહોળાઇ ત્રણ ગાઉની છે. એમાં મીઠા ફળવંત ઝાડો છે. અને વગર ફળના પણ ઘણા વૃક્ષો છે. સુલતાન મેહમુદ બેગડા ગુજરાતીના ગુલામ મલેક અયાઝે અડધા ગાઉ સુધી જમીનથી એનો માગ જોડી દીધો હતો. તેને સમુદ્ર તાણી ગયો અને પાછું પાણી ફરી વળ્યું. તેને બંદર બનાવી દીધું અને તે આસપાસના બંદરોને શીખામણ આપતું ઉત્તમ બંદર થઇ પડયું. તેનો થોડાક જમીનનો ભાગ સમુદ્રમાંથી મળી આવ્યો તેનું નામ સાંકળ કોઠા આપવામાં આવ્યું. ત્યાંથી કિનારા સુધી લોઢાની સાંકળ નાખવામાં આવી હતી કે જેથી ફીરંગી લોકોના વહાણ તે રસ્તે થઇને જાય નહિ. તે બુરજ અત્યાર સુધી છે અને બેટમાં બાગ બગીચાઓ તેના ( અયાઝ ) કરેલા છે. અહીં સમુદ્રના બે ફાંટા થયેલા છે. તે ઉત્તર દિશાએ છે અને તેની ઉપર પત્થરાનો એક પૂલ બાંધ્યો હતો તેને હમણાં બગાડી નાખ્યો છે. સુલતાન બહાદુરના વખતમાં ફીરંગીઓએ દગો કરી સુલતાનને મારી નાખી આ બંદરનો કબજો કર્યો હતો. આ વર્ણન તેના યોગ્ય સ્થળે કરવામાં આવ્યું છે અને તેનું પરિપૂર્ણ વર્ણન મીરાતે સીકંદરીમાં

આપ્યું છે, હમણાં સુધી ફીરંગીઓના તાબામાં આ જગ્યા છે. આયાઝનો બાંધેલો કિલ્લો તોડી પાડયો છે અને પોતાની બુદ્ધિ પ્રમાણે બીજો કિલ્લો બાંધ્યો છે.

**શંખોદ્ધાર બેટ**—જગત ઉર્ફે દ્વારકાના તાબામાં છે, ઔરંગજેબના વખતમાં એની ઉપર કબજો થયો છે. અને એનું નામ મુસ્તુફાનગર પાડવામાં આવ્યું. એની પહોળાઇ બાર ગાઉ છે. એના પાણી મીઠાં છે. એમાં ફળતા તથા નહિ ફળતા ઝાડો છે. ખેતીવાડી અહીં થાય છે. હિંદુઓનું ઉત્તમ તીર્થનું ઠામ છે. અને મુસલમાનોમાંથી હાજી કીરમાનીની દરગાહ અહીં છે. ત્રણ ગાઉ સુધી હોડીઓમાં બેસી જળ માર્ગ કાપીને ત્યાં પહોંચાય છે. શંખોદ્ધારની શબ્દ વ્યુત્પતિના વિશે કહે છે કે, એક તો શંખના આકારનો છે તેથી એને એ નામ આપેલું અને બીજી રીતે બ્રાહ્મણો કહે છે કે, પ્રાચીન કાળમાં શંખેશ્વર રૂષિનું આ ધામ હતું. સરદારખાંએ ઔરંગજેબ બાદશાહના વખતમાં બે વાર અહીંના લોકોની સાથે લડાઈ કરેલી અને આ મંદિર સાથે મુસલમાની ચિન્હો પણ યોજેલા હતા.

**શંખોત્રેઠ બેટ**—આ બેટ મહુવા પરગણામાં છે. એનું મીઠું પાણી છે. સરદારખાનની ફોજદારીના વખતમાં આ ઠેકાણે આશરે બે હજાર માણસો મુકેલા હતા. જેથી તે તરફથી આવતા જતા વહાણોને સંતોષકારક રસ્તો મળતો હતો હમણાં કોળીઓના તાબે છે.

**શીઆળ પેઠ બેટ**—મહુવા પ્રગણામાં છે એનું પાણી મીઠું છે.

**ડંડારાજ પુરી બેટ**—દક્ષિણના બંદરો તથા સુરતના રસ્તા ઉપર છે. એ યાકુતખાન સિદ્દિ ( હબસી—આફ્રિકન ) ના તાબામાં છે. અહીં માણસો રાખેલા તથા અહીંનું ખરચ સુરત બંદરથી પગાર થાય છે.

## વિભાગ ૧૩ મો. નદિ નિર્મળતા.

પર્વતોમાંથી આ દેશમાં નદી નાળાઓ અગણિત વહે છે. અને શીઆળાની રૂતુ આવે ત્યાં સુધી તે વહેતા રહે છે તેમના ઘણા નામો છે તેથી જે લોક પ્રસિદ્ધ છે તે મારી ગુંજાશ પ્રમાણે જ્યાં સુધી મળ્યા છે તે લખ્યા છે.

સરસ્વતી—બીજી નદીઓ કરતાં બ્રાહ્મણોના આખ્યાન પ્રમાણે સર્વોત્તમ છે. અને તેની પવિત્રતા અને શુદ્ધતા ગંગાથી ઉતરતી છે. એમ માનતા નથી. એ વીશે તીર્થ તારણ વિભાગમાં લખાઇ ગયું છે. કહે છે કે, કેટલેક

ઠેકાણે ઉભરાઈ જઇ પ્રગટ થાય છે. અને અલોપ થઇ કેટલેક ઠેકાણે સંતાઇ જાય છે આ દેશમાં શીરોહી તાબે આબુના પહાડમાંથી પ્રગટ થઈ છે અને પાટણ તાબે સિદ્ધપુર કસ્બા આગળથી વહે છે અને પછી અલોપ થઈ સોરઠ સરકાર તાબાના કોડીનાર આગળ પાછી પ્રગટ થાય છે. તથા એના ઘણાં ફાંટા થયા છે. તે દરેક ફાંટાના જુદા જુદા નામો છે તે તીર્થતારણ વિભાગમાં વર્ણવેલા છે.

નર્મદા નદી—આ પ્રખ્યાત નદી છે એને રેવા પણ કહે છે. આ દેશની અતિ ઉત્તમ નદી છે. ચાર ખંડ દેશમાં કરા મંડલાની સરહદમાં એક રાજાના દેશમાં વાંસના ઝાડમાંથી એ નીકળે છે અને માળવાના સુબામાંથી વહીને આ દેશમાં આવી હેઠળ હેઠળ વહી ખારા દરિયાને જઈ મળે છે. એમાં સદાએ પાણી ભરપુર રહે છે. આ દેશમાં એનો ઉતાર નથી. અને વહાણ વિના સામે પાર જવું અશકય છે. પરંતુ ઉન્હાળામાં એક બે ઉતારો છાતી અને ગળા સમાન થઇ જાય છે. મુખ્ય કરીને બાબા પ્યારાના ઘાટનો ઉતાર રહે છે. અને દુશ્મનનું લસ્કર આવી ન શકે તે માટે સુબાનું લસ્કર રાખવામાં આવતું. એનું પાણી ઘણુંજ મીઠું છે. અને હલકું છે. તથા ટાઢું છે, તેમજ ચોકખું છે અહીં હિંદુઓનું મુખ્ય તીર્થ છે જેનું વર્ણન તીર્થ તારણ વિભાગમાં કરવામાં આવ્યું છે.

તાપી નદી—એને તપતી નદી પણ કહે છે. આ દક્ષિણના પહાડોમાંથી નીકળે છે અને બુરહાનપુર હેઠળથી વહી તે સુરત આગળ ખારા સમુદ્રને મળે છે.

કીમ નદી—દક્ષિણના પર્વતોમાંથી નીકળીને તાપી તથા નર્મદાની વચ્ચે વહે છે. અને સુરત પાસે ઓલપાડ નજીક ખારા દરિયાને મળે છે. ઉન્હાળામાં ઘણી ખરી સુકાઇ જાય છે.

જાંબુવા } પહાડોમાંથી નીકળી ડભોઇની હદમાંથી તથા વડોદરાથી<br>ઢાઢર } ઉપર વહે છે.

વશખંડી—પાવાગઢના પર્વતમાંથી નીકળે છે. અને ઉપરની નદી ઓને મળે છે અને ત્રણે ભેગી મળી મુકસુલઆબાદ તથા જંબુસર પ્રગણામાં વહીને મહીનદીને મળીને સમુદ્રમાં પડે છે. જાંબુવા નદી ઉન્હાળામાં સુકાઈ જાય છે. અને બીજીઓમાં પાણી ઓછું થાય છે.

ઉદર નદી—પર્વતોમાંથી નીકળીને માંડવા તથા જાંબુવા આગળ થઇ આંસેદ કરનાળીના હિંદુ તીર્થની પાસે નર્મદા નદીને મળે છે.

કેટલીક નદી તથા નાળાં દક્ષિણમાંથી સુરતની ઉપર વહીને ખારા દરિયાને મળે છે કે, જેમના નામો મળ્યા નથી. અને તેથી ઇતિહાસને કંઈ લાભ નથી. એમ જાણી મુકી દેવામાં આવી છે.

મહંદરી નદી—એને મહી નદી પણ કહે છે. મહેંદ્રી પર્વતમાંથી નીકળી પેટલાદ તથા સુબાની સરહદમાં વહીને ખંભાત હેઠળ ખારા સમુદ્રને મળે છે.

સાબરમતી—ક્ષેમ ક્ષેત્ર અજમેરના પર્વતોથી પૂર્વ ઉત્તર દિશાએ નીકળી સાબર તળાવમાંથી વહીને વીજાપુર તાબે શંખપુર આગળ હાથમતીને મળીને અહમદાબાદ શહેરની પશ્ચિમ દિશાએ વહે છે. સાબર હાથમતીથી મળી તેથી એ સંગમથી એનું નામ સાબરમતી પડેલું છે. ખંભાતની હદમાં બીજી નદીઓથી મળીને ખારા સમુદ્રમાં પડે છે.

વાત્રક નદી—પૂર્વ ઉત્તર દિશાના ઈડરના પર્વતમાંથી નીકળી તે હેઠળ વહી વરૂદા આગળ સાબર તથા મતી બેઉને મળે છે મેહમુદાબાદના ઘાટથી એનું પાણી ઘણું પાચન છે.

મેશ્વા નદી—પાલણપુર તથા મધુરીથી ઉપરથી નીકળીને હરસોળ હેઠળ વહીને અરહર માતર તાબાના ખેડા કસબા આગળ વાત્રકને મળે છે.

શેઢી નદી—વીરપુર પાસે ધામોદની ડુંગરીમાંથી નીકળે છે. અને ખેડા પાસે વાત્રકને મળે છે.

માઝમ નદી—ઉત્તર પૂર્વના પહાડોમાંથી નીકળીને મોડાસા આગળ વહી મામુરાબાદના કિલ્લા આગળ વાત્રકને મળે છે.

મહુર નદી— } કપડવણજ આગળ વહે છે અને મહુધા તાબે<br>
બાંસી નદી— } સરાતેજ આગળ શેઢીને મળી ઉપરની નદીઓ ભેગી ખેડા આગળ જઇ એમનું નામ વાત્રક થાય છે. અને તે સઘળીઓના સાબરમતીના સંગમ પછી ખારા સમુદ્રને મળવાનું થાય છે.

શેત્રુજી નદી—સોરઠના પહાડોમાંથી નીકળી પાલીતાણા હેઠળથી વહી તળાજાથી વધી તે સમુદ્રને મળે છે.

ધર્મા નદી—સોમનાથની હદમાં નીકળી તે સરહદમાં વહે છે. આ સરસ્વતીનો એક ફાંટો છે એવા પાંચ ફાંટા જુદા જુદા નામના છે. તેમનું વર્ણન તીર્થ તારણમાં આવી ગયું છે.

મચ્છુ નદી—સોરઠના પશ્ચિમના પર્વતોમાંથી નીકળીને મોરબી પ્રગણામાંથી વહી પૂર્વ મુખે ખારા સમુદ્રમાં જાય છે.

ભાદર—સોરઠના પશ્ચિમ પર્વતોમાંથી નીકળી જેતપુર હેઠળ વહી ખારા સમુદ્રને મળે છે.

નાગમતિ રંગમતિ નદી—નવાનગર જીલ્લા તથા કચ્છના પહાડોમાંથી નીકળી તે નવાનગર આગળ એક બીજીથી થોડેક અંતરે વહી ખારા સમુદ્રને મળે છે. અહીં એના પાણીથી પાઘડીઓ તથા ખારવા સારા રંગાય છે તેથી વણાટ તથા રંગનું કામ ચાલે છે રંગમતિના પાણીથી જે રંગ રંગાય છે તે ભભકાદાર રંગ હોય છે અને પરસેવા તથા તાપ તડકાથી એ રંગ ઉડી જતો નથી.

સોનરેખા નદી—જુનાગઢના પહાડમાંથી વરસાદમાં વહે છે અને આખું વરસ એ સિવાય સુકી રહે છે. અહીં ધોવરામણથી સોનું મળી આવે છે. પરંતુ તેથી કંઇ લાભ થતો નથી.

બનાસ નદી—શીરોહી તરફના પર્વતોમાંથી નીકળે છે. અને પાલણપુરની પેલી તરફ દાંતીવાડા હેઠળ પશ્ચિમ દિશાએ કચ્છ તરફ વહે છે.

નદીઓ તથા નાળા સોરઠ જીલ્લામાં એટલા બધા છે કે, સઘળાના નામો તથા વર્ણન કેવળ લંબાણ છે. તે વરસાદમાં વહે છે, અને કેટલાક શીઆળા વિત્યા પછી પણ વહે છે.

નવલી—ગોધરા કસ્બાની હદમાં છે. વરસાદમાંજ વહે છે. ટોપાગામ આગળ તે નદીમાં કુંડા દાટયા છે. તેમાં પાણી ટાઢું અને ભરેલું રહે છે. આ હિંદુઓનું તીર્થ ધામ છે.

ખારી નદી—વર્ષાઋતુમાં વહે છે અને કદી શીઆળામાં પણ પાણી રહેછે. શહેરથી ચાર ગાઉ ઉપર થઇને વહે છે.

## વિભાગ ૧૪ મો. પ્રાચિન પ્રયોચ્ચાર.

ગુજરાત દેશમાં પ્રાચિન કાળથી મુખ્ય જગાઓ અથવા સઘળા ભાગો-ના મુખ્ય નામ વાપરે છે અને એ નામો વિશે વિચિત્ર વાર્તાઓ બોલે છે. જે લખતાં જણાઇ આવ્યા છે તે લખવામાં આવ્યા છે.

ડંડાઇ—કડી પરગણું તથા તેની સરહદ.

વૈરાટ નગરી—ધોળકા.

તાંબા નગરી—ખંભાત બંદર.

ઝાલાવાડ—વીરમગામ પરગણું. એવું કહે છે કે, ૧૮૦૦ ગામ ઝાલા-વાડમાં છે. નામ તથા ગામની સંખ્યા વિશે વિચિત્ર વાર્તાઓ કહેવાય છે. ઝાલા રજપુતો હમણાં પણ તેમાં રહે છે.

પારપસ--મુંઝપુર તથા પાટણનો કેટલોક ભાગ.

કાકરેજ—પાટણ પાસે તથા પાલણપુરની સરહદ.

વાધડ—સધનપુર તથા તેની સરહદ.

ધાનદાર—પાલણપુર, ડીસા તથા દાંતીવાડા પરગણા.

હરિશ્ચંદ્ર નગરી--હરસોલ તથા અહમદનગરની સરહદ.

અડાયમ—મોડાસા તથા ઇડર.

માલવાડા--કપડવણજ, વાડાશીનોર પ્રગણા તથા થાંમણાના કેટલાક ગામો.

પારખર દેશ—કચ્છના રસ્તાના રણની પેલી બાજુ ખારા સમુદ્રના કાંઠા સુધી.

સૌરાષ્ટ દેશ.—સોરઠના સમુદ્ર સુધી તથા ઇસ્લામ નગર અને કચ્છના કેટલાક જીલ્લા એમાં છે.

કચ્છ દેશ—ભૂજ અને તેના તાબાનો દેશ.

હાલાર—નવાનગર અને તેની સીમા.

કાઠિયાવાડ, ગોહેલવાડ, બાબરીઆવાડ, ચોરવાડ, પંચાલ—સૌરાષ્ટમાં છે.

ઓખા ક્ષેત્ર—દ્વારકાની સરહદ.

પ્રભાસ ક્ષેત્ર—સોમનાથ પાટણ તથા તેની સરહદ.

વાગડ—ચૌદ ગાઉ આ જમીન છે. તેની સાથે ૩૦ ગાઉ સુધીનું જંગલ છે. તેમાં સ્વાભાવિક મેવાના ઝાડ છે, થોડાક ભાગમાં કોળીઓ વસે છે.

નલકંઠા--ધોળકા તથા ધંધુકા વચ્ચે છે.

ચરોત્તર--નડીઆદ, મહુધા પેટલાદની થોડીક સરહદ તથા થાંમણાના થોડાક ગામો.

મહીંદ્ર દેશ--મહીનદી પેલેપારની સરહદ, એમાં કેટલાક ગામો છે.

પરક્ષેત્ર--વડોદરા પરગણું.

કાનમ—જંબુસર તથા મક્બુલઆબાદ.

પાલવાડા—રાજપીપળા, વાલી મોહાન, ગોધરા તથા તેની સરહદ. પાલવાડાના હવા પાણી ઘણુજ રોગીલા છે. ગુજરાતમાં એ વિશે કહેતી ચાલે છે.

નિરા—જત વાડ.

ખેડા—ભીલ પરગણું તથા તેની સરહદ.

## વિભાગ ૧૫ મો. પર્વત મોહતા.

આ સુબાની સરહદી ઉપર પર્વતો છે. નાના મોટા પહાડો પૂર્વ દિશાએ પાવા, લુણાવાડા, સોંથ વાંસવાડા, ડુંગરપુરના પહાડો ઉદેપુરના પહાડોને જઇ મળે છે. અને પૂર્વ ઉત્તર દિશામાં ઇડર, દાંતા, સનહર તથા દાંતીવાડાનાં પર્વતો શીરોહી તાબે આબુ પર્વતના છે તે ક્ષેમ ક્ષેત્ર અજમેરના પહાડોમાં જઇ મળે છે. પશ્ચિમ દક્ષિણ તરફના કચ્છના પહાડો ખારા દરિયા સુધી પહોંચ્યા છે. પશ્ચિમે સોરઠ સરકારની ઘણી ખરી ધરતી પહાડી છે. દક્ષિણ ખારા દરિયા કાંઠે પર્વતો છે. તે સરકાર સુરત બંદર, નજરબાર તથા બફલાણા વાળાને દક્ષિણના સુબાની હદથી મળે છે. પૂર્વ દક્ષિણે પર્વતો છે તે રાજપીપળા તથા નાંદોદ સરકાર વાળા છે. તે આલીમોહન તથા ઝાબવા કતલખાનાપુરથી આગળ વધીને કેટલાક પહાડો પોતાના જુદા જુદા નામો ધારણ કરે છે. તેમાંથી ઉંચા ઉંચા ચાર પર્વતો છે તેની ઉપર હિંદુઓના ધર્મ ધામો છે. તેમાં દરેકની ભીન્ન ભીન્ન વાર્તાઓ ચાલે છે. તે બ્રાહ્મણોના ભોગવટામાં છે.

**અરીદાચલ પર્વત.**—શીરોહી સરકારમાં એક ઘણો ઉંચો પર્વત છે. તે ઘણો લાંબો છે તેમજ પહોળો પણ ઘણો છે, તેની ઉપર ઘણી નહેરો વહે છે, અને મીઠાં પાણીનાં તળાવો છે, આંબાની ઝાડી છે અને ગુલાબ તથા ડમરાનું ક્ષેત્ર છે. તેની ઉપર બાર ગામો વસે છે અને તેની ઉપર ઘણો મજબુત કિલ્લો છે. તેને આબુખંડ કહે છે અને સરસ્વતી નદીનું પ્રગટ થવાનું સ્થાન આંબા વૃક્ષનું છે. કહે છે કે, ચંપાના એટલા બધા ઝાડો છે કે, ઢોર તેનો ચારો ચરે છે તેમાંથી સુગંધી તેલ કાઢવામાં આવે છે, અહીં મેશ્રી લોકોના ઘણા ધામો છે અને તેમાં શ્રાવકોના દહેરા છે. એમનું વર્ણન ધર્મ ધામ વિભાગમાં લખાયું છે.

**વિંધ્યાચળ પર્વત**—એ પર્વત નાંદોદમાં છે અને એને રાજપીપળાના નામથી લોકોએ પ્રસિદ્ધ કર્યો છે, તેના ઉપર રાજાનું રહેવાનું મકાન છે. આ પર્વત અલી મોહાન તથા ઝાબવાના પર્વતને મળેલો છે અને કતલખાનાપુર થઇને બંગાલાની સરહદે પહોંચે છે. તેની પુરી એંધાણી આપવામાં આવે છે. કહે છે કે, કેટલાક પંથીઓ તથા સન્યાસીઓ સુરત બંદરથી ત્યાં જાય છે. આલી મોહાન આગળ જંગલી હાથીઓનું જંગલ છે. જહાંગીર બાદશાહ તથા શાહજહાં બાદશાહના વખતમાં સરકારના વાસ્તે હાથીઓ અહ થી પકડાતા હતા. તેમના રાજવર્ણનની વખતે

એ વિષે લખવામાં આવ્યું છે, ઓરંગઝેબ બાદશાહના વખતમાં જમીનદારો એ કબજો કરી એ ધારાને બંધ કરી દીધો છે અને હાથીઓના આવવાનો રસ્તો બંધ થઇ ગયો છે. આ પર્વતમાં વહેતી નહેરો, મીઠા પાણીના તળાવો, તથા ફળ ફળાદિના તથા તે વિનાના ઘણા વૃક્ષો છે તથા મહાદેવનું મંદિર ત્યાં આગળ છે.

**પાવા પર્વત**—ચાંપાનેર સરકારમાં ત્રણ ગાઉની ચઢાઇનો છે. એમાં નહેરો, તળાવો, ઝરા તથા નાલા ઘણાં છે. અને એમાંથી નદીનાળાઓ નીકળે છે. અહીં કેટલાક હરડાનાં ઝાડો હતા. એની ઉપર મજબુત કિલ્લો છે. એની અંદર પત્થરના બાંધેલા મહેલો છે. અને એ બાંધણી જુના રાજાઓની છે. એના બાર દરવાજા છે. લગભગ ૬૦ ગજ ઉંડી ખાઇ છે. તેની ઉપર પાટીઆ મુકી કિલ્લાની અંદર જવાય છે. અને જોખમના વખતે પાટીઉં ખસેડી લે છે, એનું નામ પાટીઆ પૂલ કહેવાય છે. છેક શીખરે ભવાનીતું મંદિર છે. અને તેની ઉપર એક અલ્લાના વલી સદનશાની જગ્યા છે.

**ગીરનાર પર્વત**—સોરઠમાં જુનાગઢની પાસે છે. એની સાત કોસની ચઢાઇ છે. સોરઠના રાજા રાય ખેંગારના વખતમાં આ પર્વતના મધ્ય ભાગમાં પાંચ ગાઉની ચઢાઇએ એક કિલ્લો બાંધવામાં આવેલો છે. ઘણાં લાંબા કાળ સુધી ત્યાંના રાજાઓનું રહેવાનું તે મથક હતું. ઘણા નાણા વાપરીને બનાવેલા આ કિલ્લાની હવે દીવાલો તથા બુરજાઓ રહી ગયા છે અને મધ્ય ભાગથી ઉપરની તરફ (કોઇએ તેના ઠેઠ ઠરવાના ઠેકાણુને જોયું નથી, પરંતુ માત્ર જોનાર વિચાર શક્તિની આંખો છે; કોઇ તેની પૂંઠ ઉપર ચઢયો નથી, પરંતુ ચઢનાર વહેમનો પગ છે.) ઘણીજ કઠણ ચઢાઇ છે. અને તેનો ફેર પાંત્રીશ ગાઉનો છે. વપરાતા ઘણા ઝાડ તેની ઉપર છે. આંબાવાડીઆ છે. ભાત ભાતની વનસ્પતિ, જાત જાતના પુષ્પો વહેતા ઝરા, વાવો, તળાવો, તથા ઘણા કુંડો છે. કહે છે કે, ગુલર પાશેરતું થાય છે. પક્ષીઓના રહેઠાણ, પશુઓના ઠામ, હરણો, રોઝ, જંગલી ગાયો, ભોંય કીડા તથા ખોઓ અગણીત છે. આ ખોઓમાંથી ઘણી ખરી જગાએ સન્યાશી જોગીઓ તથા સાધુઓએ એકાંતવાસ કરેલો છે. અને અતિશય મંડયા રહે છે, મેવા તથા મુળીઆં જે ત્યાં પેદા થાય છે અને જેને તેમની ઓળખ છે. ત્યાગીઓના આ ભોજનને કોઇ માણસ લઇ જઇ શકતા નથી. તેઓને જ્યારે ફળ ફળાદિ મળી ન આવે તે વખતે મુળીઆ ઉપર ગુજરાન ચલાવે છે. મેશ્રી અને શ્રાવકોમાં ગીરનો પહાડ ઘણો પવિત્ર છે અને એ બેઉ જ્ઞાતિના મોટા મોટા ધર્મ ધામો એની ઉપર છે. આ તીર્થાર્થે દુર દેશાવરથી લોકો આવે છે. તેમાં

વિશેષ કરીને શીવરાત્રીના દિવસો કે જે દહાડે સૂર્ય મેષરાશીમાં આવે છે. અને જેને શીવરાત્રી કહે છે ત્યારે પાસેના તથા દુરથી હજારો માણસો ત્યાં ભેગા થાય છે.

**જમીઅલ પર્વત**—ગીરનારમાં એક પર્વત છે, તે ગીરનારથી મળેલો છે, ખરૂં જોતા તેની એક શાખા છે. મુસલમાનો જમીઅલશાહ નામના એક અલ્લાનાં વલીના નામથી એને બોલાવે છે. ને કહે છે કે ત્યાં એકાંત વાસમાં રહેતા હતા અને હિંદુઓ તેને મહાદેવના નામથી બીજી રીતે પ્રસિદ્ધ કરે છે. એ બેઉ જાતિના લોકો દર્શનાર્થે ત્યાં જાય છે. અને સોનરેખા ગીરનાર તથા જમીઅલશાહની વચમાંથી નીકળે છે.

**ઓસમ પર્વત**—સોરઠ સરકારમાં એક પર્વત છે. અને જુનાગઢથી દશ ગાઉ ઉપર છે એના ઉપર કિલ્લો છે ત્યાં તળાવ અને કેટલાક રાજાઓના રહેવાનો મહેલ છે.

**કુર્ફા પર્વત**—એ પર્વત સોરઠ સરકારમાં દ્વારકાની પાસે છે. કહે છે કે, શ્રી કૃષ્ણના ઘોડાનો અહીં તબેલો છે અને કૃષ્ણની સ્ત્રીઓ જે ગોપીકા કહેવાય છે તેમણે શ્રી કૃષ્ણના દેવલોક થયા પછી તેમની પાસે પોતાનો અંત આણ્યો હતો.

**બરડા**—સોરઠ સરકારમાં એક પહાડ છે તેની લંબાઇ ઘણી છે. તેની અંદર આંટામાં આંટા પડેલા છે.

**સહાચલ પર્વત**—એને શેત્રુંજો પર્વત પણ કહે છે. સોરઠ સરકાર તાબે પાલીતાણામાં શેત્રુંજી નદી ઉપર છે. એનો ચઢાવ ત્રણ ગાઉનો છે. એમાં વહેતી નહેરો, કુવા, વાવો, વિગેરેમાં મીઠું પાણી છે. અને તેની ઉપર શ્રાવકોનાં દહેરાં છે.

**ઈડરનો પર્વત**—અહમદાબાદ સરકાર તાબે ઈડરમાં છે. એનો ચઢાવ ત્રણ ગાઉનો છે. એમાં વહેતા ઝરા છે. કુવાઓ તથા વાવો છે જેમાં મીઠું પાણી છે. આંબાવાડી છે અને વૃક્ષો ઘણા છે. શીરોહી તથા ઉદેપુરના પહાડમાં જઇને આ પર્વત મળે છે. અને તેની વચ્ચોવચ્ચ દોઢ ગાઉ ઉપર પહેલાના રાજાઓનો બનાવેલો કિલ્લો છે. તેના સાત દરવાજા છે. તેમના રહેવાનું આ ઠેકાણું છે, જુના લોકો રહેતા અને હમણાં પણ રહે છે.

## વિભાગ ૧૬ મો. શોધના સાર.



ગુર્જર દેશ ઘણો લાંબો પહોળો છે તેથી ઘણી જાણવા જોગ બાબતો એમાં હશે જે લાંબો પંથ હોવાને લીધે સાંભળવામાં આવેલું હોય એમ જણાતું નથી. આ ઇતિહાસ લખતી વખતે જણાયું તે તેનાં વિશયની જગાએ અને કેટલોક ભાગ તીર્થ તથા દેવ દર્શન વિભાગમાં લખાયો છે, તેમાંનું થોડુંક લખતા રહી ગયેલું તેને પરચુરણ વિશયમાં દાખલ કરૂં છું.

વાયુયંત્ર—એટલે લોકોમાં કહેવાતી પવનચકી. એવું કહે છે કે ગતકાળમાં શાહ ભીકન ( કાજીના બાગ ) થી ઉપર શહેરની સરહદમાં એક ઘંટી હતી કે વા ચાલવાથી અને પડદા બાંધ્યાથી ફરતી હતી. હમણાં તેનો હેઠલો પત્થરો ભોંયે પડેલો છે. તે માલુમ ન પડયું કે, કયા બાદશાહના વખતમાં અને કયારે આ યંત્ર હતું.

કાંકરીઆ તળાવ—ઉપર શહેરની હદમાં કેટલાક કુવા છે કે જ્યાં રૂનું વણાટ કામ તથા કિનખાબ અને ઇલાયચાને તેમાં ધુવે છે. તેથી લુગડાનું પાણી રંગ તથા મુલમાં વધારો થાય છે.

કંદુરીઆ તળાવ—એક તળાવડી છે. જેને કંદુરી કહે છે. તે નેનપુરનાં બારાની પાસે છે તથા સાલ્લુ જાતના લુગડા ધોવાય છે. તેથી રંગ ખુલ્લો થઈ જાય છે જ્યારે ઉન્હાળામાં તળાવ સુકાઇ જાય છે ત્યારે તેના કાંઠા ઉપરના તળાવમાંથી પાણી કાઢી તળાવના ખાડામાં નાંખે છે. ત્યાંની મટોડીમાં કીચડ લુગડાને ભીજવે છે તેથી તેમાં રંગ રૂપ વધે છે.

ચાંદસમા—ગામમાં ( કે જે પાટણ શહેરની પાસે છે. ) એક મસજીદ હતી. જેની પશ્ચિમ દિશાની દિવાલમાં બાર ગોખલા કરેલા હતા. જેમાંથી બીજનો ચંદ્ર ઘણી સહેલાઇથી જણાઇ આવતો. જે રાશીમાં ચંદ્ર હોય ત્યાં જોયાથી તરત નજરે આવતો અને તેમાં વાંધો પડતો નહોતો. અને એ સંદેહ દુર કરવાને વાસ્તે ઔરંગજેબ બાદશાહના વખત સુધી ચંદ્રની ખબર કરવા સાંઢણી સ્વાર અહમદાબાદમાં આવતો હતો હમણાં તે દીવાલ તુટી ભાગી ગઇ છે અને કેટલાક ગોખ બગડી ગયા છે.

છાકડીઆ—આ પ્રગણું સુરત તાબામાં છે, ત્યાં લોખંડની ખાણ છે.

વાલી બંદર—નવાનગરની સરહદ અને તાબામાં ખારા દરિયામાંથી મોતી નીકળે છે. કહે છે કે અહીંના મોતીની પાંચસો રૂપિયા સુધી કીંમત થતી. નવાનગરના મોતી પ્રખ્યાત છે. શહેરમાં વેચવાને વાસ્તે ઘણા

લોકો લાવે છે. દેશ ઉપર કંઇ આફત ન આવી પડે તે વાસ્તે ત્યાંના રાજા છાનેમાને કઢાવે છે.

વડનગર—આ પરગણામાં એક જગાએ સુરા મળેલી મટોડી છે. જેનો મેળવણી કરીને બંદુકનો દારૂ બનાવે છે.

કપડવણજ—અહીં શીશાના પત્થરા થાય છે જેના કાચ કામ કરનારા શીશા અને બંગડીઓ બનાવે છે, પરંતુ તેનો કાચ લીલા રંગનો છે અને તેમનાથી ધોળો થઇ શકતો નથી. બાબા ઘોરીના પત્થરાં ત્યાંના કસ્બા હેઠળ વહેતી મહુર નદીમાંથી તથા માઝુમ નદીમાંથી કાઢી લાવે છે અને ખંભાતમાં અકીક કામ કરનારા તેના છરીઓના હાથા તથા મોંતાલો બનાવે છે.

કપડવણજ—આ કસ્બાની હદમાં લોખંડની ખાણ છે. જુના વખતમાં લોખંડ નીકળતું હતું. હમણાં પણ લોખંડ ચોકખું કરીને તેના કાટ નાખેલા ઢગલે ઢગલા જોવામાં આવે છે. એવું કહેવાય છે કે, પ્રાચીન કાળમાં ત્યાં ચાંદીની ખાણ પણ મળી આવેલી હતી. તે પછી નીકળતી બંધ પડી ગઇ.

ડભોઇ—કસ્બામાં જુના કાળથી પત્થરનું એક કુંડળ છે. અને લોકોમાં તે મામા ડોકરીના નામથી ઓળખાય છે. તે તરફના માણસો સાચ જુઠની તેને કસોટી કહે છે. કેમકે સમ ખાતી વખતે જે માણસ સાચો હોય તેનું માથું તે ચક્રની અંદર પેશી જાય છે અને જો કે તે જાડો માણસ હોય તો પણ તેમાં પેસે છે. અને જેના વસ્ત્રે અસત્યના છાંટા નડેલા હોય તે તેમાં રોકાઇ જાય છે. પછી ગમે તો તે કેટલોએ દુબળો હોય. એ ચક્રને છોડે નહિ ત્યાં સુધી તેનું માથું બહાર આવે નહિ. એમાં શો ભેદ છે તેની માહીતી મળી નથી. કે કયા કાળથી એ ચક્રની ઉત્પત્તિ થઇ છે. અને મામા ડોકરી કોણ માણસ હતો.

ખંભાત બંદર—કહે છે કે, જુના વખતમાં ખંભાતબંદરથી દોઢ ગાઉ ઉપર નગરા નામનું ઘણું વિશાળ શહેર હતું. તેના કોટની દીવાલો તાંબાની હતી. અને તે ત્રાંબાનગરીના નામથી પ્રખ્યાત હતું અને તે વિશે નવાઇની વાર્તાઓ ચાલે છે. કોઇએ એક કુવો ખોદેલો તેમાંથી તાંબાની એક ઇંટ નીકળી હતી. તે ઉપરથી તે સત્ય હશે એવું અનુમાન થયેલું. સાચ જુઠ વર્ણન કરતા ધણીને શીર.

ખેડા—કહે છે કે, ઘણા વરસો ઉપર ખેડા એક મોટું શહેર હતું. અને તેમાં બ્રાહ્મણો રહેતા હતા, જે હમણાં ખેડાવાળના ઉપનામથી ઓળખાય છે. અહીં એક રાજા રાજ કરતો હતો, અને કહે છે કે, વાત્રક નદી તે શહેરની વચમાં વહેતી હતી અને કોઇ પાપનું કામ કર્યાથી શ્રાપ

નડી તે શહેર ઉંધું મરાયું. અને ભોંયે ધશી ગયું. હમણાં તેમાંથી ઇંટા વિગેરે નીકળે છે તેથી ઉપલી વાત ખરી છે એમ સિદ્ધ થાય છે. તેની દરેક ઇંટ અડધી વેંત જાડી અને દોઢ વેંત પહોળી, લાંબી એક ગજ તેમાં બરાબર કુંડલો પડેલા હતા અને તેનું વજન આશરે વીશ શેર શાહજહાની. અને ઓરડા તથા ઘરોની ઘણી દીવાલો ઘાસ વિંટાળેલી આખી નીકળી આવે છે. મેં આ પુસ્તક કર્તાએ મારી નજરે જોએલ છે. નદીની ભેખડોમાં ઇમારતની એંધાણીઓ જણાય છે અને પાણી જે જમીનને કાપી નાખે તેમાં પણ ઇમારતોની નિશાનીઓ જોવામાં આવે છે. તે ઉપર પ્રમાણે મેં જોઇ છે. અને તેની ઉપર એક ભાલાની લાકડી જેટલી ઉંચી માટી ચઢી ગયેલી અને કેટલીક જગાએ માટી ખોદતા ઓરડી સારા ગોખવાળી નીકળી આવે લી તેમાં એક ઉપર એક તાંબાની થાળીઓ જે મુકી હતી તેવીજ પરંતુ વખત ઘણો લાંબો થઇ ગયો હતો તેથી અને હાથ નહિ અડયાથી માટી જેવી માટી થઇ ગયેલી. કોઇ કોઇ વખતે વરસાદ થઇ ગયા પછી રૂપાના કકડા મળી આવે છે. અને તેની એક બાજુએ ગધેડાની મુરતી હોય છે અને કહે છે કે ગધેસિંહ રાજાનો એ સિકકો છે. એ વિશે અચંબા જેવી વાર્તાઓ બોલાય છે. મુહમદખાન બાબીએ વસ્તી કરતો આ વખતમાં કોટ કરેલો છે અને તેની ઇમારત ચણતાં તેજ ઇંટો વાપરેલી છે. અને જ્યાં કુવા ખોદે છે ત્યાંથી અગણીત ઇંટો નીકળી આવે છે.

નરોડા—નરોડા ગામના ખેતરોમાંથી કે જે પ્રગણા હવેલીમાં શહેરથી ત્રણ ગાઉ ઉપર છે ત્યાંથી લોખંડના ઘણા જુના કકડા મળી આવે છે તેને મંદુર કહે છે અને વૈદ્યો તેમને તૈયાર કરીને કેટલાક રોગ ઉપર ખવરાવવાના કામમાં લે છે. અને પાસે તથા દુર દેશાવર લઇ જાય છે.

સોરઠ—દેશના પર્વતોમાં કેટલીક ઉજડ જગાઓ છે. તેમાં એક એવું ઝાડ છે કે, કોઇ જીવવાળો પ્રાણી તેની હેઠળ થઇને જાય અને કોઈ પક્ષી તેની ઉપર થઇને ઉડી જાય તો તરતજ મરી જાય છે. કહે છે કે, પેશકશી લેવાને એક લશ્કર સોરઠમાં ગયું હતું. લશ્કરીઓમાંથી ફરે જવા જંગલમાં એક માણસ ગયો હતો, અને ડાળ દાતણના વાસ્તે કાપી તેને લઈ આવ્યો. તે દાતણ કરતાંજ તેના દાંતો મોંમાંથી બહાર નીકળી પડયા. સોરઠ સરકારના ઉના ગામની પાસે એક કુવો હતો. સારી નામની ત્યાંની તલવારને તેનાથી પાણી પાતા હતા. તેથી તેનો કાટ વધી જતો. એવું કહે છે કે, કોઇ માણસ પેટ ઉપર તે તલવાર રાખીને હેઠળ બેશી તે કુવાનું પાણી પીવાનું ધારતો હતો. અને ખોબામાં પાણી લઇ જેવો પીવા જાય છે કે, પાણીના લીધે

મ્યાન કપાઇ જઇ તેની સાંથળો કાપી કેટ ઉપર તે તલવાર ચાલુ થઇ ગઇ. અને તેને પુરો ઘાયલ કરી દીધો. તેથી લોકોએ તે કુવામાં માટી નાખી પુરી દીધો. કહે છે કે, હવે તે કુવા ઉપરની મટોડીને પાણી દેવાને વાસ્તે વાપરે છે. ઉનાની જુની તલવાર આ દેશમાં ઘણી વખણાય છે

રાજપીપળા—પર્વતોમા વનસ્પતિ મળી આવે છે જે ઓષધીમાં વપરાય છે. તેમાં મુખ્ય કરીને રગતરોડા નામનું એક ઝાડ છે તેની લાકડીને ઘશીને ચંદનની માફક કેટલાક રોગ ઉપર વૈદ્યો ખવડાવે છે.

ગીરનાર—આ પર્વતમાં કહે છે કે, ફળવાળા અને વગર ફળના ઝાડો અને વનસ્પતિ ઘણી થાય છે. તેમાંથી એવું કહેવાય છે કે, કેટલીક, બુટીઓ કીમીઆના કામમાં આવે છે તેથી ઘણા સન્યાસીઓ તથા જોગીઓ ઘણા દુર દેશાવરથી તેની શોધમાં ત્યાં આગળ આવે છે. તેના ઉપર પાણીની ઘણી નહેરો વહે છે. તેમાં જમીયલશાનો પર્વત છે કે જ્યાંની માટીમાંથી સોનું મળી આવે છે. વર્ષારૂતુમાં ત્યાંથી એક નદી સોનરેખા નામની વહે છે તેની રેતીમાંથી સોનું નીકળે છે એ વિશે નદિ નિર્મળતા વિભાગમાં કહેલું છે. એવું કહેવાય છે કે, જે લોકો ગીરનારના પહાડમાં પ્રવાસ કરે છે તે લોકો જ્યારે ત્યાંની સ્વભાવિક રીતે ઉગેલી બુટીઓ તથા ફુલો સુંઘતા. કોઈ ફુલની એવી વાસ થાય છે કે, સુંઘતા વારજ માણસ સર્પ બની જાય છે. એવો એક માણસ બની ગયો અને ગભરાઇને ખોમાં ભરાઇ ગયો. તેથી જે કોઇ તે પહાડની ઉપર જાય છે તે તેને ખબર ન હોય અને ઓળખમાં ન આવતા હોય એવા ફુલ સુંઘવાથી દુર રહે છે, અને અજાણ્યા ફળ ચાખતા નથી. તથા વગર જાણ્યા ફુલ સુંઘતા નથી.

કાળીભવાની—કહે છે કે, કાળીભવાની માતાનું મંદિર ગીરનારની સર્વથી ઉંચી શીખર ઉપર છે અને મહા મુશીબતે ત્યાં પહોંચાય છે. જ્યારે દશ માણસો ત્યાં જાય છે. તેમાંથી એક ગુમ થઇ જાય છે.

વસાલકુ—જે જુનાગઢની પાછળ ખારા સમુદ્રની અંદર એક માછલું થાય છે તેને થોડીવાર સુર્યના તાપમાં મુકે તો ગળી જાય છે

કહે છે કે જુના વખતમાં ગીરનાર પર્વત ઉપર એક પંથી સહેલ કરવા ગયેલો તે એક વાવ ઉપર પહોંચ્યો અને તેમાંથી તુંબડી ભરવાનો મનસુબો કરતો હતો કે તેને એક વાણી થઈ કે અરે સંત એમાંથી પાણી લઈશ નહિ તે અચંબીત થઈ ડાબે જમણે જોવા લાગ્યો એને ત્યાં આગળ કોઇ જોવામાં આવ્યું નહિ. તેણે બીજી વખત પહેલા પ્રમાણે પાણી લેવાનું

ધાર્યું કે ફરીથી તેવોજ અવાજ સાંભળવામાં આવ્યો. અને ત્રણવાર એજ પ્રમાણે બન્યું છેવટે તે ન રોકાતા તે વાવમાં ગયો અને તુમડી ભરીને બહાર આવ્યો. ફરીથી અદ્રશ્ય કહેનારની વાણી સાંભળવામાં આવી કે, લે, પરંતુ રાયકાના નશીબમાં છે.

ટુંકામાં તે પંથી પહાડની હેઠળ ઉતરી આવ્યો અને પાસેની વસ્તીમાં ગયો અને એક વાણીઆની દુકાન પાસે જઇને ઉભો રહ્યો. તે દુકાનદારનું રાયકા નામ હતું અને તેને તે નામની ખબર નહોતી. પછી તે તુંબડીને તેની દુકાને લટકાવી તે જોતા રહેવાનું કહી ફેરે જવાને બહાર ગયો. ભોગ જોગે તે વાણીઆની દુકાન આગળ પેલી તુંબડી હેઠળ એક પત્થરો પડેલો હતો તેની ઉપર ને તુંબડીમાંથી એક ટીપું પાણી ટપક્યું. તે પડતાંજ પહેલો પત્થરો સોનાનો થઇ ગયો. રાયકો આ જોઇને ઘણો અચંબામાં પડ્યો અને જાણ્યું કે આ પાણીમાં એ ગુણ છે, ઘણી ઉતાવળે તે સોનું તથા પાણી દુકાનેથી ઘેર લઇ ગયો, અને તેમને પાકા બંદોબસ્તમાં રાખી દુકાનને અગ્નિ મૂકી બાળી નાંખી. જ્યારે ભડકા ઉડયા ત્યારે રડવા કુટવા લાગ્યો કે જેથી લોકો ખરૂં સમજી ભૂલમાં ભરાય. એટલામાં પહેલો તુંબડીવાળો માણસ પણ આવી પહોંચ્યો અને પોતાના પાણી વિશે પુછવા લાગ્યો ત્યારે તેણે જવાબ દીધો કે, પ્રગટ વિશે શો પ્રશ્ન. તારા પાણીના દરિદ્રતાથી મારી દુકાન બળી ગઇ. સાધુને તેના ગુણની માહીતી નહોતી તેથી છાનો રહયો. તે સાધુ ફરીથી પર્વત ઉપર ગયો અને તે વાવની ઘણી શોધ કરી પણ તે ફરીથી મળી નહિ અને અમૃત કુંડની પેઠે અલોપ થઇ ગઇ.

કહે છે કે, શ્રાવકોના ઘણા નાણા ખરચેલા દેરાંઓ જે હમણાં સુધી જોવામાં આવે છે તે રાયકાના બનાવેલા છે. તેના વંશના લોકો એ વાવને જાણે છે. પરંતુ સઘળા લોકોની પેઠે પોતાનો નિરવાહ કરે છે. પ્રભુ જાણે કે ખરી હકીકત શી છે!

